# ગ્રાહકોને ખાસ સૂચના

આ ગ્રંથમાળાનું આ વર્ષનું છેલ્લું પ્રકાશન 'સોવિયેટ સમાજ' હવે બહુ થોડા દિવસમાં તમારા હાથમાં રજૂ થશે. એના લેખક શ્રી નીરૂ દેસાઈ છે. આધુનિક રશિયા વિષેની મહત્ત્વની હકીકતોથી એ ભરપૂર છે. નવી સંસ્કૃતિનો ઉગમ ત્યાં કેવી રીતે થઇ રહ્યો છે તેનું એમાં મચોટ બયાન છે. પુસ્તક અઢીસો પાનાથી મોટું છે. આ પુસ્તકમાં શ્રી. દિનકર મહેતાનો ઉપોદ્‌ઘાત એક અત્યંત મહત્ત્વનો ભાગ છે. રશિયામાં તાજેતરમાં જે મુકદ્દમાઓ ચાલી ચૂક્યા છે અને જેણે જગતભરમાં ભારે ઉહાપોહ મચાવ્યો છે તેને અંગે પુષ્કળ વિચારણીય હકીકતો અને દલીલો એમાં છે.

ઉપરાંત સુંદર સુંદર ચાર ફોટાઓ છે.

આ સુંદર અને મહત્ત્વનું પુસ્તક આ ગ્રંથમાળાનું બીજા વર્ષનું છેલ્લું પુસ્તક છે એથી તે વી. પી. થી રવાના કરવામાં આવશે.

નવા વરસનું લવાજમ રૂ. ૪॥ ને બદલે રૂ. ૪ રાખવામાં આવ્યું છે. નવા વરસે કયાં અને કેવાં આકર્ષક પુસ્તકો પ્રસિદ્ધ કરવાના છીએ તે તો આ પુસ્તકને અંતે આપેલી યાદીમાંથી જોઇ શકશો.

જો તમે વી. પી. ખર્ચમાં ન ઊતરવા માગતા હો તો તમને અમારી વિનંતી છે કે, આ ક્રાંતિને કિનારે પુસ્તક તમારા હાથમાં આવે કે તરત જ આવતા વરસ માટેનું લવાજમ રૂા. ૪ મ. ઓ. થી રવાના કરજો.

અને જો તમે આવતે વરસે ચાલુ રહેવા ન જ માગતા હો તો કૃપા કરી અમને તુરત જ લખી જણાવજો; જેથી અમે તમને છેલ્લું પુસ્તક બૂકપોસ્ટથી મોકલી આપીશું.

આ પુસ્તક રવાના કર્યા પછી દસ દિવસમાં અમને કશો જ જવાબ નહિ મળે તો અમે આપને છેલ્લું પુસ્તક વી. પી. થી રવાના કરીશું જે આપ સ્વીકારી લેશો જ. અમને કશું જ જણાવ્યા વિના જો આપ વી. પી. પાછું કાઢશો તો આપને એ છેલ્લું કિંમતી પુસ્તક મેળવવા માટે નાહકનું ટપાલખર્ચમાં ઊતરવું પડશે.

આમરા આગલા નિવેદનમાં ચાલો વિચારીએ તથા નવી દુનિયા એ બે ગ્રંથમાળાનું સામટું લવાજમ રૂા. ૫ ને બદલે રૂા. ૪॥ હોવાની જાહેરાત કરી હતી. પરંતુ અત્યારે કાગળોના ભાવ જે ગતિએ વધી રહ્યા છે તે જોતાં બન્નેનું સામટું લવાજમ રૂા. ૧ તથા રૂા. ૪ મળી કુલ રૂા. પાંચ રાખવું પડ્યું છે.

સંચાલકો

# નિવેદન

આ નવલકથા આ વર્ષના ચોથા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે. આ ગ્રંથમાળામાં આગલે વરસે આવી એક નવલકથા પ્રગટ થઇ હતી. પરંતુ તે તો એક જર્મન નવલકથાનો અનુવાદ હતો. જ્યારે, આ તો બિલકુલ મૌલિક છે.

આ નવલકથા જે નવો 'ઉદ્દામ પ્રવાહ' રજૂ કરે છે તે પ્રવાહ પરત્વેનો એક અભ્યાસપૂર્ણ નિબંધ આ સાથે જ અમે આપી શકીએ છીએ, તેથી વિશેષ આનંદ થાય છે.

ભાઇ સનતકુમાર વોરાનો આ નવલકથા અમને મિત્રભાવે આપવા માટે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આ મીઠો સંબંધ બાંધી આપવામાં જેમણે ઉમળકાભર્યો પરિશ્રમ લીધો છે, અને જેઓ શરૂઆતથી અમારા એક નીકટના મિત્ર તરીકે રહ્યા છે તે ભાઇ બચુભાઇ ધ્રુવનો અહીં ઉલ્લેખ કરતાં અમને સવિશેષ આનંદ થાય છે.

આ પુસ્તકના પ્રકાશન પહેલાં અમારા એક સાથી કાંતિ કાકા અંગત કારણોને લીધે અમારાથી છૂટા પડયા છે તેનો ઉલ્લેખ કરતાં અમને દુઃખ થાય છે. એમનું પોતાનું નિવેદન જ આ સાથે આપીએ છીએ. તેઓ અમારાથી બાહ્ય દૃષ્ટિએ છૂટા પડવા છતાં અમારો આંતરિક સંબંધ કાયમ જ રહેવાનો છે તે સૌ કોઇ જોઇ શકશે. બિરાદર કાંતિ કાકાએ આ કાર્યાલયને વિકસાવવામાં અથાગ પસીનો વહાવ્યો છે. આ કાર્યાલય તેમની ઊંડી આત્મીયતા કદીય નહિ વિસરી શકે.

સંપાદકો

# છૂટા પડતાં



આ શબ્દો પાડતા મને દુ:ખ થાય છે. એ દુઃખ વધારે તો એટલા માટે થાય છે કે આરંભેલા આ કામને હજુ માત્ર બે જ વર્ષ થયા છે અને મારે આ પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થવુ પડે છે.

આ પ્રવૃત્તિના પાયામા મારો જે કાંઇ અલ્પ ફાળો છે એ મને છૂટા થવાની ના પાડે છે. આ સંસ્થા પ્રત્યેનો મારો આદર અને પ્રેમ મને તેમ કરતા અટકી જવાનું ફરમાન કરે છે. મિત્રો અને સહકાર્યકર્તાઓનો પ્રેમ અહીં જ રહેવા પ્રેરણા આપે છે અને છતાં છૂટા થવાનો નિર્ણય મારે કરવો પડે છે.

આ મારા છૂટા થવામા અમારી આંતરિક કોઇ કથી જ અથડામણ નથી એટલુ સ્પષ્ટ કરવાની મને જરૂર લાગે છે.

આજ લગીના મારા કામમા મને અનેક મિત્રોએ સહાય કરી છે એ સૌ મિત્રો અને સહકાર્યકર્તાઓનો તો હુ ઋણી છું જ. ઉપરાત જે ગ્રાહક મિત્રોએ તથા સહાનુભૂતિ દર્શાવનારા સદ્ગૃહસ્થોએ આ પ્રવૃત્તિના પ્રચારમા અતિ મહત્ત્વનો ફાળો આપ્યો છે એ સૌનો આભારી છુ

જો કે છૂટો પડનો છતાં હુ આ સંસ્થા સાથેનો મારો સંબધ તેટલો વધારે ઘનિષ્ટ સબધ ચાલુ રાખવાનો જ છુ. એટલું વ્યક્ત કરીને સંતોષ અનુભવુ છું.

કાન્તિ કાકા.

# આમુખ

ત્રણ વર્ષ પરદેશમાં ગાળ્યા પછી ગયે વર્ષે કલકત્તામાં રહ્યો ત્યારે જ હું એ ત્રણ વર્ષો દરમિયાન હિંદમાં સ્થપાયેલા મહા-સભા સમાજવાદી પક્ષના સભ્યોના સંબંધમાં આવ્યો. એ સહવાસ દરમિયાન હું જોઈ શક્યો કે કેટલાક કાર્યકર સભ્યોને સાચા માર્કસવાદી સિદ્ધાંતોનું અજ્ઞાન હતું, જ્યારે કેટલાક સભ્યોને સિદ્ધાંતોનુ સંપૂર્ણ જ્ઞાન હોવા છતા તે સિદ્ધાંતોને તક આવ્યે અમલમાં મૂકવાની હિંમત નહોતી. અલબત, મોટા ભાગના સભ્યોમાં માર્કસવાદી સિદ્ધાંતોનું સંપૂર્ણ જ્ઞાન તેમ જ તે સિદ્ધાંતોને કાર્યમાં મૂકવાની પૂરી હિંમત તેમજ ધગશ હતાં. પણ અપવાદ સમો એક નાનકડો વિભાગ હતો કે જે ફાયદો કરવાને બદલે કેટલેક અંશે નુકસાન કરી રહ્યો હતો.

આ લોકો જોડે ઘણી ચર્ચા થતી. કેટલાકો કહે છે તેમ સમાજવાદીઓને ચર્ચાઓનો વધુ પડતો શોખ હોય છે એ વાત ઘણી સાચી છે. પણ એ સારી પણ છે. ચર્ચા વિના સત્યનું ઝીણામાં ઝીણું અન્વેષણ કરવું અશક્ય છે. આથી મારા એ બિરાદરો અને હું અનેક વખત એ ઊંડી ચર્ચામાં ઊતરતા.

આ દિવસો દરમિયાન આ નવલકથાનો પાછલો ભાગ નક્કી થયો, એમ કહીએ તો ચાલે. તે જ વખતે આ ગ્રંથમાળાના સંચાલકોને આવું જ કોઇક પુસ્તક જોઇતું હતું. પણ એ પુસ્તક લખવાની શરૂઆત કરી ન કરી, ત્યાં તો મારે કલકત્તા એકાએક છોડવું પડ્યું.

પણ હું કલકત્તા હતો ત્યારે જે શણની મિલોની હડતાળની વાતો ચાલતી હતી, તે હડતાળ આ પુસ્તક પૂરેપુરું લખાયું ત્યાર પહેલાં પડી નહોતી. આ પડનારી હડતાલ પણ આ પુસ્તકમાં મેં ઉમેરી હતી. મેં પુસ્તકનું ખોખું તૈયાર કરતી વખત ધાર્યું હતું કે પુસ્તક આખું લખાયા પહેલાં તે હડતાલ જરૂર પડશે, અને જે પ્રશ્ન કલકત્તાની શણની મિલોને વર્ષોથી મૂંઝવે છે, તેનો કંઇને કંઇ ઉકેલ આવી જશે. અને હું તે ઉકેલ મારા પુસ્તકમાં મૂકી શકીશ.

પણ પુસ્તક લખાઇ ગયું ને હડતાલ ન પડી. અને પ્રકાશકોને પુસ્તક મોકલી દીધા પછી પડી, આથી મારે જે કરવું હતું તે ન કરી શક્યો.

પણ એક રીતે તે સારું જ થયું. આ પડેલી હડતાલનો અંત એવો જ આવ્યો કે જેને સંપૂર્ણ દ્રોહ કહી શકાય. આ ઉકેલ મને આ નવલકથામાં કંઇ જ કામ ન આવત. નવલકથાઓમાં કેટલીક વખતે આદર્શને વાસ્તવિકનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન થાય છે. તેમ આમાં પણ મારે કરવો હતો. શણની મિલોની હડતાલનો વાસ્તવિક અંત તે આદર્શ અંતથી ઘણો જુદો છે.

પણ મારા નિવેદનથી કોઇ એમ ન સમજે કે આમાં આવતાં પાત્રો જીવંત વ્યક્તિઓ ઉપરથી સરજાયેલાં છે. એમાંનાં બે પાત્રો મારા આગલા એક પુસ્તકમાં આવી ગયાં છે. બાકીના પાત્રો પણ એમની માફક નવીન સર્જેલાં છે. અમુક વિચારસરણી કે કાર્યપદ્ધતિને અનુકૂલ આવે એવી એમના પાત્રાલેખનની રેખાઓ આંકવા પ્રયત્ન કર્યો છે. એ વિચારસરણીઓ અને કાર્યપદ્ધતિઓનો ખ્યાલ મને મારા કલકત્તાના ટૂંકા નિવાસ દરમિયાન આવ્યો હતો એ મારે કબૂલ કરવું જોઇએ.

સનતકુમાર વીણ

# ઉદ્દામ નવલકથા સાહિત્ય
## Left Novels

આ નવલકથા આપણા ગૂજરાતમાં આજકાલ નવલકથાઓનો જે પ્રવાહ ચાલી રહેલો છે તેમાં તદ્દન નવીન છે આ પ્રવાહ કેવળ ગુજરાતી સાહિત્યમા જ નવીન છે એમ નથી પરંતુ આપણા હિન્દુસ્તાનના તમામ સાહિત્યમાં નવીન જેવો જ છે.

આખા યુરોપના અત્યારના સાહિત્ય ઉપર દૃષ્ટિ કરતાં આપણને આજે જે પ્રવાહ ખૂબ વેગમા પોતાનો માર્ગ કરી રહેલ જણાય છે તે આ પ્રવાહ છે આને 'લેફ્ટ લિટરેચર' (left literature) તરીકે ત્યાં ઓળખવામા આવે છે.

આ લેફ્ટ લિટરેચર ' ઉદ્દામ સાહિત્ય'ની શરૂઆત યુરોપના દેશોમા થયે પૂરા બે દશકા જ થયા છે. પરંતુ આ નવીન પ્રવાહની શરૂઆત થઇ તે પહેલા ત્યાના દેશોમાં' તે માટેની પૂર્વભૂમિકા તૈયાર થઇ ચૂકી હતી.

આ ઈતિહાસના મુખ્ય ચાર તબક્કાઓ પાડી શકાય. પહેલો - ફ્રાન્સની ક્રાંતિની પહેલાનો યુગ. જે સમયમા ક્રાંતિશીલ બળોને જન્મ આપવાનુ તથા બહલાવનારું સાહિત્ય પ્રકટયુ. વોલ્ટેર અને રુસોને આના અગ્રણી લેખા શકાય.

બીજો યુગ ફ્રાન્સની ક્રાંતિ પછીનો. જ્યારે ઉદ્યોગવાદ વેગીલી ગતિએ કદમ ભરી રહ્યો હતો પરિણામે પસીનાના પાડનારાઓનું પ્રતિબિમ્બ પહેલી જ વાર કિતાબમાં મૂર્ત બન્યું હતું આનાતોલ ફ્રાન્સ ને ટોલ્સ્ટોય, હ્યુગો, દોસ્તોવસ્કી ને ગોગોલ આના પ્રતિનિધિઓ હતા

ત્રીજો યુગ ૧૯૧૪ થી ૧૯૧૮ના મહાયુદ્ધનો જેને અંતે દુનિયાને નવી દૃષ્ટિ મળી સાચા લેફ્ટ સાહિત્યનો આવિષ્કાર જે દૃષ્ટિમાંથી થયો

ચોથો છેલ્લો યુગ રશિયાની ભવ્યનવ્ય ક્રાંતિનો જેણે નિરાશ દુનિયાને નવી આશાના અંજન આંજ્યા, શ્રદ્ધાના દૂધ પાયા, નવી શક્તિના વહેણ વહાવ્યા જેના પ્રતાપે લેફ્ટ સાહિત્યનો ધોધ ફાટ્યો

આ ચાર તબક્કા દૃષ્ટિમાં રાખી જો આપણે વિશ્વ સાહિત્યના પરિવર્તનોની આલોચના કરીશું તો અત્યંત સરળતા થશે

આ માટે થોડીક વિગતો જરૂરી છે અંગ્રેજી તથા ફ્રેન્ચ સાહિત્યની પુરાણી જાહોજલાલી અને સર્વોપરિતાથી આપણે સૌ પરિચિત છીએ ૧૮ મી ૧૯ મી અને ૨૦ મી સદીના સાહિત્યકાળ પણ તેજસ્વી છે થેકરે, સ્ટીવન્સન, સ્કોટ, ડિકન્સ અને હાર્ડી—આ બધા લેખકોએ અંગ્રેજી નવનમ્યા સાહિત્યમાં અને એથી વધારે અચોટ રીતે મોપાસાં, આનાતોલ ફ્રાન્સ, હ્યુગો ઝોલા વગેરેએ ફ્રેંચ સાહિત્યમાં વાસ્તવદર્શી સાહિત્યનો જબ્બર ધોધ વહાવ્યો છે, એ આપણે જાણીએ છીએ

બીજી બાજુ, સાહિત્ય ક્ષેત્રમા આજે અને આજ પહેલાં જેનુ અનોખુ અનન્ય સ્થાન રહ્યું છે તે રશિયન સાહિત્યમા વધારે ગહન અને સચોટ પ્રવાહો સાહિત્યમા વહી ચૂક્યા છે.

દોન્તોસ્કી, ટર્જીનેવ, ચેખોવ અને ટૉલ્સ્ટૉય જેવાઓએ ત્યાના સાહિત્યને જીવનની માટીમાથી જન્માવ્યુ છે. આ સૌએ સાહિત્યમા જીવનને જુદે જુદે સ્વરૂપે અને સચોટ સ્વરૂપે આલેખ્યુ છે આજેય એ સાહિત્યસ્વામીઓની વાર્તાઓ અને નવલકથાઓ વાચતા આપણે જીવનનો સીધો સોસરો સ્પર્શ અનુભવીએ છીએ જીવનની કપરી વાસ્તવિકતા અને ભીષણતાની કપારી અનુભવીએ છીએ. અને કશાજ સ કોચ કે સ શય વિના આપણે એને 'જીવન્ત સાહિત્ય' તરીકે નવાજીએ છીએ.

આખા ફ્રેન્ચ નવનકથાસાહિત્યમા ફ્રેન્ચક્રાતિના ભવ્ય ભયંકર પડઘા અને રશિયન નવલકથાઓમા ત્યાના કઠોર જીવનની કપરી રેખાઓ તરવરી ઊઠે છે.

આગળ કહ્યુ તેમ કોઇ પણ જમાનાના સાહિત્યને આપણે ત્યાના રાજકીય જીવન અને ઔદ્યોગિક જીવનની ભૂમિકા ઉપર અવલોકીએ તો સાહિત્યના જબરદસ્ત પલટાઓ અને પરિવર્તનો સમજવા મુશ્કેલ ન પડે ફ્રેન્ચ અને રશિયન સાહિત્યમા આપણે આ જોઇ શકીએ છીએ પરતુ એનો પૂરેપૂરો સાચો અને સ્પષ્ટ ખ્યાલ મેળવવા માટે આપણે આધુનિક વિશ્વસાહિત્ય ભણી દષ્ટિ માડવી આવશ્યક છે. જે નવીન પ્રવાહનો—જે 'ઉદ્દામ સાહિત્ય'નો ઉલ્લેખ આગળ ઉપર

કર્યો છે તે સાહિત્યના સર્જનનો ઇતિહાસ અને તેના પ્રવાહની ગતિ તરફ સૂક્ષ્મ દૃષ્ટિ કરતા આપણને આ બરાબર સમજાશે

વિશ્વવ્યાપી મહાયુદ્ધને આપણે કોઇ ભૂલી શકીએ એમ નથી એણે જગતના જીવનમા શા શા ફેરફારો કર્યા છે તેની યાદ આપવાની જરૂર નથી કેમકે આપણુ આજનુ આખુ જીવન, આપણો સમસ્ત સમાજ, આપણુ સંપૂર્ણ રાજકારણ, આખી દુનિયાની કટોકટી ભરી આર્થિક આધિ અને પરિણામે જાગેના ક્રાંતિકારી આંદોલનો આમાથી જન્મ્યા છે એને માનવી ભૂલી જાય એ શક્ય નથી, એ એને પાલવે એમ નથી

અને ઉપર ઉપરના દેખાતા આ આર્થિક રાજકીય અને સામાજિક પરિવર્તનોએ માનવી જીવન પર શુ શુ જાદુ નથી કર્યુ ? એણે માનવી માનવીના સબધો ભાવો ભાવનાઓ વાસનાઓ, આકાંક્ષાઓ, મહેચ્છાઓ, અને આદર્શો સુદ્ધામા ભારે પરિવર્તન કર્યુ છે લગ્ન, કુટુ બ પ્રેમ, નીતિ ધર્મ, સદાચાર અને ઇશ્વરપરાયણતા વગેરે નાનની જીવનની ઊડામા ઊડી ઊર્મિઓ લાગણીઓ અને માન્યતાઓમા ભયકર પરિવર્તનો કર્યા છે સરળ અને શાત દેખાતા જીવનમા અસખ્ય ગૂચવણો અને તોફાનો જન્માવ્યા છે જીવન સાદુ સરળ મટી ગભરાયાઓ અને કોયડાઓનુ એક જાળુ બની ગયુ છે મહાયુદ્ધ માનવી જીવનમા શુ શુ નથી કર્યુ ?

જેને ગઇ કાલ સુધી પવિત્ર, ઉચ્ચ અને માનવ જીવનની મહા

નતા રૂપ માન્યુ હતુ તેવુ ઘણુ આજે પલટાઇ ગયુ છે આ અચડામણોએ માનવીના હૃદયમા ઊડા આદોલનો પ્રગટાવ્યા છે એનુ આખુ વ્યકિતગત ઊર્મિત જીવન પલટાઇ ગયુ છે એ વિષેની એની ભાવના પણ ફેરવાઈ ગઇ છે તેવી જ રીતે રાજકારણી દષ્ટિ પણ એવી ને એવી કયા રહી છે ?

'ધરતીએ સાદ દીધો છે ધરતીના જાયા જાગો' અને 'માતાએ હાકલ કરી છે, માતાની મુકિતમા માનવીઓ માથા વધેરો' આવા સૂત્રો યુધ્ધ પહેલા તમામ દેશોએ રાષ્ટ્રીયતાના વાઘા સજી ઉચ્ચાર્યા હતા અને એમા લાખો કરોડો વધે રાના હતા પણ મહાયુધ્ધ પૂરુ થયુ અને માથા વધેરનારા-ઓને ફરી માથ વધેરવા સિવાય કશુજ મળ્યુ નહિ પરિ-ણામે એમાથીજ પડઘા ઊઠ્યા છે

માતાની મુકિત ? કઇ માતા ? કોની માતા ? કેવી મુકિત ?' આ પડઘા ભયકર સ્વરૂપે આજે આખા આ દેશમા ફેનાઇ ગયા છે

અને અણકલ્પ્યા આંદોલનોએ માનવ જીવનનો પુરાણો પાયો ડોલાવી નાખ્યો છે

આમ, આખુ જીવન જ્યારે ધરતીકપ અનુભવે ત્યારે જીવનના સૂક્ષ્મમા સૂક્ષ્મ ધબકારને સાભળનાર, અનુભવનાર અને કલાદેહે વ્યકત કરનાર કલાકારો શી રીતે જપીને જીવી શકે ? એમની કલમોમા સૂતેલી સરસ્વતી સળવળ્યા સિવાય કયા લગી શાત રહી શકે ?

અને આ એક જ મહાયુધ્ધે આલમભરના કલાકારો—

સાહિત્યકારોમા નવ પ્રાણ પૂર્યા એમને ઊચ દૃષ્ટિ દીધી એમને જીવનનો કોઈ અવનવો જ અનુભવ કરાવ્યો અને તેજસ્વી કલ્પનાના સ્વામીઓ જે સરજી શકયા નહતા તેવુ સૂક્ષ્મતમ અવનવુ સર્જન આ સવેદનાશીલ માનવ પ્રાણીએ સરજાવ્યુ. આશ્ચર્ય તો એ છે કે જે ગઈ કાલે અઢાર વરસનો નિપાઇ હતો, અથવા બાવીસ વરસનો લશ્કરી અમલદાર હતો અગર તો લશ્કરી ભરતીમા શામેલ થતા પહેલા એક કપોઝિટર હતો, અથવા કોઈક ગામડાની શાળામા શિક્ષક હતો, એ સામાન્ય માનવીઓમા સર્જનની અસામાન્ય શકિતઓએ ઉછાળો લીધો ગઈ કાલ સુધી જે સાધારણ ટાઇપીસ્ટ હતી, અથવા તો નર્સ હતી, અગર તો ગામડાની શિક્ષિકા હતી, અગર તો ભઠિયારણ હતી, તેવી કઈ કેટલી યુવતીઓ પણ જાણે એક રાતમા નવા સાહિત્યની સર્જનહાર , બની બેઠી ' ઉમેરે આ યુવતીઓ અને યુવાનો ઉપર યુદ્ધનો ક્રૂર ભરડો ફરી વળવામા મણા રહી ન હતી એમના શાંત ગૃહસસાર, મીઠ સ્વપ્નો અને મહાન મનોરથોને યુદ્ધે ધરમૂળથી છૂંદી નાખ્યા હતા સ્વભાવિક રીતે આ હૈયાવલોવાટમાથી અવનવા , સાહિત્યરત્નો નીપજ્યા અને સાહિત્યને તેમણે નવપ્રકાશ વત બનાવ્યુ

સાહિત્યના ઇતિહાસમા પહેલી જ વાર જૂના અને નવા સાહિત્ય વચ્ચે એક અનુલ્લઘનીય ભેદ પડી ગયો મહાયુદ્ધ પહેલાનુ સાહિત્ય અને પછીનું સાહિત્ય—એમ બે નોખા પ્રવાહો થઈ ગયા.

આ મહાયુદ્ધ પછીના સાહિત્ય—ખાસ કરીને નવલકથા સાહિત્યમાં આ પ્રવાહનાં સ્પષ્ટ દર્શન થાય છે. મહાયુદ્ધ પછીનું સાહિત્ય એટલે યુદ્ધની ભીષણતા અને ક્રૂરતા દર્શાવનારી જ નવલકથાઓ એમ નહિ. અલબત્ત આવા 'યુદ્ધસાહિત્ય'નું નવા ઉદ્દામ સાહિત્યમાં ખૂબ જ આગળ પડતું સ્થાન તો છે જ. પરંતુ એમ તો ટૉલસ્ટૉયે ક્યાં યુદ્ધની ભીષણતાનો ચિતાર 'વૉર એન્ડ પીસ' (War and Peace) દ્વારા નથી આપ્યો? એણે યુદ્ધની ક્રૂરતા વિષે શું ઓછું લખ્યું છે? પરંતુ કેવળ યુદ્ધની ભીષણતાનો ચિતાર આપવો. એ જુદી વાત છે અને એનાં કારણો, બળો અને પરિણામોની ખોળ કરી, સમજ પામી એ બળોને ખુલ્લા પાડવા, રજૂ કરવાં એ જુદી વસ્તુ છે. જેમ, શરૂઆતમાં કહ્યું તેમ, હ્યુગો, દોસ્તોસ્કી કે ડિકન્સે સામાજિક અન્યાયોનો, કુરૂપતાઓનો, ભયંકરતાઓનો, ગરીબી અને વેદનાઓનો ઓછો ભયંકર ચિતાર નથી આપ્યો. ટૉલ્સ્ટૉય જેવા તો એના કારણોમા પણ ઊતર્યા છે અને રાજ્ય, લશ્કરવાદ તથા યુદ્ધ ઉપર તીખામાં તીખી કલમ ચલાવી ગયેલ છે. છતાં આ સૌ યુદ્ધ પછીના ઉદ્દામ નવલકથાકારોથી તદ્દન જુદા જ પડે છે.

આ લાલ લીટી કઈ છે, જે એ બેને જુદા પાડે છે? આ સવાલ મહત્ત્વનો છે. 'ઉદ્દામ નવલકથાઓ'નો નોખો પ્રવાહ સમજવા માટે આનો જવાબ મહત્ત્વનો છે.

આને માટે આપણે મહાયુદ્ધ પછીના વિશ્વના આંદોલનોનો

ખ્યાલ કરવો જરૂરી છે. આજે આખી દુનિયા બે વિરોધી સંસ્કૃતિ તરફ ઘસડાઈ રહી છે. સત્તાવાદી અને સ્વાતંત્ર્યવાદી. સત્તાવાદી સંસ્કૃતિએ ચાલુ મૂડીવાદી સમાજરચનાને ટકાવી રાખવા માટે ફાસિઝમરૂપી ઉગ્ર જંગલી હથિયાર ઉગામ્યુ છે. જ્યારે સાચો અને સંપૂર્ણ સ્વાતંત્ર્યવાદ સમાજવાદી અને સામ્યવાદી સમાજરચના તરફ કૂચ કરી રહ્યો છે. દિવસે દિવસે આ બંને વચ્ચેનું ઘર્ષણ ઉગ્રપણે બનતું જાય છે. ઇટલી એબિસીનિયાનો વિગ્રહ, સ્પેનનો આંતરવિગ્રહ ચીન–જપાનની અથડામણ આ બધાં આ સંસ્કૃતિની અથડામણોનાં જ પ્રતીકો છે.

અને સત્તાવાદી તથા સ્વાતંત્ર્યવાદી સંસ્કૃતિની આ અથડામણે છેલ્લાં અઢાર વરસમાં ઓછાંની આંખ નથી ઉઘાડી. આજની દુનિયા બે અલગ દુનિયામાં વહેંચાઇ ગઈ છે. એનાં ભયંકર પરિણામ તમામ વિચારકોને ભડકાવી રહ્યાં છે અને તેમાંથી જ નવી દુનિયાના ખ્યાલો પણ સ્વરૂપ લેવા માંડયા છે. આ ખ્યાલોને મૂર્તસ્વરૂપ આપવામાં સાહિત્યે–નવલકથાઓએ બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આ બે દુનિયા, બે આદર્શ, બે સંસ્કૃતિ વચ્ચેની અથડામણો રજુ કરવી, બંનેનું મૂલ્યાંકન કરવું, બંનેનાં બળોની તુલના કરવી, પ્રગતિશીલ બળોને પ્રોત્સાહિત કરવાં, પ્રત્યાઘાતી બળોને ખુલ્લાં પાડવાં અને બેમાંની જે સંસ્કૃતિ માનવકલ્યાણની પોષક હોય તેની તરફદારી કરવી, એ આ છેલ્લા અઢાર વરસના ઉદ્દામ સાહિત્યનું મુખ્ય લક્ષણ રહ્યું છે.

આ ઉદ્દામ નવલકથાઓનાં અને એની પહેલાંની વાસ્તવ-દર્શી નવલકથાઓનાં વર્ણનોમાં, ચિતારમાં, અને અન્યાય વિષેની હકીકતોમાં ઘણું સામ્ય હોવા છતાં દૃષ્ટિભેદ હોવાને કારણે તેમની ગૂંથણીમાં અત્યંત ભેદ પડી જાય છે. જેમકે ઉદ્યોગવાદે ૧૯મી સદીના પ્રજાજીવનને જે આંચકો આપ્યો હતો એનું બયાન બે રીતે આપી શકાય. એક તો—ગામડાં ભાંગવા માંડ્યાં અને સૌ શહેર ભણી ધસડાયા ને ત્યાં જઈ બેકાર બન્યાં, ફસાયા, ઘર વિનાનાં બન્યાં! ઉદ્યોગવાદે કેવું ભયંકર સત્યાનાશ વાળ્યું! માટે ઉદ્યોગવાદ જ ભયંકર છે, એમ માની હતા ત્યાં ને ત્યાં ગામડામાં પાછાં આવતા ટોળાંનું દૃશ્ય રજૂ કરતું અને એ રીતે પ્રગતિશીલ બળોની પીછે હઠમાં આડકતરી રીતે રાચતું સાહિત્ય. બીજું—આજનો ઉદ્યોગવાદ શાથી આવું ભયંકર પરિણામ નીપજાવે છે તેના કારણો સમજવા ભણી ગામડામાંથી આવેલી ભૂખી જમાતને ખેંચી જઈ ક્રાંતિકારી બળોને જાગૃત કરતું, બહલાવતું, ઉત્તેજિત કરતું, આશાન્વિત કરતું, માર્ગદર્શન કરતું, આજની ક્રૂર સમાજ-રચના પ્રત્યે તિરસ્કાર જન્માવી તેને ફેરવવા પ્રોત્સાહિત કરતું સાહિત્ય. તેવી જ રીતે યુદ્ધમાં ખુવાર થઈ, નિરાશ થઈ, હતાશ બની ઘેર ગામડે આવી આખી દુનિયા પ્રત્યે ઘૃણા કે ઉદાસીનતા દર્શાવી નિષ્ક્રિયતાને આદર્શ માની ફરી કોઈ કશી જનકલ્યાણની પ્રવૃત્તિમાં ભાગ ન લેવા સૂચવતું સાહિત્ય. બીજી બાજુ એ ઘોર યુદ્ધના ભોગ બનાવનાર—પોતાને એકને જ નહિ પણ તમામ શ્રમજીવી સમુદાયને ભોગ બનાવનાર—માલેતુજારોની નફાખોરી પ્રત્યે રોષ પ્રકટાવી એ પ્રથાનું નિકંદન

કાઢવા મરી મથવાનો આદર્શ રજૂ કરતું સાહિત્ય તેવી જ રીતે નહેરો વિષે પૂર્વગ્રહો જન્માવી ગામડાઓ પ્રત્યે આંધળી ભક્તિ ટકાવી રાખવા મથનાર સાહિત્ય એક બાજુ હોય છે જેમકે 'ધરતીનો જાયો ધરતીને ખોળે' એટલે કે ગામડાનો માનવી દુનિયામાં ભટકી ભટકી આખરે ગામડામા જ પાછો આવે ત્યારે જ જીવનનું પરમ સાંત્વન પામે એવો ભાવ વ્યક્ત કરનારું સાહિત્ય જ્યારે ગામડા અને શહેરનો ભેદ આદર્શ સમાજમા હોય જ નહિ તેવી ભાવના પેદા કરવા મથતું સાહિત્ય બીજા પ્રકારનું છે આનું મહત્ત્વ જ એમાં છે કે જે પથ આખરે પ્રગતિ ભણી લઇ જનાર છે તે તરફ સૂગ પેદા કરવાને બદલે પ્રીતિ પેદા કરાવવા તે મથે છે ભલે પછી એ નવી પ્રક્રિયામા અમુક અનિવાર્ય જોખમો હોય, તો પણ કમકે આખરે તો એની સરખામણીમા એ માર્ગે જ ઓછું જોખમ છે વળી કોઇ પણ પ્રકારની પ્રગતિ કરવામા અમુક અનિષ્ટોનું જોખમ તો અનિવાર્ય જ છે

આ ઉપરાંત, ખેડૂતોના આંદોલનો મજૂરોની હડતાલો, સિપાહીઓની અંદર પ્રગટતી અસંતોષની જ્વાળાઓ, કચડાયેલા તમામ એકત્ર થઇ કચડનાર તમામ પાસેથી, તેમની દયા ઉપર નહિ, પણ હક્કપૂર્વક તેમની સામે થઇ તેમની પાસેથી પોતાનું પાછું લેવા માટેના તેમના બંડો—આ તમામ આંદોલનોને તોફાનો, ઉશ્કેરણીઓ, અવ્યવસ્થા અને અશાંતિ ફેલાવનારા ચળવળોને નામે રજૂ કરી વગોવી શકાય છે તેમ જ પ્રગતિના સૂચક આંદોલનો રૂપે વર્ણવી તેની પ્રશંસા પણ કરાવી શકાય છે. અહીં પણ દૃષ્ટિબિંદુનો જ સવાલ છે

પહેલા પ્રકારનું સાહિત્ય અથડામણોનો ચિતાર બતાવી તેના નાયકને અનનાં લગી તેમાંથી છટકાવી લેવાનો પ્રયત્ન કરે છે. ખરી સમસ્યાઓને ગોળ ગોળ સ્વરૂપમાં રજૂ કરી ઢાંકપીછોડો કરે છે અથવા મુખ્ય અને સર્વતોમુખી પ્રશ્નોને બાજુએ ધકેલી દઇ અગમ્ય ભાવનાઓના પ્રદેશમાં અમર અસમ્બદ્ધ આદર્શોના જાળામાં ગૂંચવી નાખે છે. જ્યારે બીજા પ્રકારનું સાહિત્ય માનવીની સમસ્યાઓને છુપાવ્યા કે દૂર કર્યા વિના તેના નગ્ન ઉગ્ર સ્વરૂપમાં રજૂ કરી તેના ઉકેલ અને નિકાલ પ્રતિ જવા પ્રેરણા કરે છે. એથી જ પહેલા પ્રકારનું સાહિત્ય ગમે તેટલું સુંદર, સ્વરૂપવાન, કલામય હોવા છતાં તેને પ્રત્યાઘાતી, જૂનવાણી, અને અન્યાયોને આપોઆપ ટકાવી રાખતુ લેખવામાં આવે છે. જ્યારે બીજા પ્રકારના સાહિત્યને કેવળ પ્રગતિશીલ નહિ પણ 'ઉદ્દામ ( Left ) સાહિત્ય' લેખવામાં આવે છે પહેલા પ્રકારના સાહિત્યમા અનેક ઉમદા ગુણો હોવા છતા વર્ગદૃષ્ટિનો અભાવ હોઇ તે અંતીમ ઉકેલ ભણી નથી લઇ જઇ શકતુ. એ સાહિત્ય સંકુચિત અથવા વ્યકિતવાદી (Individualistic) રહી જાય છે. જ્યારે બીજા પ્રકારના સાહિત્યનું સમગ્ર સ્વરૂપ બદલાઇ જાય છે. વ્યક્તિને સ્થાને સમાજ કેન્દ્રિત બને છે.

બીજો પણ ભેદ એમાં છે. જૂના વાસ્તવદર્શી સાહિત્યમાં મુખ્ય દૃષ્ટિ માનવદયાવૃત્તિ (Humanitarian) હોય છે. એનું સૂક્ષ્મ સ્વરૂપ ધાર્મિકતામાં રજૂ થાય છે અને અદૃષ્ટવાદ, રહસ્યવાદ (Mysticism) માં એનો અંતીમ લય થાય છે. જ્યારે

આ નવા સાહિત્યનો જીવન વિષેનો ખ્યાલ જુદો હોય છે વધારે ન્યાયયુક્ત, વૈજ્ઞાનિક ( Scientific ) અને બુદ્ધિશીલ ( Rationalistic ) એની દૃષ્ટિ હોય છે. નવા 'ઉદ્દામ સાહિત્ય'ની આ વિશેષતાઓ છે પરિણામે પહેલાની અસ્પષ્ટતાને સ્થાને દૃઢ અને સ્પષ્ટ વિચારશ્રેણી સાહિત્યમા દેખાય છે

અહી કેટલીક ગેરસમજૂતીનો ભય રહે છે આ 'લેફ્ટ નોવેલ્સ ' નો અર્થ એ નથી કે એમાં મજૂરોના જ, ખેડૂતોના જ કે ભિખારાના જ પાત્રો આવવા જોઈએ એનો અર્થ એ પણ નથી કે અદર રાજકીય અથડામણોની જ વાત આવવી જોઈએ એનો અર્થ એ નથી કે પ્રેમ, લાગણી અને ઊર્મિઓનો એમા બહિષ્કાર થયેલો હોવો જોઈએ એનો અર્થ એ પણ નથી કે માનવીના વ્યક્તિજીવન પ્રત્યે એમા સૂગ જ દર્શાવેલી હોવી જોઈએ પ્રેમ, લાગણી, વ્યક્તિજીવન એ માનવ જીવનના સૂક્ષ્મ અનુભવો છે એનુ નિકંદન કાઢવાનો સવાલ આમા છે જ નહિ, ન જ હોઈ શકે વળી એમા નવી સસ્કૃતિની ભૂલો, દોષો દુષણો પ્રત્યે મીંચામણા ન હોય, પણ સહાનુભૂતિભર્યો ઠેપકો ય હોય. ખરો મુદ્દો તો દૃષ્ટિનો છે આખી નવલકથાનો આખરી સૂર કઈ ભાવના, કઈ ઊર્મિ, કઈ સસ્કૃતિને પોષક છે અને કોનો વિરોધી છે એના ઉપરથી એનુ ઉદ્દામપણું નક્કી થઈ શકે નવાની બિલકુલ ટીકા જ ન હોય શકા ન હોય એમ પણ આનો અર્થ નથી પણ પ્રગતિશીનતાની ઠેકડી તો લેફ્ટ લેખકનું લક્ષણ નથી જ.

એક દરે, ઉપર વર્ણવ્યા તે પ્રવાહો જેમા વ્યક્ત થાય છે તે તમામ ઉદ્દામ સાહિત્ય છે આ ઉદ્દામ સાહિત્યના એક વિશિષ્ટ અગ તરીકે દુનિયાભરમા આજે 'શ્રમજીવીસાહિત્ય'નો

ઉદ્‌ભવ થઇ રહ્યો છે. રશિયન 'સોવિયેટ સાહિત્ય' પણ આ ઉદ્દામ સાહિત્યનું બીજું એક વિશિષ્ટ સ્વરૂપ જ છે.

જેમ જેમ ઉપર કહ્યાં તે બે બળોની અથડામણ ઉગ્ર થતી જાય છે તેમ તેમ તેનો પડઘો દુનિયાના સાહિત્યમાં વધારે ઊંડો અને જોશદાર ઊઠે છે. જે લેખકો થોડાં વરસો પહેલાં કેવળ તટસ્થ સાહિત્યકારો જેવા જણાતા હતા તેઓ આજે બેમાંથી એક સંસ્કૃતિના સંરક્ષક બની ખુલ્લો પડકાર કરી રહ્યા છે અને એમનું સાહિત્યસર્જન એ જ સંસ્કૃતિનો પેગામ આપનાર બની રહ્યું છે. આનું સર્વોત્તમ ઉદાહરણ વિશ્વવિખ્યાત ફ્રેંચ લેખક રોમે રોલાંનું છે. આલ્ડસ હક્સ્લે અને સિંક્લર લૂઇ જેવાના ઉદાહરણો પણ તેજસ્વી છે. વળી એકંદર જો છેલ્લા દાયકાની દુનિયાભરની નવલકથાઓનું વલણ જોઇએ અને તેનુ પ્રમાણ જોઇએ તો સ્પષ્ટ જણાય છે કે જે દેશોમાં આ અથડામણોએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે ત્યાં અને ખાસ કરીને તાબેદાર સસ્થાનોમા આ ઉદ્દામ સાહિત્યનો ધોધ ફાટી રહ્યો છે.

ઇંગ્લેન્ડ અને ફ્રાન્સ જેવા વરસો સુધી—યુગો સુધી સાહિત્યની સર્વોપરિતા ટકાવી રાખનાર રાષ્ટ્રો કરતાં આજે જર્મની, સ્પેન, રશિયા; સ્કેન્ડિનેવિયા, સ્વીડન, નોર્વે, ડેનમાર્ક અને પૂર્વમાં ચીનમાં વધારે ઉદ્દામ સાહિત્ય—નવલકથાઓનો ધોધ વહી રહ્યો છે. જર્મનીની હિટલર સરકારનાં દમન અને ફાસિસ્ટ ક્રૂરતા તથા સ્પેનની રાષ્ટ્રીય સરકારને ઉખાડી પાડવા મથતા ફાસિસ્ટોના અમાનુષી હુમ-

લાઓ ઉપર આજે પુષ્કળ સાહિત્ય પ્રકટી રહ્યુ છે. સ્કેન્ડિનેવિયામાં ૧૯૨૦ના ગાળામાં જે સાહિત્યસર્જન થયુ છે તે અસામાન્ય છે. ત્યાનાં આંતરપ્રવાહો એ વરસો દરમિયાનની ત્યાંની નવલકથાઓમા પ્રવાહિત બન્યા છે, સ્પષ્ટ સુરેખ વક્તવ્ય પામ્યા છે. રશિયાએ તાજેતરમાં પૂરી કરેલી પંચવર્ષીય બે યોજનાગ્રો અને તે પહેલા આતુર અથડામણોનો ચિતાર આપતા બેશુમાર સાહિત્ય ગ્રન્થો દુનિયાને ચરણે ધર્યાં છે.

વધારે વિગતમા ઉતરીએ તો જણાશે કે, ઇન્ગ્લેન્ડમાં લેફ્ટ નવલકથા સાહિત્યનો પ્રવાહ હમણાં હમણાં ત્વરિત બન્યો છે. વેલ્સ, લોરેન્સ, મોઘેમ, પ્રીસ્ટલે અને ગોલ્ડિંગ જેવા પ્રતિભાવાન નવલકથાકારો આથમી રહ્યા છે. ક્ષિતિજમાં નવા તારા ઝબકી રહ્યા છે 'લેફ્ટ'ની છેક નજદીક આવી ચૂકેલા ગાલ્સવર્ધીનું સ્થાન દૂર ફેંકાઈ ગયું છે. જ્યારે આલ્ડસ હક્સલે 'આઇલેસ ઈન ગાઝા' લખી લેફ્ટ નવલકથાકારોની આગલી હરોળમાં આવી ઊભો છે. બીજા નવા તાજા લેખકોમાં ઠીક ઠીક ઉમેરો થઇ રહ્યો છે. બેઇટસે 'લીન મૅન' તથા 'સીસેગ'માં સ્પેનિશ જીવનનો સુંદર ચિતાર આપ્યો છે. એની છેલ્લી નવલકથા 'ધ ઓલાઈવ ફિલ્ડ' એક ઉત્તમ નવલકથા છે. ઍસ્ટ્રેવિયાના ખેડૂતો તથા ખાણના કામદારોના જીવલેણ જીવનસંગ્રામનું સુંદર ને કલામય બયાન એમાં કરેલું છે. 'સમર વિધ રો'માં ૧૮૪૮ની ફ્રેન્ચ ક્રાંતિનો નૂતન દૃષ્ટિએ ચિતાર છે. સ્ટૉર્મ જેમ્સનની 'નન ટર્ન બૅક'મા સર્વમાન્ય હડતાલનો ચિતાર છે. 'મે ડે' નામની અમરકિડની

નવલકથામા ક્રાંતિકારી શ્રમજીવી વર્ગોની લડત રજૂ થઇ છે. આ ઉપરાંત જેમ્સ બ્રેકની 'મેજર ઑપરેશન' શ્રમજીવી સાહિ-ત્યનો એક ઉમદા નમૂનો છે. વળી વર્જિનિયા વુલ્ફ તથા "ચાઇનિઝ ડેસ્ટીની'નો લેખિકા એના લુઇના સ્ટ્રૉંગ પણ શ્રેષ્ઠ વાર્તાકાર તરીકે મહત્ત્વનુ સ્થાન મેળવી ચૂકેલ છે

અહી તદ્દન તાજેતરમા પ્રસિદ્ધ થયેલ એક અપૂર્વ નવ-લકથા 'ધ સીટાડેલ'નો ઉલ્લેખ કર્યાં વિના ચાલે એમ નથી. એના લેખક એ જે. ક્રોનિન એક ડૉક્ટર છે અને આ નવલકથા ડૉક્ટરીના ધંધાની ઉપરનું એક ફરજેતનામુ જેવી છે મૂડીવાદી દુનિયામા ડૉક્ટરીના ધધા પાછળનો પરોપકારી હેતુ કેવી રીતે અશક્ય બને છે તેનો સુસ્પષ્ટ ખ્યાલ આમાથી મળે છે આમા દર્શાવેલો દાક્તરના જીવનનો અત ભયકર છે

હવે બે બીજી નવલકથાઓનો ઉલ્લેખ કરવો ઘટે છે. એની વિશેષતા એ છે કે તે અગ્રેજોને હાથે સરજાયેલ હિન્દી જીવનની કથાઓ છે. 'મિન્ટીએલે' (સી એલ. આર. જેમ્સ કૃત) પશ્ચિમહિન્દના મધ્યમવર્ગની એક ભાવવાહી મહા કથા છે તેવીજ 'ફૂલમન ઑફ હિલ્સ' હિન્દીપહાડી કન્યાની મહાકથા છે એના લેખકનું નામ વેરીઅર એલવીન છે આ એનો ઉલ્લેખ કરવાની સાથે જ ઇંગ્લેન્ડમા વસવાટ કરી રહેલ એક હિન્દી જુવાન મુલકરાજ આનદનુ નામ યાદ આવે છે.

આનંદની 'ધ ફૂલી' નવલકથા વેરીઅરની આ પહાડી જીવનની નવલકથા સાથે સરખાવી શકાય એવી છે. આનંદે બીજી પણ બે નવલકથાઓ લખી છે. 'ધ અનટચેબલ' અને છેલ્લી તાજેતરમાં પ્રકટ થયેલી 'ટુ લિવ્ઝ એન્ડ એ બડ.' છેલ્લીમાં આસામના ચહાના બગીચાના મજૂરોની ભયંકર કહાની આલેખેલી છે.

અમેરિકામાં બંને સિંકલરોએ (અપ્ટન સિંકલર અને સિંકલર લુઇ) 'લેફ્ટ' નવલકથા સાહિત્યમાં મોટો ફાળો આપ્યો છે. અપ્ટન સિંકલરની નવલકથાઓએ ત્યાંના મૂડીવાદી આધિપત્યની 'લીલા' અત્યંત તીખી લેખિની દ્વારા રજૂ કરી છે. એની એક કે બે નહિ પરંતુ તમામ નવલકથાઓ આજની સમાજરચના ઉપર ભયંકર પ્રહારરૂપ છે. છેલ્લી No. Passaran (ના પાસારાન) સ્પેનના આંતરવિગ્રહની નવલકથા છે. સિંકલર લુઇ 'બૅબિટ'ની નવલકથા લખી વિશ્વવિખ્યાત થયો, નોબેલ પ્રાઇઝનો વિજેતા બન્યો. એની નવી નવલકથા 'ઇટ કાન્ટ હૅપન હિયર'માં ફાસિઝમના જંગલી તાંડવનું કંપાવનારું આલેખન છે. અને આખી માનવ સંસ્કૃતિના શત્રુરૂપે એને એમાં રજૂ કરેલ છે. અમેરિકામાં આ લેફ્ટ નોવેલ્સનો પ્રવાહ વધતો જાય છે. જેમ્સ ટી ફેરેલની 'સ્ટડસ લોનિગન' (Studs Ionigan) માં સ્ટડસ કુટુંબના એક જુવાનનો આર્થિક અધઃપાત થયા પછી-તેનું સર્વ રીતે કેવું સંતાનાશ વળે છે અને કરુણ મૃત્યુ થાય છે એનો ચિતાર છે. આ અંત નિરાશા પૂર્ણ છે, પણ નિરાશાવાદી નથી, એ એની ખૂબી છે.

બીજો એક અમેરિકન લેખક નોવેલિસ્ટ ડોસ પેસોસ છે. એણે અમેરિકાના મૂડીવાદમાં કેવાં ભયંકર દૂષણો છે અને એ આખી સંસ્કૃતિ કેવી રીતે વિનાશમુખી બની ગઇ છે તેનો ચિતાર આપતી ત્રણ નવલકથાઓ લખી છે. "૧૯૧૯", "ધ પેરેલલ" અને છેલ્લી "ધ બીગ મની." આ ઉપરાંત રોબર્ટ બ્રિફોલ્ટની 'યુરોપા', અર્સ્કીન કાલ્ડવેલની 'ટાબેકો રોડ' તથા 'નીલ (Kneel) ટુ ધ રાઇસિંગ સન'માંની વાર્તાઓ અમેરિકન વર્ગવિભક્ત સમાજની બીભત્સતા રજૂ કરે છે. ઉપરાંત, જેમ્સ સ્ટીલ્સની' કન્વેયર'માં ડેટ્રોઇટના મોટર કારખાનામાંના મજદૂરોની જિંદગીનો રોમાંચક ચિતાર છે. મૂડીવાદી પ્રથાના જીવલેણ આવિષ્કારોનું એમા સચોટ આલેખન છે. માર્યા મેવહોર્નની 'ધ ટ્રબલ આઇ હેવ સીન 'માં અમેરિકાની વિશાળ અકિંચન પ્રજાની વાસ્તવિક જિંદગાની રજૂ થઇ છે.

ફ્રેન્ચ લેખક નવલકથાકારોમાં એન્ડ્રી મોરિસની 'ડેઝ ઓફ કન્ટેમ્પ્ટ,' જુલે રોમેઇનની 'મેન ઓફ ગુડવીલ' નામની વિરાટ નવલકથા (કુલ ૧૦ ભાગમા) તથા હોટેલજીવન ઉપરની યુજિન ડેબિટની નવલકથાઓ જાણીતી છે. ઉપરાંત જેણે સૌનુ ધ્યાન ખેચ્યુ છે તે ચીની ક્રાંતિના આંતરચિત્રો રજૂ કરનાર એન્ડ્રી મેલરોની 'સ્ટોર્મ ઇન શાન્ગહાઇ', જેને ફ્રેંચ સાહિત્યનુ પારિતોષિક મળ્યુ છે. તે લેખક નવલકથાનો એક ઉમદા નમૂનો છે. માનવી ઊર્મિઓ, લાગણીઓ 'સેક્સ'ની ભાવના ક્રાંતિના તોફાની મોજાંઓમાં કયા અને કેવું સ્થાન લે છે એનો કલામય સંયમી ચિતાર આ પુસ્તકમા આલેખેલો છે. એની નવલકથા તાજી ક્રાંસના સયુક્ત મોરચા ઉપરની છે.

આ ઉપરાંત બીજી એક નવલકથા 'વોયેજ' એ આખા નવા ફ્રેન્ચ ગાંદિત્યમાં નવો જ ચમકારો માર્યો છે. એની ૨૫૦ આવૃત્તિઓ થઇ ચૂકી છે. એનો લેખક પેરિસનો એક ડૉક્ટર છે. એ કાંઇ બહુ જાણીતો નથી. એનું નામ ફરડિનાન્ડ સેલાઇન છે. એની આ એક જ નવલકથામાં યુદ્ધ પછીની આખી આલમની માનવતાનો ઊંડામાં ઊંડો અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ મનોભાવ અત્યંત વેધક રીતે રજૂ કરેલો છે. આખી માનવતાની વેદના એ એક નવલકથામાં એણે ગૂંથી દીધેલી છે. જાણે નવી ક્રાંતિનો પેગામ એ એક નવલકથાદ્વારા એક જુવાન ડૉક્ટર આપણને સુણાવી રહ્યો છે—મૂડીવાદી જગતને ચેતાવી રહ્યો છે.

હવે "પત્રકારિત્વ" અને સાહિત્યકારિત્વ વચ્ચેનો ભેદ પણ ઓછો થતો જાય છે, એમ જોઇ શકાય છે. ઘણા પત્રકારો સુંદર નવલકથાકારો તરીકે પ્રકાશવા માંડયા છે. પોલ નિઝાન એવો એક જાણીતો પત્રકાર છે. એની હમણાંજ પ્રસિદ્ધ થયેલી 'ટ્રોજન હૉર્સ' નવલકથા અણુવિસરાય એવું ક્લાસિક હલ્લાનું ચિત્ર આલેખે છે.

જર્મન લેફ્ટ નોવેલ્સનો ઉલ્લેખ કરતાં પહેલાં ત્યાંના નવલકથા સાહિત્યનો ઇતિહાસ જાણવો જરૂરી છે. ત્યાં પ્રતિભાવાન કવિઓ, નાટયકારો, ફિલસૂફો થઇ ગયાં છે. કલાવિદો પણ જન્મ્યા છે અને વિશ્વવિખ્યાત બન્યા છે. પરંતુ નવલકથા સાહિત્ય ત્યાં નવું સવું જ છે. પુરાણા મહારથીઓને નવલકથા (ફિક્શન), શબ્દ સૂગ ઉપજાવનાર હોય એમ જણાય છે. ગેટે જેવાએ નવલકથાઓ લખી પણ પ્રજાની આંખો સુધી એ ન પહોંચી.

જર્મનીની આખી સંસ્કૃતિ એરીસ્ટોક્રેટ અને વ્યક્તિવાદી જ રહી છે. ઇંગ્લેન્ડ અને ફ્રાન્સના જેવી 'સોસાયટી'ઓની પ્રથા પણ ત્યાં ક્યાં હતી? અને સૌ એક એવારે મળી પણ ન શકે ત્યાં વિવિધ પાત્રાલેખનવાળી નવલકથાઓ જન્મે જ ક્યાંથી? નવલકથાઓમાં સામાજિક રીતરિવાજો બહુ જ મહત્ત્વના હોય છે., આવી જ્યાં તક જ ન હોય ત્યાં નવલકથાઓની અછત હોય એ સહજ છે.

આમ છતાં, મહાયુદ્ધે દુનિયાભરમાં જે નવાં દ્વાર ખોલી દીધાં છે તેમાથી જર્મની કાંઇ બાતલ રહી શકે એમ ન હતુ. જર્મની તો યુદ્ધની પાદવાસ્થળી હતુ. અને યુદ્ધ પછી ત્યાં જે ધોધબંધ સાહિત્ય સરજાયું છે એમાં નવલકથાનું સ્થાન જેવુ તેવું નથી. જેકોબ વેમરમેન નામના એક જર્મન વિવેચક લખે છે:

"યુદ્ધ પછીનાં વરસોમા જુવાન પ્રતિભાશાળી લેખકો સખ્યાબંધ નીકળી આવતા દેખાય છે. આપણા રાષ્ટ્રનાં ઉમદા ખમીરવંતા યુવકો રણશૈય્યા ઉપર સૂતા એ હકીકત છે. અને જેઓ પાછા આવ્યા—કાર્ય જીવનથી થાકેલા, બુદ્ધિના તરંગોની જિંદગી માટે આતુર બનેલા—એમણે એમનાં મનોભાવો કાગળ ઉપર ઉતાર્યા. એમનાં જીવનમાં જ ભરપૂર સમૃદ્ધિ ભરેલી હતી અને એને બહાર ઠાલવવા માટે કોઇ વિશિષ્ટ' કલામયતાની એમને જરૂર ન હતી. જીવનમાં જે જાતે અનુભવેલું હતું એ જ બહાર આણવાનું હતું. અને એ રીતે દર્દ હળવું કરવાનું હતું. સમાજ, રાજ્ય, કુટુંબ, આર્થિકજીવન, સૌમાં

ભારે ઊથલપાથલ થઈ ગઇ હતી જ્યા જ્યાં જૂનવાણી રચના કાયમ હતી ત્યા ત્યાથી વિનાશની ગર્જનાઓ ઊઠતી હતી. એ દિવસોમાં અસખ્ય યુધ્ધનવલકથાઓ પ્રગટી. પણ યુધ્ધની વાહવાહ એમાં ન હતી સૈનિક માતાની મુક્તિ અર્થે ફના થવાની વાત એમા ન હતી જે ધમકાર સૌએ ભીષણસ્વરૂપે અનુભવ્યો હતો તે જ તેમા વ્યક્ત થતો હતો"

અને રિમાર્કસનુ • જગવિખ્યાત બનેલ ' ઓલ ક્વાયટ આન ધ વેસ્ટર્ન ફ્રન્ટ"મા આપણે આ બોલ સચોટ સ્વરૂપે સાભળીએ છીએ. લડવિગ રેનનુ 'વૉર' પણ એવુ જ છે આ અરસામા ત્યાં યુધ્ધ ઉપર જ ખૂબ બહોળુ સાહિત્ય પ્રગટ્યુ છે પરતુ પાછળથી જર્મન અને ત્યુના કૃત્રિમ વિસવાદ માથી તથા ફાસિઝમ અને પ્રજાસત્તાતત્ત્વની ભીષણ અથડા મણમાથી તો પાર વિનાનુ સાહિત્ય સર્જાઇ રહ્યુ છે ત્યુ લેખકો માથી જ પ્રતિભાવાન નવલકથાકારો જન્મ્યા છે આલ્ફ્રેડ ડૉબ્લિનૅ, લિયોન ફ્યુશવેન્જર, હરમાન કેસ્ટન વગેરે નામો તો જર્મનીની સરહદ ઓળગી દુનિયાભરમા , કીર્તિવતા બન્યાં છે હેથઝ લેથ્થ મેનનુ "ધાયર્સ અન્ડર ગ્રાઉન્ડ'મા નાઝી રાજ્યના ક્રૂર અત્યાચારો નીચે, પણ તેની જ આગળ કેવી ગુપ્ત રીતે અદ્ભુત પ્રવૃત્તિ ચાલી રહી છે તેનુ ઉત્તેજનાપૂર્ણ બયાન છે ક્લાસમેનનુ "જરની ઇન ટુ ફ્રીડમ" પણ આજ પ્રકારનુ છે ;

'મેન વિધાઉટ મર્સી' નામની આલ્ફ્રેડ ડૉબ્લિનની નવલ કથા તાજેતરમા પ્રસિધ્ધ થયેલી છે એમા સમાજ સાથેની

માનવીની અથડામણનો સુંદર ચિતાર છે. આજ લેખકની એ પહેલાંની બીજી એક નવલકથા 'એલેક્ઝાન્ડર પ્લાઝ'માં યુધ્ધ પછીના જર્મનીનું સુંદર બયાન છે. એવી જ ઉદ્દામવાદી નવલકથાઓ 'હંગર'માં તથા 'બેરીકેડસ ઇન બર્લીન'માં મળે છે.

ઇટલીમાં જર્મનીના જ પડઘા પડી રહ્યા છે. જેવું રાજકારણમાં તેવું જ સાહિત્યને વિષે છે. માનવદયાની ભાવના ( Humanitarian idea ) ને સ્થાને જીવનવિગ્રહની રજૂઆત કરતું સાહિત્ય ત્યાં પુષ્કળ સર્જાઈ રહ્યું છે.

આલ્ફ્રેડ યાન્ઝીનીએ સમાજની અંધાધૂંધી નિહાળી અને અન્યાય સામે પોકાર ઉઠાવ્યો હતો, 'બાઇ એમ બોસ' નામની નવલકથા દ્વારા. આ જ લેખકે મહાયુદ્ધ થતાં પહેલાં મહાયુદ્ધની સચોટ આગાહી કરી હતી, 'ધ જરની ઑફ એ પુઅર સ્કોલર' નામની નવલકથા દ્વારા. આનાથી પણ વધારે સચોટ દર્શન એન્ટોનિયો બેલ્ટ્રામેલ્લીની "કેવેલિયર" નોવેલમાં આપણે જોઈ શકીએ છીએ. મેક્સિમ ગોર્કીની અસર આના લખાણમાં જણાઇ આવે છે.

નવા લેખકોમા કોરેડો આલ્વેરો તથા સ્ત્રી લેખિકા આલબર્ટો મોરેવિયાના નામ જાણીતા છે. ત્યારે, "બ્રેડ એન્ડ વાઇન" નામની ઇગ્નાઝિયો સિલોન કૃત નવલકથામાં મુસોલિનીના ફાસિસ્ટ મુલકમાં જનતાને કેવી રીતે કચડી નાખવામાં આવે છે તેની બેધડક કલામય રજૂઆત છે.

સ્કેન્ડિનેવિયનું સાહિત્યમાં 'ઇટર્નલ સ્માઇલ,' 'ધ ગ્રેટ ઑફ રિયાલિટી', 'ધ હેન્ગમેન', વગેરે અંગ્રેજીમાં ભાષાન્તર થયેલી નવલકથાઓ ધ્યાન ખેંચે છે. સ્વીડનમાં માર્ટિન

કોરા તથા ડેન એન્ડર્સનની નવલકથાએ 'શ્રમજીવી નવલકથા' તરીકે પ્રખ્યાત થયેલી છે. ડેન્માર્કનો નેકસો નામક નવલકથાકાર વર્ગવિગ્રહની નવલકથાના સર્જક તરીકે પંકાયેલો છે. સ્વીડીશ લેખક નોર્ડસ્ટોર્મ નવી દષ્ટિના લેખક તરીકે આગળ પડતો છે. જો કે એની કળા માટે સૌ એકમત નથી.

નોર્વેજિયન સાહિત્યમાં આક્સેલ સેન્ડેમોઝની "એ સેઇલર ગોઝ એશોર" નવલકથા નવી સમાજરચના અને એની અથડામણોનો ખ્યાલ આપે છે. વર્ગ દષ્ટિએ નહિ પરંતુ સમાજ જીવનમાં ચાલતી અથડામણોનો ખ્યાલ સીગ્રીડ અનડેસ્ટની ભાવવાહી શૈલીમાં લખાયેલી નવલકથાઓમાંથી મળે છે.

પોલીશ લેખકોમાં નોબેલ પારિતોષિક વિજેતા રામોંટનું "પેસંટ" નામની નવલકથા તેના વાસ્તવદર્શી ચિત્રણ માટે જનતાનું ધ્યાન ખેંચે છે. એ ઉપરાંત જગતની નજરે હમણાં જ ચડેલા સીંગર નામના લેખકનું "બ્રધર્સ એશ્કેનઝાઈ" પુસ્તક એક શહેરની ચડતી પડતીનો ઇતિહાસ છે. આ પુસ્તક તો એક એનસાયક્લોપીડિયા સમાન છે. તેમાં ગામડામાંથી થતા શહેરનું જીવન, ઉદ્યોગપતિઓની પૈસા રળવાની રીતો, મજૂરોના જીવન અને આખરે શાશ્વતીની ક્રાંતિ એ બધાની કલામય ગુંથણી આમાં કરવામાં આવી છે.

સ્પેનનું સાહિત્ય આખા યુરોપીય સાહિત્યમાં નવીન ભાત પાડે છે. સ્પેનનો રાજકીય ઇતિહાસ આખા

યુરોપીય ઇતિહાસમાં નવીન સૂર પૂરાવી રહ્યો છે. થોડેક અંશે આયરલેન્ડ અને મોટે અંશે એ રશિયાને મળતો મુલક છે. પુરાણી આર્થિકનીતિ પર નભતો એ ખેડૂતોનો પછાત મુલક છે. ૧૮૯૮નો રાજકીય જીવનનો નૂતનયુગ, મહાયુદ્ધ પછીનો ધૂંધવાટ, અને અત્યારનો આંતરવિગ્રહ ત્યાંના સાહિત્યમાં પૂરેપૂરો પ્રતિબિંબિત થયો છે. આ ત્રણે યુગના સાહિત્યમાં ત્યાંની તમામ વિશિષ્ટતાઓ દેખાય છે. ત્યાંની પુરાણી રાષ્ટ્રીયતા (puritan nationalism) અને આધુનિક રાષ્ટ્રીયતા (democratic nationalism)ના રંગો આ સાહિત્યમાં ઝળહળે છે.

૧૮૯૮નો સાહિત્યયુગ યુદ્ધના એક જ પ્રહારે આથમી ગયો અને યુદ્ધ પછીનો સાહિત્યયુગ આ નવા પ્રચંડ આંતરવિગ્રહ આગળ ઓસરી ચાલ્યો છે. '૯૮' ના સાહિત્યકારો યુદ્ધ પછીના માનસને ઝીલી જ નથી શક્યા. નવા સાહિત્યકારોમાંના ઘણા યુદ્ધના રાજકારણમાં ડૂબ્યા રહ્યા છે. પરિણામે એ વરસોમા નવું સાહિત્ય સર્જન બહુ ધીમુ થયુ છે.

રેમોન પેરેઝ ડી અયાલા, બેન્જામિન જારનેસ અને પીઓ બરોજા આ ત્રણ નામ છેલ્લી પચ્ચીસીમાં ત્યાંની સરહદ ઓળંગી આપણી આગળ નવા નવલકથાકારો તરીકે આવી શકયાં છે. આ ત્રણે ત્યાંના રાજકારણમાં રચ્યાપચ્યા રહ્યા છે. બરોજા તો રાજકીય યુગની શરૂઆતમાં એકનો એક ક્રાંતિકારી નવલકથાકાર તરીકે પંકાયો છે. એણે સૌથી

પહેલીવાર સાહિત્યની દુનિયામાં રસ્તે-રખડતો ભિખારુ, રખડેલ અલેલટપ્પુ, પૈસા વિનાનો રાજકારણી આગેવાન, ઉશ્કેરણી કરનારો જુવાનિયો, નર્તકી અને વેશ્યા, ગામડાંનો શિક્ષક કે ડૉક્ટર, નવો સવો સોલ્જર અથવા પેટભરુ જાસુસનું સર્જન કર્યું છે. બરોજાને ત્યાંના ધનિક વર્ગોની સત્તા નીચે કચડાતા ગરીબ વર્ગનો અત્યંત અનુભવ હતો. માડ્રિડના કૂટણખાનાં અને મજૂરવસ્તીઓનાં વર્ણનો અને દશ્યો એની નવલકથાઓમાં આબેહૂબ રજૂ થયાં છે. રશિયાના ગોગોલ અને દોસ્તોએવ્સ્કીની વેધકતા એની કલમમાં દેખાય છે. ગામેગામ, નગરે નગર એની ઉદાસ આર્ત આંખો ફરતી ફરી છે. અને એણે જે જોયુ છે એને ક્યારેકે અમર બનાવ્યું છે. એણે લખ્યું પણ પુષ્કળ છે. એને અંગ્રેજીમાં ઉતારવામાં ખૂબ જ મુશ્કેલી અનુવાદકોએ કબૂલ કરી છે.

રેમોન પેરેઝ ડી અયાલા બીજા યુરોપીય સાહિત્યકારોને વધારે મળતો નવો નવલકથાકાર છે. ' ટાઇગર જુઆન ' નામનું એનુ પુસ્તક હમણાં જ અંગ્રેજીમાં ભાષાંતર થઇ પ્રસિદ્ધ થયું છે. આ ભાઇ સાહેબ પહેલાં તો કવિ હતા. હવે નવલકથાઓ લખે છે, પણ એમાંય શાયરી દિલ છૂપું તો નથી રહેતું., સ્પેનિઆર્ડોમાં એક જાતનું 'એનાર્કિઝમ' જેમ રાજકારણમાં છે તેવું સાહિત્યમાં પણ દેખાય છે. જાણે એમના લોહીમાં જ એ છે. જાણે લાગણી અને આવેશ-મયતા એ એમનાં લક્ષણો છે! આજે અંગ્રેજી કે અમેરિકન સાહિત્યમાં અમુક ઊર્મિના ઉછાળા શોધ્યા નજરે નથી ચઢતા

અને ત્યાં તો એ જૂના જમાનાનું અવશેષ ગણાતું થયુ છે. એવી દશા હજી સ્પેનિશ સાહિત્યમા નથી આવી. હજી ત્યાંનું 'ખેડૂદિલ' યંત્રયુગની ઠંડી, માનસશાસ્ત્રીય અને વૈજ્ઞાનિક આલોચના સુધી પહોંચ્યુ નથી 'ટાઇગર જુઆન'મા આ પ્રક્રિયા દેખાય છે. ૧૭મી સદીના 'સેકસ'ના ખ્યાલોમાથી ૨૦ મી સદીની શાસ્ત્રીય સમજણ લગીનો પરિવર્તનનો ઇતિહાસ આ ગ્રંથદ્વારા રજૂ કર્યો છે.

પરંતુ આ પ્રતિભાશાળી અયાલાએ એની લેખિનીને હમણા તો વિદાય આપી ગજકારણમા ઝંપલાવી દીધુ છે. 'સાહિત્ય તો થોડા જ ગદ જોઇ શકશે' એ એના છેલ્લા શબ્દો છે.

બાજો એક નવલકથાકાર રેમોઝ સેન્ડર છે એનુ 'સેવન રેડ સન્ડેઝ' લોના રાજકીય ઉથલાઓનો પ્રચંડ ઇતિહાસ છે, એક જવલંત કથા છે. અને છતા એક રસપ્રદ નવલકથા છે

આ ઉપરાંત આ સેવા વરસના આતરિક વિગ્રહે તો ત્યા ધોધમાર સાહિત્યકૃતિ જન્માવ્યા છે

ચીની સાહિત્ય અને ચીની ગજકારણમા નામના પામેલા લુ સુન (Lu Hsun) ની વાર્તાઓ પ્રગટ થઇ છે ગોર્કીની શૈલી અહીં પાછી નજરે પડે છે 'મોડર્ન ચાઇના'મા એની સાત વાર્તાઓ સંગ્રહાયેલી છે. એમા જ બીજા આધુનિક લેફ્ટ વાર્તાકારોની વાર્તાઓ પણ રજૂ થયેલી છે.

રશિયન લેફ્ટ સાહિત્ય અને નવલકથાનો ઇતિહાસ એક નોખો જ નિબંધ માગી લે છે. દુનિયાના ઇતિહાસમા, સંસ્કૃતિમા

અને સાહિત્યમા નૂતન યુગ ઉગાડનાર રશિયા છે એના સાહિત્યના તગલા ઉથામવા અહી શકય નથી ત્યાના સાહિત્યના પ્રવાહોનો કેવળ ઉલ્લેખ જ અહી બસ થશે એક વાકયમા કહીએ તો જેણે રશિયાને નૂતન પ્રાણ આપ્યા છે તે જ ક્રાતિએ તેને નૂતન સાહિત્ય આપ્યુ છે જીવનના ઊ ડામા ઊડા પ્રવાહોને, સૂક્ષ્મમા સૂક્ષ્મ ભાવોને એ ક્રાતિએ સ્પર્શ કર્યો છે, ઝણઝણાવી મૂક્યા છે અને એમાથી નવા સાહિત્યનો લખલૂટ પ્રાદુર્ભાવ થયો છે

આ રશિયન સાહિત્યના પણ બે મોટા તબક્કા પડી જાય છે એક સિવિલ વોર નોવેલ્સનો (૧૯૨૩ થી ૧૯૨૭) કહી શકાય આ યુગના લેખકો મોટે ભાગે ભયકરતાઓ રજૂ કરી વાચકને થથરાવી દેવાની શકિત ધરાવનાર છે પણ એ સૌ "કેવળ દૃષ્ટાઓ' રહ્યા છે બીજા કેટલાક ક્રાતિની ભીષણતાથી ડરી જઈ સત્યાનાશની બૂમો પાડનાર નીકળ્યા છે જ્યારે મોટો ભાગ ક્રાતિને અનિવાર્ય માની એની ભીષણતાથી થરથરતા છતા એને પૂજતા અને આવકારતા રહ્યા છે આ તમામ સાહિત્યમા લેખકના—વ્યકિતના નહિ પણ આખી આમજનતાના પડઘા પડયા છે મુખ્ય પાત્ર પણ એકાદિ વ્યકિત મટી જઈ જાણે સમસ્ત વિશાળ જનતા જ હોય એમ દેખાય છે ટોળા, લશ્કરો જૂથો, તોફાનો, બળવાઓ બસ જ્યાં ત્યાં નજરે પડે છે વિજય અને વેદનાના સૂર જયા ત્યા સભળાય છે એ સૌની પાછળ લેખકની પ્રતિભા ઝળહળ્યા વિના નથી રહી

બીજો યુગ ૧૯૨૭ પછીનો આ જ અરસામા સાહિત્યમાય

-શાંતિ પથરાવા માંડી છે. પંચવર્ષીય યોજનાઓએ યુદ્ધો અને તોફાનોનું સ્થાન લીધું છે. અને 'યોજના', 'વ્યવસ્થા', વિગતો, 'પરિવર્તન ગૂંચો'' વગેરે સાહિત્યમાં—નવલકથાઓમાં દ્દસ્યમાન થયાં છે આ સાહિત્યકારોમાથી મોટા ભાગના ગઇ કાલના મજૂરો છે. નવી આશા, નવી ભાવના, નવી તમન્ના આ નવી નવલકથાઓને પાનેપાને તરવરે છે. વચમાં પ્રોલિટેરિયન અને નૉન–પ્રોલિટેરિયન સાહિત્ય વચ્ચે અથડામણ જામે છે. પણ એ સૌને અંતે 'સોવિયેટ નવલકથાઓ' કેવળ એક જ આદર્શ પાછળ જઇ રહી છે—સામ્યવાદી સમાજની રચનાના. સાહિત્ય એક સર્વમાન્ય આદર્શ સિદ્ધ કરવા માટેનુ જાગ્રત સર્વમાન્ય વાહન બન્યુ છે. ઉદ્દેશપૂર્ણતા અને સહકારમયતા એ બે ત્યાંના નવા સાહિત્યની વિશેષતાઓ છે. જેમ ખેતીમાં સમૂહખેતીનો પ્રયોગ થાય છે, તેવી રીતે સાહિત્યમા પણ 'કૉલ્હૉઝ' (સમૂહખેતરો) સ્થાપી સંયુક્ત સર્જનો કરવાનો પ્રયોગ ત્યા થઇ રહ્યો છે. આજ લગીની આપણી સાહિત્ય વિષેની કલ્પના અને ભાવનાને આ આઘાતક લાગે છે. પણ નવી સંસ્કૃતિના સાહિત્યની એ નવીનતા છે

આજે ત્યા ઉચ્ચ સાહિત્યની કદર કરવાની શક્તિ પણ એટલી બધી વધી છે કે શેક્સપિયર અને ડિકન્સની નવલકથાઓમાં ગમે તેટલો પ્રત્યાઘાત જોવા છતાં તેની કલા માટે તેઓ વાચે છે અને પ્રચાર કરે છે. પરંતુ એમાંના આદર્શો પાછળ ઘસડાઇ જવાની બીતિ હવે ત્યા બિલકુલ નથી રહી. જ્યારે એ બીતિ હતી ત્યારે એવા તમામ

સાહિત્ય ઉપર સખ્ત પ્રતિબંધ પણ હતો. આજે એવી કશી જરૂર રહી નથી. નરી સંકુચિત રાષ્ટ્રીયતા તજીને આજે ત્યાંનું સાહિત્ય 'આંતરરાષ્ટ્રીયતા' માં વિહરી રહ્યું છે એ એની વિશેષ મહત્તા છે.

ગોર્કીના નામથી ગુજરાતનો કે દુનિયાભરનો કોઇ સાહિત્યકાર અજાણ્યુ નથી. એ તો નવા યુગના રશિયન સાહિત્યનો પિતા છે. એની સાથે બેધે એલેક્સી ટોલ્સ્ટોય, ફેડિન, લેબેડેન્કો, એવ ડેયેન્કો, રોમેનોવ, લિડિન, કાટેવ, લેવિન, ગ્લેડકોવ, ફેડેવ, શોલોખોવ, આટલાં નામ તો મોઢે આવે જ છે. મોરિસ હિન્ડસનું નામ તો રશિયન મટી જઇ આંતરરાષ્ટ્રીય બની ગયું છે.

ગોર્કીના હગમધ ગ્રંથો છે 'ધ બાયસ્ટેન્ડર' અને એની પૂર્તિરૂપે બીજી બે, તથા 'મધર', 'ટ્વેન્ટી સિક્સ મેન એન્ડ એ ગર્લ', વગેરે નવલકથાઓ તથા 'થ્રુ રશિયા' અને 'અધર ફાયર્સ' ની વાર્તાઓ આટલું તો નવા સાહિત્યના પાયામાં ગણાવવું જ રહ્યું. ફેડેવની 'ધ નાઇનટીન' એના અરસાની પ્રોલિટેરિયન નોવેલ તરીક સર્વોત્તમ લેખાય છે. ગ્લેડકોવની 'સીમેન્ટ' ત્યાંની સિવિલ વૉરનો અદ્‌ભુત ચિતાર રજૂ કરે છે. એની પાંચ લાખથી વધુ નકલો નીકળી છે અને દુનિયાની લગભગ બધી ભાષાઓમાં એનો અનુવાદ થયો છે આ પછી તો ગ્લેડકોવે બીજી ચારેક નવલકથાઓ લખી છે. છેલ્લી ૧૯૩૭માં પંચવર્ષીય યોજના ઉપર 'પાવર' નામની લખી છે. કેટેવની 'ધ એમ્બેઝલર્સ' એ અંગ્રેજી સાહિત્યકારોને આંજ્યા છે. એના નાટકોએ અનેક દેશોને મુગ્ધ કર્યા છે આપણે ત્યાં એનું એક ભાષાંતર બ. ક. ઠાકોરે કર્યું છે—

એલેક્સી ટૉલ્સ્ટૉય પણ એક સફળ જીવતો નવલકથાકાર છે. આ ઉપરાંત રોમેનોવ અને શોલોખોવ આજના સર્વોત્કૃષ્ટ નવલકથાકારો છે. રોમેનોવે જૂની અને નવી સંસ્કૃતિની સૂક્ષ્મમા સૂક્ષ્મ અથડામણો, સેક્સ, પ્રેમ લગ્નની સમસ્યાઓ, નવલકથા વાર્તાઓ દ્વારા રજૂ કરી છે એની એકે એક નવલકથા અને વાર્તા આ ઊંડા પ્રશ્નો પર સરજાયેલી છે. 'થ્રી પેર્સ ઑફ સિલ્ક સ્ટોકિંગ્સ' 'ધ ન્યુ કમાન્ડમેન્ટ' તથા 'ઑન ધ વોલ્ગા' એ એના વિખ્યાત પુસ્તકો છે. જ્યારે શોલોખોવ આજનો મહાન નવલકથાકાર છે. 'એન્ડ ક્વાયટ ફ્લોઝ ધ ડૉન' તથા 'વર્જીન સોઇલ અપટર્ન્ડ' દ્વારા એણે ત્યાની જટિલ સમસ્યા—કિસાન સમસ્યાને તાદશ કરી છે મહા કાવ્યકારની શક્તિ આ નવલકથાકારની લેખનીમા ચમકારા મારી રહી છે.

એક સૌથી જુદી તરી આવતી ' આઇ લવ' નામની એવડૅયેન્કોની નવલકથાનો ઉલ્લેખ કરી લઉં. "રશિયા સિવાયની બીજી કોઇ ભૂમિ ઉપર, સોવિયટ યુનિયન સિવાયની બીજી કોઇ ધરતી ઉપર આવી કોઇ નવલકથાનો જન્મ થવો અશક્ય છે." રશિયન સાહિત્યના મહાન વિવેચક અને ઇતિહાસકાર મર્સ્કીના આ શબ્દો સમજવા માટે એ નાનકડી કિતાબ વાચી જ જવી રહી જે કે બીજી રશિયન નવલકથા કરતા એ જુદી પડે છે કેમકે એક આદમીની પોતાની એ આત્મકથા છે. એ લાખો આદમીની, આજે આખી માનવતાની, તરછોડાયેલી તમામ વિરાટ માનવતાની આત્મકથા છે. મૉરિસ હિન્ડસની 'અન્ડર ધ મોસ્કો સ્કાઇઝ' એક નવી જ ઢબની નવલકથા છે. આખરે

એક 'એન્ની' નામની ઓલ્યેશાની નવલકથાનો ઉલ્લેખ બસ થશે. કમ્યુનિસ્ટ સત્તા ઉપર આ એક પ્રહાર છે અથવા કહો કે સ્વીકાર છે. મૂળ તે ૧૯૨૭મા પ્રસિધ્ધ થઇ હતી અને એણે ઘણી ચર્ચા જગાવી હતી

*

વિશ્વ સાહિત્યના નવા પ્રવાહનો આટલો પરિચય બસ થશે આ રત્નો પામી સાહિત્ય સૃષ્ટિ અનુપમ સમૃદ્ધ બની છે તે વિષે શકા નથી અનમત્ત જે કોઇ ઉદ્દામ નવલકથા સરજાઇ છે એ બધી જ રત્નરૂપ છે એમ કહેવાનો અહીં આશય નથી પરંતુ એમ કહેવુય નરી મૂર્ખતા જ થશે કે આ બધુ સાહિત્ય રાજકારણના પડછાયારૂપે છે, અગર પ્રચાર લક્ષી છે અને એથી કનામય હોઇ જ ન શકે ખરી રીતે તો અહીં એક નવો અને સૂક્ષ્મ પ્રશ્ન ઊભો થાય છ અને તે કલાના ધોરણોનો જે બે પ્રકારના સાહિત્યની શરૂઆતમા ચર્ચા કરી ગયા તે બંને જેમ તેની વસ્તુ (content)ની દૃષ્ટિએ નિરાળા જ છે, તેવી જ રીતે તે બંનેની કલા પણ નિરાળી જ છે એક બીજાની ગરજ સારી શકતી નથી અને એથી જૂના ધોરણો વડે આ નવા ક્લાસર્જનોને માપવામા દોષ થાય છે, નવી કલાને અન્યાય થાય છે બને પ્રકારના સર્જનો કલાદૃષ્ટિએ ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ હોઈ શકે છે કેમ કે જે હૃદય-સવેદનામાથી સાહિત્યનો જન્મ થાય છે તેનો તીવ્ર અનુભવ આ નવા સાહિત્યના સર્જકોને થયા વિના ન રહે એવી પરિસ્થિતિ આજના બધા જ રાષ્ટ્રોમા છે એટલે કલાની ઉત્કૃષ્ટતા એમા હોવાની પૂરી શકયતા છે જ

ખરો મુદ્દો તો એ છે કે, સાહિત્ય કેવળ કલાદૃષ્ટિએ ઉત્તમ હોવા માત્રથી જ ઉત્તમ બની નથી જતું. પરંતુ કલા-દૃષ્ટિએ ઉત્તમ હોવા ઉપરાંત અંદરની વસ્તુ (content) ઉપર તેનો બહુ જ મોટો આધાર છે, અને હોવો જોઈએ કલા તરફ ઉપેક્ષા કરવાનો અગર તો 'વસ્તુ' સુંદર હોવા માત્રથી સંતોષાઇ જવાનો અહીં હેતુ નથી સાહિત્ય અગર તમામ કલાઓનું ધ્યેય જીવનને બહલાવવાનું છે અને એ એની આખરી કસોટી હોઇ શકે. કલાપ્રમાણ જ્યાં ન્યૂન હશે ત્યાં એટલી સચોટતા અને વેધકતા પણ ઓછી જ હશે. 'વસ્તુ'-માં જ જ્યાં દોષ હશે અને કલા ગમે તેટલી પૂર્ણ હશે તો તે જીવનને વિઘાતક જ નીવડશે અને એથી જ, બંનેનું સપ્રમાણ મહત્ત્વ સમજવું અને સ્વીકારવું એ નવા સાહિત્યકારનો સર્વપ્રથમ ધર્મ છે.

*

વિશ્વસાહિત્યની ઉદ્દામ નવલકથાઓનો વિસ્તૃત પરિચય લીધા પછી ગુજરાતી નવલકથાઓ તરફ આંખ માંડવા ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પરંતુ આપણે ત્યાં હજી રાજકીય કે સામાજિક સંઘર્ષણો જ કેટલાં બલહીન છે ?

આપણે ત્યાંના સાહિત્યમાં પણ મોટે ભાગે આ જ સ્થિતિ છે. છતાં, આપણે ગાંધીયુગ પહેલાંનું અને પછીનું સાહિત્ય એવા બે તદ્દન નોખા પ્રવાહો જોઇ શકીએ છીએ. ગાંધીયુગનું સાહિત્ય આગલા સાહિત્ય કરતાં વધારે વાસ્તવદર્શી છે, વધારે જીવનસ્પર્શી છે, દૃષ્ટિપૂર્વકનું છે અને એ રીતે પ્રગતિ-

શીલ છે. પરંતુ એથી આગળ જેને ઉદ્દામ (લેફ્ટ) સાહિત્ય તરીકે ઓળખાવી શકાય તેવું તો હજી નથી જ. વાર્તાકારો તથા નવલકથાકારોમાં શ્રી.[1] રમણલાલ વ. દેસાઇ, શ્રી. ધૂમકેતુ, શ્રી. મેઘાણી, શ્રી. ગુણવંતરાય આચાર્ય, શ્રી. ઉમાશંકર, શ્રી સુંદરમ્, શ્રી. બકુલેશ, શ્રી. ચંદ્રભાઇ ભટ્ટ અને શ્રી. સોપાન આટલાં નામો લેતાં અટકી જવાય છે. આમાંના ઘણાએ સામાજિક અન્યાયો, રાજકીય અને આર્થિક પ્રવાહો, તથા સ્ત્રીઓ અને કચડાયેલા વર્ગોની યાતનાઓના વર્ણનો, આલેખનો કર્યાં છે શ્રી. મેઘાણી તથા શ્રી. ધૂમકેતુની કલમમાં પીડિતોનો આર્તસ્વર પણ ઘણી વાર સંભળાયો છે.

પરંતુ શ્રી ધૂમકેતુ જાણે સામાજિક બળો, તેની અથડામણ, તેની જીવન ઉપરની અનિવાર્ય અસર એ કશાનો સ્વીકાર જ કરતા ન હોય એમ લાગે છે. સાહિત્ય એવું સ્વીકારવા જાય તો પ્રચારક બની જાય અને પ્રચારવેડા તો કલાનું દુશ્મન છે એટલે કોઈ પણ હેતુ, દષ્ટિ, વિચારશ્રેણી જાગૃત રીતે સાહિત્યસર્જનમા રજૂ કરવાનો પ્રયત્ન કલાકારો માટે અધર્મ હોય એમ તે માનતા જણાય છે.

શ્રી. મેઘાણીની શક્તિ કંપારીભર્યાં દર્દચિત્રો જન્માવવામાં અસામાન્ય છે. એમણે કંગાલિયતની વેદનાને વાચા આપી, વાર્તાઓ અને નવલકથાઓ દ્વારા જીવંત કરી છે. પરંતુ ઘણે અંશે શ્રી. ધૂમકેતુની જેમ તેઓ જાણે આંખ મીચી દેતા હોય,- પ્રગતિશીલ બળોની મજાક ભરી ઠેકડી કરતા હોય અને કોઇ

કશા પંથનું સૂચન કરવું, સાહિત્યે કયાય કશો પક્ષપાત વ્યક્ત કરવો, એ જાણે કલા પ્રદેશનો ગુનો હોય એવું એમનું વલણ રહ્યું છે. અને એથી તેઓ હમેશાં જાણે જાણીજોઈને લેફ્ટ સાહિત્યથી દૂર રહેવાનો પ્રયત્ન કરતા જણાય છે; એમના પોતાના સર્જન દ્વારા ખૂબ નજદીક આવી જવા છતાં.

શ્રી. આચાર્ય એમની નવલકથાઓ દ્વારા સામાજિક બળોની તુલના કરતા રહ્યા છે, અન્યાયો પ્રત્યે ભારે ઘૃણા વરસાવતા રહ્યા છે. અને પોતાનો પક્ષપાત બેધડક રીતે વ્યક્ત કરતા રહ્યા છે. અલબત્ત, કલાદષ્ટિએ શ્રી. આચાર્યની કલમ સહેજ થરડાયેલી જણાય છે અને એથી એ કલમમાંથી પૂરાં સ્પષ્ટ સુરેખ આલેખનો નથી ઊઠતાં. છતાં લેફ્ટ નવલકથાઓની શરૂઆત ત્યાં દેખાય છે.

શ્રી. ચંદ્રભાઇ ભટ્ટની કલમમાં સામાજિક તેમજ રાજકીય બળોની યોગ્ય તુલના, યોગ્ય મહત્ત્વ અને સીધો નીડર પક્ષપાત નજરે ચઢે છે. આજના અન્યાયોનાં મૂળમાં તેઓ સદા ઊતર્યા છે, અને એમની કલમે ત્યાં જ ઘા કર્યો છે. એમની પાસે એમની પોતાની કહી શકાય તેવી શૈલી પણ છે. છતાં 'લેફ્ટ' વાર્તાકાર તરીકે આપણે એમને ઓળખતા થઇએ એટલું હજી આપણને એમની પાસેથી મળ્યું નથી. પરંતુ એમનું 'વલણ' આપણે પકડી શકીએ છીએ અને એથી આશા રાખી શકીએ છીએ. એમની જોશદાર શૈલીમાં હજી વધારે ઊંડાણ અને વધારે મર્મવેધકતાની આવશ્યકતા છે.

શ્રી૦ બકુલેશની વાર્તાઓ 'વસ્તુ' (Content)ની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે કલાની વધારે આકર્ષક છે, ખૂબસૂરત છે ઉદ્દામ (રોમેન્ટિક) સાહિત્ય અને શ્રમજીવી (પ્રોલિટેરિયેટ) સાહિત્યની વચ્ચે એ વિહરે છે. એમની વાર્તાઓમાં વર્ગવિગ્રહનું સચોટ સૂક્ષ્મ આલેખન તરવરે છે

શ્રી સુન્દરમ્ અને શ્રી ઉમાશંકર આપણા નવજુવાન કવિઓ છે, વાર્તાકાર છે. ઉમાશંકર તો નવા નાટ્યકાર પણ છે. આ બન્ને જુવાનોની વાર્તાઓમાં પુષ્કળ વિવિધતા છે એમાંથી કેટલીક વાર્તાઓ શ્રેષ્ઠ તરફ ઢળતી છે સુન્દરમ્‌ની 'ખોલકી' તથા ઉમાશંકરની ગુજરીની ગોદડી રશિયન ઢંગોની યાદ આપે છે કલાદૃષ્ટિએ આ બન્ને લેખકોને અગ્રણીના વરી છે ગુજરાતી વાર્તાપ્રદેશમાં એમણે સૌનું ધ્યાન ખેંચ્યું છે અને ભવિષ્યના શ્રેષ્ઠ વાર્તાકાર તરીકે આ બન્ને જુવાન લેખકો માટે આશા રાખવા જેટલા કારણો પણ છે

શ્રી૦ રમણલાલ વ દેસાઈ તથા શ્રી સોપાન ગાંધીશિલ્પી અને ગાંધીઆદર્શની ખૂબ નજદીક છે શ્રી. રમણલાલમાં ગાંધીવાદ નહિ પણ ગાંધીતત્ત્વજ્ઞાન પ્રત્યેનો પક્ષપાત વધારે છે રાજકીય તેમજ સામાજિક આદર્શોમાં તેઓ ગાંધીવાદી આદર્શો કરતા આગળ જાય છે અને સમાજવાદી આદર્શો સુધી પહોંચી જાય છે. સામાજિક નીતિ-અનીતિ તથા કુટુંબ, લગ્ન વગેરે વિષેના તેમના વિચારો ગાંધીવાદીને ચોંકાવે, અકળાવી મૂકે તેવા પણ મળી આવે છે પરંતુ એમ છતાં તેઓ તત્ત્વદૃષ્ટિએ ગાંધીજ્ઞાનની વધારે

સમીપ છે. આજના સામાજિક પાયાઓને ઉખાડી નાખી નવેસરથી પુનર્રચના કરવા વિષેની તેમની તમન્ના ભારે હોવા છતાં તેમનું ગાંધીતત્ત્વજ્ઞાન તેમને અમુક ચીલામાંથી આગળ નથી જ જવા દઇ શકતુ. શ્રી. રમણલાલ બીજા કોઈ પણ સાહિત્યકાર કરતા ઓછા જાગૃત કે ઓછા ઉદ્દેશશીલ નથી. તેઓ ખૂબ પ્રગતિશીલ હોવા છતા ' લેફ્ટ ' સાહિત્યકાર નથી બની શકયા. એમને વિષે આજે તો એવી આશા અતિશય દૂરની ગણાય.

શ્રી. સોપાન સૌ કરતા વધારે ચૂસ્ત ગાંધીવાદી માનસ રજૂ કરે છે. ગાધીવાદી પ્રગતિશીલતા તેમની વાર્તાઓ અને નવલકથાઓમાં સારી રીતે દેખાય છે. પણ કલાદેહે એમની નવલકથાઓ રૂપહીન ( બદરૂપ નહિ ) છે અને એથી વાર્તામાંનુ 'વસ્તુ' યોગ્ય ઉઠાવ પામતુ નથી. પરિણામે વાર્તા ફિકકી પડી જાય છે.

જે જે લેખકોનો જે રીતે અહીં ઉલ્લેખ કર્યો છે તેનો અર્થ એ નથી કે એમનુ ચોકકસ સ્થાન નકકી થઇ ગયેલુ છે. આ તો એમની અત્યારની વૃત્તિઓ અને વલણોનો જ ઉલ્લેખ કરવા પૂરતુ છે. યુરોપમાં આજે આપણે જોઇએ છીએ કે ગઇ કાલના અનેક તટસ્થ લેખકો એક ઉદ્દિષ્ટ હેતુ પુરસ્સરતુ સર્જન કરતા થઇ રહ્યા છે. આપણે ત્યા પણ એ જ શકય છે.

શ્રી. મુનશીનો ઉલ્લેખ અહીં બિલકુલે નથી કર્યો કેમકે એઓ આ નવા પ્રવાહથી અત્યારે તો ખૂબ દૂર પડેલા છે. શ્રી. દ્વિરેફ

તથા શ્રી સ્નેહરશ્મિની વાર્તાઓમાંથી આવો કોઈ ચોક્કસ પ્રવાહ વહેતો નથી એટલે એમનો ઉલ્લેખ પણ છોડી દીધો છે

તેમ છતાં જે થોડાક સાહિત્યકારોની ચર્ચા કરી તેમાના ઘણા તો વાર્તાકારો જ છે પ્રગતિશીલ અથવા ઉદ્દામ તરફ જનારા નવલકથાકારો તો આપણે ત્યા બહુ જ ઓછા છે સ્પષ્ટ ઉદ્દામપ્રવાહ જેમા આલેખાયો હોય તેવી મૌલિક નવલકથા તો ગુજરાતી સાહિત્યમા શોધી જડે એમ નથી આ જ કાર્યાલય તરફથી પ્રગટ થયેલ "લાલ મોરચા" તો જર્મન નોવેલનો અનુવાદ છે તેવી જ રીતે શ્રી મેઘાણીએ રૂપાંતર કરેલ "સત્યની શોધમા અને શ્રી ગુણવંતરાયની અંગ્રેજીના આધારે તૈયાર થયેલી ને થઇ રહેલી થોડીક ગણાવી શકાય પરંતુ આપણે ત્યા મૌલિક ઉદ્દામ નવલકથા એક પણ ક્યાંય છે!

અહીં એક દાવો યાદ આવે છે, શ્રી છેલશંકર વ્યાસની ' વાનલ 'નો સમાજવાદી વિચાર શ્રેણીની નવલકથા તરીકે તેને ઓળખાવવામા આવી છે આ નવલકથા કેટલેક જ અંશે 'લેફ્ટ નોવેલ ' કહી શકાય તેવી છે

આ પરિસ્થિતિમા આ 'ક્રાંતિને કિનારે' નવલકથા સ્પષ્ટ સુરેખ વાણીમા નવા ઉદ્દામ પ્રવાહને સૌથી પ્રથમ આલેખનાર તરીકે રજૂ થાય છે આ નવલકથા તદ્દન 'મૌલિક' છે અને 'ઉદ્દામ' છે, એ બે વાત તો છે જ કલાદૃષ્ટિએ તે ખૂબ ઉચ્ચ કક્ષાની છે એવો દાવો નથી. મારે મન એનુ મહત્ત્વ તો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા એક નવા પ્રવાહની પ્રતીક

રૂપે આ નવલકથા સ્થાન લે છે, એ છે. આપણા સાહિત્યમાં મૌલિક 'લેફ્ટ' નવલકથાની શરૂઆત આ પુસ્તકથી થાય છે એ મહત્ત્વનું છે. આ પ્રવાહ ચાલુ જ રહેશે, વેગીલો બનશે અને જ્યારે ઉદ્દામ નવલકથા સાહિત્યનો ધોધ છૂટશે ત્યારે સૌને તળિયે બેઠેલી આ નવલકથા ગમે તેટલી દબાઇ ગયેલી હોવા છતાં ગર્વભર્યું સ્મિત કરી શકશે એટલી શ્રદ્ધા છે.

તા. ૫-૧૦-૩૭
અમદાવાદ

**ભોગીલાલ ગાંધી**

# હડતાલ

બૂંગળ વાગે !

છાને નાગ વાગે નાના નાના
મિલના ઘટા નાના નાના—

કદમ ન ભરશું કામ ન ભરશું ઉતાવળા વૂળાગા
મિલોમાં આજે ના જાશું !—ઉત્સવના દા'ડા ' !

સિગાદર ! ઉજાણીના દા'ડા
દોસ્તો ! હડતાલી દા'ડા !!

જુગ જુગના ઉપવાસી જનને
સ્વતંત્રતાના પ્યાસી દિલને
આજ ગુલાબી આવી !

હવે નહિ ભરમાયા રહેશું
હવે નહિ અંધારે મરશું
ગુલામ અમોને બનાવવાના પરપંચી સહુ બહાના
વર્ગસ્વાર્થના દંભી ત્રાગા હવે ન અમથી છાના !

અમે અમારું પાછું લેશું

અમે અમારું પડાવી લેશું એમાં કોની હા ના ?
ક્યાં કોઈની કૃપા જોવાના, હોશ અમોને રહી ના !

ને અંતરની ચિનગારીથી
ભભૂકશે વખ જ્વાળા

જગાવશે રે—ધખાવશે રે—બાળે શત્રુમિનારા !
ને એની એ રાખમાંથી રચશું જગ રઢિયાળા !!

[ ૩ ]

જીવનના જુગાર અમારા આજ થવાના પૂરા
જીવનના ચૂસનારાઓના આજે પૂરા વારા !

જીવનની લહે લાગી અમને
ઉલટ ગયા અંધારા !!
હવે હારવા કેવા ?

# ૧

કંગાલિયતની મૂર્તિ સમા ઘરો વચ્ચે આવેલી સાંકડી કીચડવાળી ગલીઓમાં થઈને વેદી જતો હતો. ચોમાસાના દિવસો હતા, અને વરસાદ હમણાં જ વિરમ્યો હતો. પરંતુ વાદળાને લીધે અને સાંજના વખતને લીધે તે ગલીમાં રાત જેવું અંધારું લાગતું હતું.

હજી પાંચેક જ વાગ્યા હતા. વેદી આજે તે લત્તામાં આવેલા બેલગાડીવાળાઓને મળવાનો હતો. મહિનાઓની મહેનત પછી, ઘણું સમજાવ્યા મનાવ્યા પછી, તે બેલગાડી-વાળાઓનો સંઘ સ્થાપી શક્યો હતો અને આજે તે સંઘ તે રજીસ્ટ્રારની ઓફિસમા રજીસ્ટર કરાવી આવ્યો હતો, એટલે આજે એનામાં પુત્રજન્મ સમો હર્ષ હતો. એને કીચડની દરકાર નહોતી, એની પહેરેલી મહેજ વધુ પડતી લાંબી અને પહોળી સુરવાળ એ કીચડ સાથે સહચાર

સાથતી હતી તેની એને પરવા નહોતી, એની જાડી ચામડાની ચપલ એની કેડની ઉપર ઝંટકાર કરી રહી હતી તેનું એને ભાન નહોતું ઉમંગમાં ને ઉમંગમાં ખાબોચિયાં પછી ખાબોચિયાં વટાવતો, તે ઘડીમાં છેક સાંકડી થતી તો ઘડીમાં સહેજ પહોળી થતી ગલીમાં જલદી ચાલ્યો જતો હતો

આખરે, તે ગલી વધારે પહોળી થઈ, અને નાનકડું મેદાન આવ્યું ત્યાં બાજઠ નાખી બેચાર માણસો બેઠા હતા "કેમ ચૌધરીજી, કોઈ આવ્યું નથી?" કહી વેદી પણ બાજઠ પર બેઠો

"ના, હજી કોઈ આવ્યું નથી હજી બધાને એકઠા થતાં વાર લાગશે હજી તો બળદને બધા ચારોપાણી આપતા હશે" કિશોર ચૌધરીએ કહ્યું કિશોર ચૌધરી પોતે ગાડું હાંકતો નહોતો, પણ એની પાસે પચીસ ગાડા અને પચાસ બળદ હતા અને એ નોકરિયાત ગાડાવાળાઓ રાખી કામ કરતો

"કેમ યુનિયન રજીસ્ટર થયું?" શંકરે પૂછ્યું. તે ચાળીશપિસતાળીશ વર્ષનો હતો, અને કિશોરનું એક ગાડું હાંકતો કિશોરના પિતાનો એ મિત્ર હતો, એથી પિતાના મરણ પછી પણ, શંકર પોતાનો નોકરિયાત હોવા છતાં, કિશોર તેને માન આપતો

"હા આ રહ્યુ તેનું સર્ટિફિકેટ !" વેદીએ કહ્યુ અને કફનીના લાંબા ખીસામાથી લિફાફો કાઢયો. બધા જાણે એ લિફાફામાં શુય અવનવી ચીજ ભરી હોય, તેમ જોવા લાગ્યા. વેદીએ સરટિફિકેટ કાઢ્યુ અને બધા એના ઉપર નજર ફેરવી ગયા કિશોર સહેજ અંગ્રેજી જાણતો હતો. એણે તે જ્ઞાન બીજા આગળ બતાવવા જોરેથી વાચ્યુ

"અંદર જો "કાર્ટર્સ યુનિયન" (Carters' Union) લખ્યું છે, તે આપણુ જ યુનિયન ને ?"

"હા, 'ગાડાવાળા યુનિયન' રજીસ્ટ્રારને ઠીક ન લાગ્યુ, અને એણે જ કહ્યુ કે આગળ જતાં કદીક ઝગડો પડે ત્યારે અનર્થ ન થાય, માટે અંગ્રેજી નામ ઠીક પડશે મનેય તે યોગ્ય લાગ્યુ, અને તે જ નામ રાખ્યુ" વેદીએ સમજાવ્યુ.

"ઠીક કર્યુ " કિશોરે પોતાની ટાપસી પૂરી

"મને એ ઠીક ન લાગ્યુ" શકરે કહ્યુ "આપણે એક્કાગાડીવાળા કહેવાઈએ, એટલે આપણુ યુનિયન પણ તે જ નામે ઓળખાય એ ઠીક છે."

"એ નામ લાંબુ પણ ઘણુ છે. પેલા પાઠક મિરાદર આવે છે, તે કયા યુનિયનમા કામ કરે છે, તે ખબર છે? 'મુદ્રાયત્રકર્મચારીમંઘ'મા."

"એટલે ?" કિશોરે પૂછ્યુ

"તમને એના અર્થની સમજ નથી પડતી ને ? ઘણા ઓછાને પડે. રજીસ્ટ્રારને પણ એ નામ સાભળી વિચાર

થઈ પડેલો, કે આ યુનિયન કૌતુક છે!" બધા વેદીની કહેવાની રીતથી ખડખડાટ હસી પડ્યા તેઓ ભૂલી ગયા કે જીસ્ટ્રાગના અજ્ઞાનથી તેમનું અજ્ઞાન ઓછું નહોતું

"પછી મિચાશ પાઠકને સમજાવવું પડ્યું," વેદીએ આગળ ચલાવ્યું, "કે એ તો છાપખાનામાં કામ કરતા માણસોનું યુનિયન છે"

"તેને માટે આવું લાંબુ નામ?" કિશોરે કહ્યું

"તમે લોકો છાપખાનામાં કામ કરતા માણસોને ઓળખતા નથી તેઓ પોતાને કામદારો હમણાં જ સમજવા માંડ્યા, છતાંય તેમનામાંથી પોતાના અધૂરા જ્ઞાનનો મદ જતો નથી આવું લાંબું નામ તેમનું માનસ સૂચવે છે."

"રામરામ વેદીજી!" એક ગાડાવાળો આવ્યો

"કેમ, ચૌધરીજી, કેમ છો?" કિસન—કિસનિયો—જુવાન ગાડીવાળો હતો તેનું પોતાનું ગાડું હતું પણ તેની કમાણી મોટરલોરીવાળાઓના આક્રમણ પછી ઓછી થતી જતી હોવાથી, તે મોટર ચલાવતાં શીખવાનો વિચાર કરતો હતો તે ભણેલો પણ હતો, આથી કદીક કદીક કિશોર ચૌધરી જોડે તેને મતભેદ પણ પડતો.

"કેમ કિસન! કેમ છે?" વેદીએ કહ્યું "હજુ કોઈ આવ્યા નથી? આપણે હવે આપણું કામ જલદીથી ચલાવવું પડશે"

"કેમ જલદીથી?" બસાઈએ કહ્યું. એની ફોઈએ એનું નામ શું પાડ્યું હશે, તેની કોઈને ખબર નહોતી, પણ છેલ્લા પાંસઠ વર્ષથી, તે બસાઈને નામે જ ઓળખાતો હતો.

"જલદીથી નહિ તો ધીરેથી?" વેદીએ મહેજ કડવાશથી કહ્યું. "આપણે આટલા વખતથી તો ઊંઘ્યા કરીએ છીએ! હવે તો જાગવું છે કે નહિ? જ્યારે એકેએક ગાડાને કામ નહિ મળે ત્યારે તમારે જાગવું છે? હજીય શાની વાટ જોવાની છે?"

"વેદીજી, તમે ઉતાવળા ન થાઓ!" કિશોરે કહ્યું. "બસાઈ તો એમ સમજ્યો હશે, કે આજે જલદીથી કામ પતાવવું હશે"

"હા, હું એમ જ સમજેલો." બસાઈએ કહ્યું.

"જા, બસાઈ. બધાને કહી તો આવ, છેક અંધારું થશે ત્યારે આવવું છે?" કિશોરે બસાઈને કહ્યું. બસાઈ ચોગાનની બીજી બાજુ બળદોને માટે બાંધેલી છાપરીઓ હતી, તે તરફ ગયો

"બસાઈ બિચારો ઘરડો થયો છે, એટલે જરા ઠંડો છે." કિશોરે કહ્યું.

"ભલભલા જુવાનો ઠંડા છે, તો એનું શું પૂછવું? એ બિચારાએ તો આખી જિંદગી બળદોનાં પૂછડાં આમળ્યાં

છે, અને એ જીવશે, ત્યાંસુધી તો એટલી બધી લોરીઓ આવવાની નથી, કે એના નશીબમાંથી બળદનાં પૂછડાં આમળવાનું ચાલી જાય!" કિસને કહ્યું

"આ દિવસમાં કહેવાય નહિ! છેલ્લા બે વર્ષમાં કેટલી મોટરલોરીઓ આવી, તે ખબર છે?" કિશોરે કહ્યું

"ગમે તેટલી આવી હોય, અને ગમે તેટલી આવે તોયે હિંદુસ્તાનમાંથી વીશવર્ષ સુધી ગાડાંઓ નથી જવાનાં કિસને કહ્યું

"નાહક આવી વાતોમાં શા માટે વખત બગાડો છો? આપણું કામ અત્યારે એ પ્રકારનું છે, તે જલદીથી હાથમાં લેવું જોઈએ એક તો આપણી મેમ્બરશીપ વધારવી જોઈએ શહેરનો એકે એક ગાડાવાળો આપણા યુનિયનનો સભ્ય થવો જોઈએ, અને બીજું —" વેદીએ ચારેબાજુ નજર નાખી કહ્યું "દરેક કાર્યકરે બધા ગાડાવાળાઓને કહેવું જોઈએ, કે મોડી વહેલી હડતાળ પડશે અને તેમાં દરેકે જોડાવું પડશે એટલું જ નહિ પણ જ્યાં સુધી જે લોરીવાળાઓ ઓછી કિંમતે માલ લઈ જાય છે, તેઓ ઠેકાણે નહિ આવે ત્યાં સુધી આપણી તે હડતાળ ચાલશે વેદીએ પૂરું કર્યું અને પોતાના કહેવાની શી અસર થઈ, તે જાણવા જાણે ચારે તરફ નજર ફેંકી

"પણ તે કરતાં પહેલાં આપણે બરાબર તૈયારી રાખવી પડશે" કિશોરે કહ્યું "૧૯૨૮માં જ્યારે અમે

હડતાળ પાડી હતી, ત્યારે, પદર દિવસમા હડતાળ તૂટી ગઈ, અને અડધા ઉપરાન ગાડાવાળાઓએ પોતાનુ કામ શરૂ કર્યું હતુ ”

“ પણ તે વખતે યુનિયન નહોતુ કેવી રીતે સત્તાવાળાઓ સામે ઝૂઝવુ તે દોરવનાર નહોતુ, કેવી રીતે હડતાળ પર ગયેલા માણસોને ટકાવી રાખવા, તે સમજાવનાર કોઈ નહોતુ !” વેદાએ કહ્યુ

“ અને તે સૌ કરતા તો એ હતુ કે દરેક જણ પોતાનો જ સ્વાર્થ જોતુ, અને જ્યા વેપારીઓએ થોડા જણને લોભ દેખાડયો કે તરત હડતાળ તૂટી પરિણામે તે હડતાળ તોડનારાઓ આજે મઝા કરે છે, અને જેઓએ છેલ્લી ઘડી સુધી હડતાળ ટકાવી રાખી તેઓ ભૂખે મરે છે ’ કિસને સહેજ ગુસ્સાથી કહ્યુ

‘ અને તેથી જ યુનિયનની જરૂર છે એક વખત યુનિયન હડતાળ શરૂ કરે તો જ્યા સુધી ફરી યુનિયન હડતાળ બધ ન કરે ત્યા સુધી તે ચાલુ જ રાખવી જોઈએ. કારણ કે એમા લાભ કે નુકસાન બધાને સરખા છે ”

“ હા, એ વાત ખરી છે ’ બમાઈએ કહ્યુ તે પંદરેક ગાડાવાળાને તેડી લાવ્યો હતો એક જણે જૂનુ ટારપોલીન પાથર્યું, બીજો એક જણ એક ફાનસ લઈ આવ્યો, કિશોરે એક આનાની બીડી મગાવી અને ફાનસની આજુબાજુ સૌ બેઠા

"બિરાદરો!" વેદીએ શરૂ કર્યું "આજથી આપણુ યુનિયન સરકારના દફતરમા નોધાઈ ચૂક્યું છે. આજથી આપણને કાયદા પ્રમાણે આપણા હક્કો માટે લડવા સંગઠન કરવાની છૂટ મળી છે. આજે સરકારે પોતે આપણને એના ખાંધિયાઓ સામે લડવાને ખતપત્ર આપ્યુ છે, અને એમાં આપણે સરકારને નિરાશ નહિ કરીએ. જ્યા સુધી સુખ-સગવડની અને જીવનનો પૂરો વિકાસ કરવાની બધી તકો આપણા હાથમા નહિ આવે ત્યા સુધી આપણે એ સરકારના ખાંધિયાઓ, મૂડીવાદીઓ સામે લડીશુ, એટલુ જ નહિ પણ આપણે આપણી શરતો એમની પાસે મંજૂર કરાવીશુ. આપણામા શક્તિ છે, પણ એ શક્તિનો ઉપયોગ કેમ કરવો તેની આપણને અત્યાર સુધી ખબર નહોતી. હવે આપણને સમજ પડી છે, અને આપણે, એ શક્તિનો પરચો આપણા દુશ્મનોને બતાવી આપશુ. આજે આખા જગતનો મજૂરવર્ગ, કામદારવર્ગ, શોષિતવર્ગ મૂડીવાદ સામે રણમેદાને પડ્યો છે, ત્યારે આપણે શુ આપણી નિર્માલ્યતા બતાવતા, શાત, સ્થિર, મૂડદા જેવા બેસી રહીશુ? મૂડીદાર વર્ગ આપણને જેમ જીવાડવા માગશે તે રીતે જીવ્યા કરીશુ? એથી તો બહેતર છે કે આપણે સૌ આપઘાત કરીએ, નદી તળાવ કે કૂવામા મરી જઈએ, આપણા બૈરી છોકરાને વેચી દઈએ! સદીઓની ગુલામીથી, આપણી મનોદશા પણ ગુલામી થઈ ગઈ છે, રોટલાનો ટુકડો મળે, તો આપણે ખુશખુશ થઈ જઈએ છીએ, અને આપનારનો ઉપકાર

માનીએ છીએ. પણ આપણે જોતા નથી, કે એ રોટલાનો ટુકડો આપનાર, એ રોટલાના ટુકડાથી મળેલી શક્તિનો આપણી પાસે એવો અને એટલો લાભ લે છે કે એ ખાઈપીને તાગડધિન્ના કરે છે આપણે એવા ટુકડા નથી જોઈતા કેમકે આપણને એ ટુકડા માટે આપણુ આખુ જીવન તેને લખી આપવુ પડે છે, જ્યારે એ પોતે આપણને એવો ટુકડો આખી જીંદગી ભર આપવાને યે બંધાતો નથી" તે જરા શ્વાસ લેવા થોભ્યો, ને આજુબાજુ જોયુ સૌ તેની સામે એકી નજરે જોઈ રહ્યા હતા, એમ તેને ફાનસના ઝાંખા તેજમા જણાયુ તેને એની કઈ જ નવાઈ નહોતી. તેણે આવી રીતે ઘણા ભાષણો આપ્યાં હતા અને દરેક વખતે, આ પ્રમાણે એકાગ્ર સાંભળનારા તે મેળવી શકયો હતો

"અને યાદ રાખજો કે તમે એકલા આવી રીતે લડનારા નથી, તમારી જોડે આખી દુનિયાના કામદારો અને કિસાનો છે, આખા જગતના શ્રમજીવીઓ છે, મૂડીવાદના બંદીવાનો છે તેઓ પણ તમારી જોડે ઝૂઝે છે, અને તમારી જોડે જ સ્વાતંત્ર્ય મેળવશે"

તે અટકયો, અને થોડી વારે તેના સાંભળનારાઓને તેનુ ભાન થયુ

"તો, આપણે શુ કરવુ?" કિશોરે પૂછ્યુ

"હવે આપણે આપણા મણ્ડળો વધારવા. આખા શહેરમાં ગાડાવાળાઓ એકત્રિત રહેતા નથી, માટે દરેક સ્થળના ગાડાવાળાઓને સભ્ય બનાવવા. અહીં આપણી મુખ્ય શાખા રહેશે. નડિયાદ, ભરુચ, વલસાડ ને સુરત વગેરે સ્થળે આપણી બીજી શાખાઓ રહેશે. ઠીક છે ને?"

"ખૂબ સુંદર" કિશોરે કહ્યું.

"લગભગ સો એક સભ્યો થાય એટલે આપણે આપણું પહેલું કામ શરૂ કરીએ"

"શાનું?" જમાઈએ પૂછ્યું

"તે હું ત્યારે કહીશ. પણ તેમાં તમારે જરાય બીવા જેવું નથી. એ યુદ્ધમાં આપણું સંગઠન જોઈને શત્રુ શરણે આવશે" વેદીએ હસતા હસતા ઊભા થતાં કહ્યું, "હું હવે જઈશ"

બધા ઊભા થયા, અને થોડે સુધી તેની સાથે ચાલ્યા. છેવટે બધા અટક્યા, અને કિશોર એકલો તેની સાથે રહ્યો "વેદીજી શાનું યુદ્ધ આપણે કરવાનું છે?" એના અવાજમાં ડર હતો

"કિશોર ચૌધરી એટલામાં ડરી ગયા? પણ ગભરાવાની જરૂર નથી એ યુદ્ધ સૌએ ભેગા થઈ લડવાનું છે, અને એમાં તમને જરાય નુકસાન નહિ થાય" કહી તે હસ્યો, અને થોડી વારમાં અંધારામાં ગુમ થઈ ગયો

## ૨

વેદીનું આખું નામ દુલારેલાલ ચતુર્વેદી હતું. ઉત્તર હિંદુસ્તાનના એક ગામડામાં તેની થોડી જમીન હતી. તે બાપીકા દેવાપેટે વેચી દેવી પડી હતી અને કુટુંબમાં બીજા કોઈની જંજાળ હતી નહિ એટલે છેલ્લાં પાંચ વરસથી અમદાવાદમાં આવી વસ્યો હતો. અને કાપડની અનેક મિલોમાં તે નોકરી કરી ચૂક્યો હતો. છેલ્લા થોડા માસથી તે નોકરી ઉપર ન હતો. એનું ચિત્ત પણ બીજે નોકરી શોધવા કરતાં પોતાનાં ભણતર, અનુભવ અને સમજનો ઉપયોગ અહીના કામદારોની અંદર જાગૃતિ આણવા અર્થે કરવા તરફ વધારે ઢળ્યું હતું. સમાજવાદી પક્ષની સ્થાપના થઈ ત્યારથી તે તેમાં કાર્યકર તરીકે જોડાયો હતો. અને છેલ્લા બે માસથી તો તેણે ગાડાવાળાઓની પ્રવૃત્તિ રીતસરની હાથ ધરી હતી.

હજી રાત ઘણી થઈ નહોતી, એટલે વેદીએ પોતાને ઘેર જવાને બદલે જ્યાં તેના સહયોગી મળતા હતા, ત્યાં જવાનું નક્કી કર્યું. ઝાંખા બહોળા તેમજ સાંકડા પહોળા રસ્તાઓ વટાવતો વટાવતો તે ચાલ્યો જતો હતો. હોળીના તહેવારો નજીક આવતા જતા હોવાને કારણે દુકાનોમાં નવો માલ ખડકાતો જતો હતો, અને ખરીદી પણ સારી થતી હતી. સાધારણ વર્ગના તેમ જ ગરીબ પુરુષો, સ્ત્રીઓ, બાળકો હોંશથી અને ઉત્સાહથી દુકાનોમાં પેસતા, અને સંતોષથી બહાર નીકળતા હતા. વેદીના મનમાં આ દૃશ્યે અનેક વિચારો જન્માવ્યા. 'કેવી રીતે પોતે પૈસા બચાવેલા, એકઠા કરેલા, એ બધું આ બિચારાઓ આજે ભૂલી ગયા છે। આજે નવી નવી વસ્તુઓ ખરીદી શકવાની શક્તિથી આમને કેવળ આનંદ આનંદ છે। હોળી પછી પાછું તેનું તે જ અવિરત ગુલામીનું જીવન જીવવું પડશે, તે એમને આજે યાદ પણ નથી। ઉત્સવના આ બે દિવસમાં, વરસ દિવસની એકઠી કરી રાખેલી ઉત્કંઠા આજે પૂરી કરી જવાની લાગણીનો કેવળ આનંદ જ તેમના મુખ ઉપર દેખાય છે।—'

વેદીના વિચારો એકાએક અટક્યા, કારણ કે એક ઝડપથી ચાલી આવતી મોટરની અડફટમાં પોતે ન આવી જાય, તેની સંભાળ તેને લેવાની હતી. 'બદમાશ, કેટલી જોરથી મોટર હંકારી જાય છે।' અને તેણે પાછળ એક

ચીસ સાંભળી. તેના પગ એકદમ અટકયા, ને તેણે પાછળ જોયું. પેલી મોટર ઊભી રહી હતી, અને તેની આજુબાજુ ટોળું ફરી વળ્યું હતુ. તે ત્યાં પહોંચ્યો ત્યારપહેલાં તો તે મોટર એક સિપાઈ અને એ ત્રણ માણસોને લઈ ચાલી ગઈ હતી. તેણે ત્યા ઊભા રહેલા એક માણસનો અવાજ સાંભળ્યો. "લોકો પણ કેવા છે? પોતાનાં બાળકોની સંભાળ રાખતાં આવડતુ ન હોય તો એમને ઘરની બહાર લઈને નીકળે છે જ શું કરવા? હું!"

વેદીએ તે માણસ તરફ એક તિરસ્કારભરી દૃષ્ટિ નાંખી તે એક પ્રૌઢ ઉમરનો, જાડો માણસ હતો. "શ્રીમંતોના ગુલામ!" વેદીથી બબડ્યા વિના ન રહેવાયું. પેલાએ તે સાંભળ્યું, અને કોને ઉદ્દેશીને તે કહેવાયુ હતુ, તે જાણવા તેણે વેદી સામે જોયુ, પરંતુ વેદીએ તો ક્યારનું ચાલવા માંડ્યું હતુ તેનુ મન આ . બનાવથી સહેજ ઉશ્કેરાઈ ગયુ હતુ "

'શા માટે બાળકને લઈને બહાર નીકળતાં હશે?' જાણે બાળકે તો આવી મોટર જેવા બાઉની બીકે ઘરની જેલમા હમેશ માટે પુરાઈ રહેવુ જોઈએ! આખું જગત આજે બાળકોને સ્વચ્છ હવા માટે ઘરની બહાર બોલાવે છે, ત્યારે આ જાડો બુઢ્ઢો સૌને ઘરમા ગોંધી મૂકવા માંગે છે! અને માબાપ પણ શું કરે? કેટલાં બાળકોને સંભાળે? કેટલા બાળકોને ઘેર ગોંધી રાખે? પેલા બુઢ્ઢાને તો

બાળપણમાં ઘરની બહાર નીકળવું પણ નહિ ગમતું હોય! તેના માબાપની આંગળી પકડીને જ ચાલ્યા કરતો હશે! હા, પણ તે વખતે આટલી મોટરકારો નહિ હોય, નહિ તો તે પણ આવું વાક્ય બોલવાને આજે જીવતો ન હોત પણ ક્યારનોય બીજા જન્મમાં કીડીમંકોડો થઈ જનમ્યો હોત! અને, એ દિવસોમાં આજના જેવી મૂડીવાદી જોહુકમી પણ નહોતી! આટલો ધનનો ગર્વ પણ નહોતો! તે વખતે જો કોઈએ કોઈ બાળકને પોતાના એક્કા નીચે કચરી નાંખ્યું હોત તો આટલી સહેલાઈથી પોલીસને રીઝવી લઈ તે શ્રીમંત છટકી શક્યો નહોત. શા માટે, શા માટે આ થાય છે? શા માટે એક દોરડું બે ઊલટી દિશાએ ખેંચાય છે? શા માટે શ્રીમંતોમાં દયા, ઉદારતા નથી આવતી? શા માટે ગરીબો વધારે સમજુ થતા નથી?' તે એકાએક ચોંક્યો: 'અરે, આવો વિચાર મને ક્યાંથી આવ્યો? આ મૂડીવાદી, ગાંધીવાદી વિચાર મારા મનમાં ક્યાંથી? શું હુંય પેલા જાડાણુંકાની અસર નીચે આવ્યો? વાહ! એની સામે જોયું એટલામાં આવા વિચાર?—'

"કેમ, કોમરેડ, ક્યાં જાય છે?" પાછળથી કોઈકે તેને ધબ્બો મારી પૂછ્યું.

"હેડક્વાર્ટર્સમાં!" વેદીએ તેના મિત્ર દીનેશને કહ્યું.

"હુંયે ત્યાં જ જાઉં છું." દીનેશે કહ્યું. દીનેશ—દીનેશચંદ્રરાય પણ સમાજવાદી હતો, પણ કાર્યકર નહોતો;

તે કોઈપણ યુનિયનના કાર્યમાં ભાગ લેતો નહોતો, કારણ કે તેના કહેવા પ્રમાણે તેને વખત નહોતો. તેનું કારણ સાચુ પણ હોઈ શકે, કારણ કે તે એક દૈનિકમાં રિપોર્ટર હતો, અને પરિણામે ગતે કે દિવસે તેને હમેશાં કામ પર રહેવું પડતું. અલબત, તે છતાય શહેરના સમાજવાદીઓમા તેનું સ્થાન આગળ પડતું હતુ કારણકે કૉલેજના દિવસોથી તે રાજકરણમાં ભાગ લેતો હતો. બેએક કાવતરા કેમમાં તે સંડોવાયેલો, પણ છૂટી ગયેલો. સત્યાગ્રહની ચળવળમાં તે બે વખત જેલમાં જઈ આવેલો, અને ત્યારપછી પણ તે ન પકડાયો તેનું કારણ એ નહોતુ કે તે કામ નહોતો કરતો, પણ તેણે પોતાને પકડવાની સરકારને તક નહોતી આપી.

"રામલાલે મને કોઈ નવા કાર્યકરને મળવા બોલાવ્યો છે, અને મારે જોવુ છે કે વળી આ શહેરનાં શા સદ્દભાગ્ય કે નવો સામ્યવાદી કાર્યકર અહીં આવી પડે ! કેટલાયે આવ્યા અને કેટલાય ચાલી ગયા, પણ આ શહેરનો ઉદ્ધાર થાય એમ મને લાગતું નથી !" દીનેશે બેદરકારીપૂર્વક કહ્યું.

"કેમ ઉદ્ધાર ન થાય? અત્યારની રાજકારણની સ્થિતિ એવી છે કે આવતા પાંચ વર્ષમાં શહેરની બધી લોકોપયોગી સંસ્થાઓ સમાજવાદીના હાથમાં આવે એમ હુ જોઈ શકું છું !" વેદીએ કહ્યું

"તારા આવા આર્ષદર્શન માટે તને સ્વપ્નદષ્ટાનો ઇલકાબ આપવો જોઈએ." દીનેશે કહ્યું.

"એટલે?" વેદી આવી જાતની વાતચીતને ધિક્કારતો કારણ કે તેની બુદ્ધિ ગંભીર વાત અને મજાકને મહેનાઈથી જુદી પાડી શકતી નહિ

"સમજ્યો નહિ? સ્વપ્ના ખોટાં પડે છે, કારણ કે તે હંમેશા જોઈએ તેના કરતા વધારે ખાવાથી ઉદ્દભવે છે! અને તું વધારે ખાય છે, એ જાણીતી વાત છે!" દીનેશે હસતા હસતાં કહ્યું

"વધારે ખાવું કે ઓછું ખાવું તે તો કુદરતી વાત છે" વેદીએ મહેજ ચીડાઈને કહ્યું

"પણ હું ક્યાં ના પાડું છું? નકામો ચીડાય છે શાને? એ તો હું ઓછું ખાઉં છું છતાય સશક્ત ગૂં છું, તેથી વધારે ખાતો નથી નહિ તો હુંય વધારે ખાઉં, અલબત વધારે ખાઉં તો વધારે ખર્ચ થાય એ પણ એક મોટો પ્રશ્ન છે ચાલ હવે દિનગીર ના થા ઉપર એવું ગંભીર વાતાવરણ હશે કે તેમાં તુયે ગંભીર થઈ જશે, તો કોઈ તારી સામે જોશે નહિ" હેડક્વાર્ટર્સનો દાદર ચઢતાં દીનેશે કહ્યું

હેડક્વાર્ટર્સ એ કંઈ મોટો હોલ નહોતો તેની આજુબાજુની ભીત ઉપર પુસ્તકોથી ભરેલી આલમારીઓ નહોતી એક નાનો મજાનો ઓરડો તેની એક બાજુએ બે ટેબલો, અને તેની એક બાજુએ બે ખુરશીઓ અને બીજી બાજુએ બે લાંબી બાંક હતી ઓરડાની બીજી બાજુએ

એક મોટુ ટેબલ હતુ અને તેની બન્ને બાજુએ પણ બાકો હતી. બહાર ગેલેરીમા બે આરામખુરશીઓ અને એક નાની ટીપાઈ હતી એક ઊંચા બૂક-કેસ ઉપર પચીસેક ફાઈલો, જૂના છાપાઓ ને દશેક પુસ્તકો હતા. મોટા ટેબલ ઉપર ત્રણચાર છાપા અવ્યવસ્થિત પડ્યા હતાં બે જણા કંઈ વાદવિવાદ ચલાવી રહ્યા હતા નાના ટેબલ આગળની ખુરશી પર એક યુવાન કંઈક લખી રહ્યો હતો બીજા નાના ટેબલ ઉપરના પોર્ટેબલ ટાઈપરાઈટર પર બીજો યુવાન ટાઈપ કરતો હતો અંદર પેસતા દીનેશે કહ્યુ, "હેલો, બધા જ અહીં છે।"

બે યુવાનોનો વાર્તાલાપ બંધ પડ્યો ટેબલ પર લખતા યુવાને ઊંચું જોયુ 'કોણ, દીનેશ? ઘણે દહાડે!" તેણે કહ્યુ

"આ વેદી મને ખેંચી લાવ્યો!"

"એ હુ માનતો નથી" પહેલા યુવાને કહ્યુ "વેદી કોઈના ઉપર કંઈ પણ બળજોરી કરે એ અશક્ય છે"

"અને સુબોધ, તુ ભૂલી ગયો લાગે છે કે આ ઓરડામા કદી સાચું ન બોલવુ એ મારો જૂનો નિર્ણય છે" દીનેશે કહ્યુ. બધા હસ્યા દીનેશ અને વેદી પેલા વાદવિવાદ કરનાર વચ્ચે બેઠા

"આજે Carters' Union રજીસ્ટર થયુ ખરુ" કોઈને ખાસ ન ઉદ્દેશતા વેદીએ કહ્યુ "આજે એ

લોકોનો ઉત્સાહ અજબ હતો એમનામાં શક્તિ છે અને સંગઠન છે, એટલે જ્યારે મૂડીવાદીઓ —"

"ટૂંકામાં એમ કહે ને કે ગાડાવાળાઓનું ગાડું ચાલવા માંડ્યું છે" દીનેશે વચ્ચે કહ્યું વેદી આથી ગુસ્સે થયો પણ કંઈ બોલ્યો નહિ

'તું એને આમ તોડી ન પાડ આપણે એટલી વાત તો કબૂલ કરવી જ પડશે કે વેદીએ એકલે હાથે આ લોકોને એકઠા કર્યા છે, અને આ આખું યુનિયન એને જ આભારી છે' સુબોધે કહ્યું

"ખરી વાત છે' બીજા એકે ટાપશી પૂરી

"એ ગાડા નીચે એ પોતેજ આવી ન જાય તે એણે જોવાનું છે' દીનેશે કહ્યું

અતસ્મત એની આવી વાત ઉપર કોઈ ધ્યાન આપતું નહિ, છતાંય વેદીને આ અંગત વાત લાગી, અને એની ધીરજ ખૂટી ગઈ "દીનેશ, ગાડાવાળાઓનું સંગઠન જરૂરનું હતું Transportની—માલના વાહનની એ લોકો એક ચાવી છે જે મૂડીવાદીઓ પોતાનો માલ આજે ગુનામગીરી કરાવી લઈ જાય છે, તેમને, આ સંગઠનને પરિણામે ગાડાવાળાઓની કુરમદે કામ કરાવવું પડશે'

તારી આ સાંકડીમાં એક ત્રુટિ છે, તે હું તને કોઈ વખત મારી ફુરસદે સમજાવીશ, અને બતાવી આપીશ કે

એ ત્રુટિથી તને ગાડાં નીચે આવી જવાનો પૂરેપૂરો ભય છે." દીનેશે સહેજ ગંભીરતાથી કહ્યું, અને ઉમેર્યું, "બાકી મારી તો તને સલાહ છે કે પેલી કહેવત પ્રમાણે તારે ગાડા નીચેના કૂતરા જેવું રહેવું, કે જ્યાં સુધી તુ ત્યા હોય ત્યાં સુધી તને એમ લાગે કે તુ જ ગાડું ચલાવે છે, અને જ્યારે ગાડાને ભય આવે, ત્યારે તુ મહેલાઈથી નાસી જઈ શકે!"

"ચાલ દીનેશ, ઘણુ થયુ, આજે આખા દિવસમાં રિપોર્ટ નથી મળ્યો લાગતો. એથી આ પ્રમાણે બિચાગ વેદીને ઉશ્કેરી, તારી અને એની લડાઈનો રિપોર્ટ છાપામાં પ્રગટ કરવા વિચાર રાખ્યો છે?"

"ના, એથી ઊનટું થયુ છે દેશમા એટલા ગુના થાય છે કે, એ બધા ગુનાની નોધ લેતા આખા શહેરના બધાય પત્રો પૂરાં ન પડે. એટલે મારે ઘણા સરસ ગુનાની વાતો કાઢી નાખવી પડી, અને તેથી મારુ મન ઘણું કચવાયુ છે!"

"અને તેથી વેદી હાથમા આવ્યો!"

"ના, બીજુ યે કારણ છે. ગમલાલ મળ્યા હતા અને તે કહેતા હતા કે પરપ્રાતનો કોઈક સમાજવાદી અહીં આવ્યો છે, તેને તે આજે અહીં લાવવાના છે. એટલે હું આવ્યો; અને હજી રામલાલ આવ્યો નથી, તેથી સ્વાભાવિક જિજ્ઞાસાને લીધે, મન વધારે અશાત થાય, અને મન અશાત થાય ત્યારે—"

'અમે ભગવદ્‌ગીતા વાંચી છે, એટલે આગળ વધુ કહેવાની જરૂર નથી" સુબોધે કહ્યું

"મને શી ખબર કે તું એટલો ધાર્મિક હશે, નહિ તો તને મારા ધર્મજ્ઞાનથી ચકિત કરી નાખત!'

"બીજાના અજ્ઞાનનો લાભ લઈ તારું જે જ્ઞાન તું બતાવી શકે છે, તેને માટે તને મુબારકબાદી!' સુબોધે કહ્યું

' આ આપણો ત્રિમાસિક અહેવાલ!" ટાઈપરાઈટર પર બેઠેલા સુરાને ધડાકા સાથે ટાઈપરાઈટર બંધ કરતા કહ્યું.

' જોઉં તો ખરો!" દીનેશે કહ્યું

"જ્યા સુધી કાર્યવાહક સમિતિ તેને મંજૂર ન કરે ત્યા સુધી તે ખાનગી અહેવાલ છે, અને તું તો કાર્યવાહક સમિતિમાં નથી એટલું જ નહિ પણ કાર્યકર પણ નથી' પેલા ટાઈપિસ્ટ જુવાને, કે જે શહેરની સમાજવાદી સભાનો મંત્રી હતો, તેણે કહ્યું

"અને તેથી જ હું એ અહેવાલ તટસ્થતાથી જોઈ શકું અને તમે છેલ્લા ત્રણ મહિનામાં શું શું કર્યું છે, તે બરાબર આંકી શકું." દીનેશે આક્ષેપને સંભળાવ્યું

આંકણી કરાવવાની અમને જરૂર નથી કારણ કે અમે જાણીએ છીએ કે અમારે જેટલું કરવું જોઈતું હતું

તેટલું હજી અમે કરી શક્યા નથી, અને જ્યાં સુધી દેશને માટે સામ્યવાદી રાજ્યતંત્ર ધારણ અમે મેળવી શકીશું નહિ ત્યાં સુધી, અમારી એ લાગણી રહેશે!" પ્રાણનાથે જુસ્સાથી કહ્યું

"શાબાશ!" વેદીથી કહેવાઈ ગયું

'હીઅર! હીઅર!" દીનેશ સિવાયના બાકીનાઓએ કહ્યું

"અત્યારે એ બધું તારી જનરલ મિટિંગ માટે રાખજે હું જાણું છું કે ગયા ત્રણ મહિના દરમિયાન તમે પંદર ચર્ચાઓ રાખી, જેમાં શહેરના મહાપુરુષો પ્રમુખ થયા હતા સોળ સ્ટેટમેન્ટો બહાર પાડ્યાં અને તેમાં તમે તમારા જુદી જુદી બાબતો પરના મંતવ્યો જણાવ્યા હતા એ ઉપરાંત અનેક મજૂરસંઘોમાં તમારી ચળવળો ચાલુ છે અને મજૂરોનું સંગઠન સારી રીતે થતું જાય છે તેની ગર્વપૂર્વક નોંધ લીધી છે એથી વધારે કંઈ છે?" પ્રાણલાલ કંઈ બોલવા જતો હતો, તેને અટકાવી કહ્યું "મારું કહેવું ગંભીરતા ભર્યું છે, તે તું માને છે, તેને માટે હું તારો ઉપકાર માનું છું છતાંય મને ત્રિમાસિક અહેવાલો કરતાં બીજા વિષયો ઉપર ગંભીર નિર્ણયો આપવાના હોવાથી એ ગંભીરતા તમારા અહેવાલ પર મેં નથી આપી, તે માટે ક્ષમા ચાહું છું, અને આશા રાખું છું કે આ વિષય આટલેથી જ અટકે અને એથી ઓછા ચર્ચાસ્પદ અને વધુ રસપૂર્ણ વિષય

પર વાતો થાય જોઈએ તો આપણે વેદીના ખોરાક વિષે વાતો કરીએ, જોઈએ તો સુબોધના, મજૂરવર્ગમા કામ કરવાની સાક્ષી આપતા એના મેલા કપડાની વાત કરીએ — પણ ત્રિમાસિક અહેવાલ ઉપર? — ના" દીનેશે છટાપૂર્વક કહ્યુ

બધા હસી પડયા સુબોધે છાનીમાની પોતાના અને દીનેશનાં કપડાંની સ્વચ્છતાની સરખામણી કરી લીધી વેદીએ પોતાના પેટનો વર્તુળાકાર તપાસ્યો

'શુ ચાલી રહ્યુ છે?' પાંત્રીશેક વર્ષનો એક પુરુષ અદર આવ્યો તેની પાછળ એક સ્ત્રી હતી

## ૩

શહેરમાં રામલાલનુ વ્યક્તિત્વ અનોખું હતુ. તે દરેક સાથે ભળતા. સરકારી અમલદારો સુદ્ધાં તેમને માનદૃષ્ટિથી જોતા. શ્રીમંતો મભ્યતા પૂર્વક તેમની સાથે વર્તતા. ગરીબોમાં તે મોટે ભાગે પૂજનીય હતા. સ્ત્રીઓની પ્રવૃત્તિમાં તેમની સલાહ કીમતી લેખાતી.

સમાજવાદી વર્તુળમા સ્વાભાવિક રીતે આગળ પડતો ભાગ લેતા. કિશોરવયથી માડી આજસુધી તે દેશના સ્વાતંત્ર્યના કામમાં રચ્યાપચ્યા રહ્યા હતા. આજે તેમની વય યુવાન ન કહેવાય છતાંય યુવાનોમાં તેમને માટે માન ભર્યું સ્થાન હતું. પીઢ કાર્યકર્તાઓ અને યુવાન આશાધારીઓ વચ્ચે તે સેતુ સમાન થઈ શકયા હતા. સમાજવાદના આ હેડક્વાર્ટર્સમાં તે ઘણા ઓછા આવતા, પણ તેનુ કારણ એ હોઈ શકે કે તેમનુ પોતાનુ ઘર જ એક રીતે સમાજવાદીઓનું

એક મોટુ કેન્દ્ર હતું — અને ફક્ત સમાજવાદીઓનું જ નહિ પણ પ્રગતિવાદી દરેક મસ્થાનુ તે કેન્દ્ર હતું પીઢ લોકો જ્યારે જ્યારે પ્રગતિની વચ્ચે આવતા, ત્યારે પ્રગતિવાદીઓ તેમને ત્યા આવતા, પોતાની મુશ્કેલીઓ જણાવતા, પીઢ લોકો પ્રત્યે બખાળા કાઢતા, રામલાલ તેમની મુશ્કેલીઓનો તોડ આણતા, તેમને સાત્વન આપતા, અને ફરી આવવા આમત્રણ આપી, વિદાય કરતા. અનમત ઘણી વખતે તેમને તેમની સાથે મતભેદ પડતો, ઘણી વખત તેમનો નિર્ણય તેઓ કબૂલ કરતા નહિ, ઘણી વખત તેમના દષ્ટિબિંદુઓ જુદા પડતા, પણ તે છતાય બીજી વખતે તેઓ આવતાં અચકાતા નહિ રામલાલના દ્વાર બીજા માટે કોઈકવાર ભને બધ હોય પણ પ્રગતિશીલોને માટે સર્વદા ખુલ્લા હતાં

આથી આજે તેમનુ આગમન અણધારેલું હતું ફક્ત દીનેશને જ તેમણે બપોરે પોતાના આગમન વિષે કહેલુ, અને તે પે તે તેમને અચાનક મળ્યો ત્યારે જ

"શુ ચાલી રહ્યુ છે?" તેણે ફરીથી પૂછ્યુ "મને તો બી- લાગતી જતી હતી કે યુવાનો દિન પર દિન જોઈએ તેના કરતાં વધારે ગભીર થતા જાય છે!"

"મારા જેવા જેમણે હજી યુવાન વયમા પ્રવેશ પણ નથી કર્યો તેને એ લાગુ પડતું નથી!" દીનેશે કહ્યુ

"બાળકોને ક્યારથી આ કેન્દ્રમાં આવવાનો હક મળ્યો છે?" રામલાલે સામે પૂછ્યું.

"જ્યારથી યુવાનો બુઢ્ઢા થઈ ગયા ત્યારથી" દીનેશે પ્રત્યુત્તર આપ્યો

"ઠીક, તો આ સંસ્થાના બાળકોની સંભાળ રાખવા માટે મારે આજે એક સ્ત્રીમાર્ગદર્શકને લાવવી પડી છે" બધાએ આવનાર સ્ત્રી તરફ જોયુ "મદાબેન, આ બધા બાળકો છે, કેટલીક વાર તો તેઓ બાળકો કરતા ય વધારે બાલીશતા બતાવે છે, અને એથી એમને ધમકાવવાની મને તક મળે છે પણ હમણા એ તકો વધતી જતી હોવાથી એવી તકોનો લાભ તમને પણ આપુ તો હું ઓછો સ્વાર્થી ગણાઈશ" તેમણે યુવાનોને ઉદ્દેશીને કહ્યુ, 'સદાબેન કેટનાક વર્ષોથી, આપણી સંસ્થા સંસ્થારૂપે અસ્તિત્વમા આવી ત્યાર પહેલાથી, આપણા ક્ષેત્રમા કામ કરે છે હમણા જ તે આ શહેરમા આવ્યા છે, અને અહી કામ કરવાની ઇચ્છા ધરાવે છે અને એથી હું એમને અહી લઈ આવ્યો છુ"

મદાએ સૌને નમસ્કાર કર્યા તે જોઈ સુબોધે મોઢું મચકોડ્યુ વેદીના મોમાથી 'હ' જેવો કંઈક ઉદગાર નીકળ્યો

"કેમ, *ભદ્રલોકની રીતભાત નથી ગમતી? હું યે મને ભદ્ર કહેવડાવુ છુ" રામનાને વેદીને અને સુબોધને ઉદ્દેશી કહ્યુ

* મૂકવા માટે બંગાળનો આ શબ્દ ઠીક બધબેસતો થઈ જાય છે

"મને ખબર નહિ, નહિ તો હું એમ વર્તત નહિ." સદાએ કહ્યું. તેનો અવાજ સુમધુર હતો. "તે માટે તમારી સૌની માફી માંગીને વધારે દોષપાત્ર થવાનું હું નહિ કરું." તેણે સ્મિત કરી કહ્યું. તેણે તેના અવાજથી અને એ સ્મિતથી આ યુવાનોનો સદ્‌ભાવ આટલા ટૂંક વખતમાં મેળવી લીધો હતો તે રામલાલે જોયું, અને તેમને સંતોષ થયો.

"આ શિષ્ટાચાર પણ એક દોષ જ ગણાવો જોઈએ!" દીનેશ બોલી ઊઠ્યો.

"બાળકોની માન્યતા સૌને કબૂલ હોતી નથી." સુબોધે કહ્યું.

"તો મને બાળક કહેવડાવવામાં વાંધો નથી." દીનેશને આ વધતી જતી મશ્કરી સહેજ ખરાબ લાગી. "પણ બાળકને મોઢે સત્ય સોંસરી રીતે બહાર આવે છે, તે તમે ભૂલતા નહિ." સહેજ કડવાશથી તેણે ઉમેર્યું. તે ભાગ્યે જ ગુસ્સે થતો. કોઈની પણ મશ્કરી તે સહેલાઈથી સહી શકતો, અને હમેશાં તે મશ્કરી કરનારની એવી મશ્કરી કરતો, કે ફરી તે બાજુથી તેને ભય રહેતો નહિ. પણ આજે તે સહેલાઈથી ચીડાયો. શા માટે? કારણ? કેટલાક માનસશાસ્ત્રીઓનાં દૃષ્ટિબિંદુ પ્રમાણે, કોઈ પણ યુવતી આગળ યુવાનને નાનમ મળે તે ગમતું નથી.

"હમણાં તમે લોકો શું કરી રહ્યા છો? મને તો તમારા હાલના કામ વિષે કંઈ ખબર જ નથી." રામલાલે મશ્કરીનો વિષય બાજુ પર મૂકતાં કહ્યું.

"હમણાં જ આ ત્રિમાસિક અહેવાલ તૈયાર કર્યો. સભ્યો વધતા જાય છે; અને જ્યાં જ્યાં કામ શરૂ કર્યું હતું ત્યાં ત્યાં વધારે ને વધારે સફળતા મળતી જાય છે." પ્રાણલાલે કહ્યું.

"એમ? સંતોષની વાત છે; હું નિરાંતે વાંચીશ અને મારે બીજી બે ચાર સૂચનાઓ કરવાની છે તે યે કરીશ. કાલે સવારે તમારામાંથી કોઈ આવી શકશે?" તેમણે પ્રાણલાલ અને સુબોધને ઉદ્દેશી કહ્યું.

"હા, અમે બન્ને નવરા છીએ." સુબોધે કહ્યું.

"પણ મારે દશ વાગે જવું પડશે." પ્રાણલાલે ઉમેર્યું.

"કંઈ વાંધો નહિ. મારે ત્યાં સવાર સાત વાગે અને જરૂર હોય ત્યારે તેથીય વહેલી પડે છે." રામલાલે કહ્યું. "હું જાઉં છું. બન્ને જણ આવજો. મારે ઘણી વાતો કરવાની છે. સદાબેન, તમે આવો છો?"

સદાએ પળેક વિચાર કર્યો. "ના, ઘેર શા માટે આવું? હોસ્પિટલમાં જવું છે, એટલે પછી સીધી જ ચાલી જઈશ. હમણાં અહીં બેઠી છું."

"સારું, ત્યારે—" કહી રામલાલ ચાલ્યા ગયા.

કર્યા તો કોઈક અજાણી જેવી યુવાન સ્ત્રીએ અજાણ્યા યુવાનો સાથે બેસવાની ધૃષ્ટતા કરી તેથી, કે રામલાલના ઓચિંતા આગમન અને ગમનને લીધે, બે ચાર મિનિટ બધા એક બીજા સામે જોતા રહ્યા આખરે દીનેશે કહ્યું, "હું યે જાઉં—તમારા ત્રિમાસિક અહેવાલમાં મને કંઈ રસ નથી"

"તમે યે આ સંસ્થાના સભ્ય તો છોને?" નદાએ પૂછ્યું. તેના સ્વરમાં દૃઢતા હતી, ધમકાવવાની પણ સહેજ કોશીશ હતી ત્રિમાસિક અહેવાલ પ્રત્યે બેદરકારી બતાવવાથી જાણે દીનેશે મોટો ગુનો કર્યો હોય અને ન્યાયાધીશ તેને જે સ્વરે શાંત દૃઢતાથી કહે તેમ સદાએ કહ્યું હોય, તેમ દીનેશને લાગ્યું; કેમકે પોતે દોષિત છે કે નિર્દોષ એવો પ્રશ્ન કરવામાં આવ્યો હોય એટલી એ પ્રશ્નમાં સત્તા હતી

"હા, હું સભ્ય તો છું — પણ મારું કાર્યક્ષેત્ર આ સંસ્થાના સભ્ય બનવામાં જ અટકી રહેતું નથી, પણ—"

"પણ સભ્ય થવાની યોગ્યતા ધરાવવા તેને માટે કામ કરવામાં સમાઈ જાય છે, એમ ને?" સદાએ દીનેશના કહેવાનો ઊલટો અર્થ કરતાં કહ્યું.

દીનેશ ચીડાયો. 'આ સ્ત્રીને મારી વાતમાં વચ્ચે પડવાની શી જરૂર? રામલાલ કહે તો જાણે સમજ્યા, એ અનુભવી છે, એ કંઈ પણ કહે, તો એમાંથી શીખવાનું મળે. પણ આ સ્ત્રી? એ કાર્યકર છે, એ તો રામલાલે

કહ્યું; પણ ક્યાં, કેટલો વખત, કઈ સંસ્થામાં, શી રીતે કામ કર્યું છે, તે વિષે રામલાલે કંઈ કહ્યું નથી, અને તેની દેખીતી નાની ઉમરમાં તેણે કંઈ ખાસ એવુ કામ કર્યું હોય તે તો અશક્ય જ લાગે છે. બહુ તો પચીશેક વર્ષની હશે, એટલે અસહકારની ચળવળ વખતે બહુ તો વીસ વર્ષની હશે. ત્યારે છએક મહિના "બી" વર્ગમાં જેલમા જઈ આવી હશે; સમાજવાદને લગતા પુસ્તકો ત્યાં વાચ્યાં હશે. ત્યાર પછી બે ચાર વર્ષ આમતેમ ફરી હશે, અને હવે અહીં આવી અમને દમ મારવા બેઠી છે? અને મારુ કાર્યક્ષેત્ર સમજાવવા આવી છે મને?'

તે ખરેખર ચીડાયો હતો. પણ તે ચીડ બહાર ન બતાવતાં તેણે કહ્યું, "ના, ત્યાં તમારી ભૂલ થાય છે. મારુ કાર્યક્ષેત્ર પત્રકારિત્વ છે. ત્યા મારાથી બનતુ કામ કરુ છું. રાજકારણથી અશિક્ષિત પ્રજાને રાજકારણ અને અર્થશાસ્ત્રનુ શિક્ષણ આપવુ એ મારુ મુખ્ય કર્તવ્ય છે, એટલે જ મને ત્રિમાસિક અહેવાલમાં રસ નથી." દીનેશના સ્વરમા છેવટના જવાબનો ભાવ હતો. જાણે કહેતો હોય કે 'હમણા તમે મને આવી ખરાબ રીતે કહેવાની ભૂલ કરી છે તો ભલે કરી. તમે મને પૂરતો ઓળખતા નથી, એટલે, તમને ક્ષમા આપુ છુ. પણ ફરી આવુ ન કરતાં. હુ માખણનો બનેલો ભદ્રલોકમાંનો યુવાન નથી કે તમારા રૂપ અને યૌવનની ઝાળથી ઓગળી જાઉં!'

મદાલસાએ એ સ્વર પરખ્યો, અને તે સહેજ હસી "હા, હવે હું સમજી કે તમને શા માટે તેમાં રસ નથી. એમાં તમારું કે તમારા કરેલા કંઈ કામ વિષે લખાણ નથી માટે!" તે નિર્દોષતાથી બોલી કે તેણે ટૅકડી કરી તે દીનેશ ન સમજી શક્યો પણ પ્રાણલાલ અને સુબોધ ખડખડાટ હસી પડ્યા. થોડી વાર રહી, વેદી પણ કંઈક સમજ્યો, અને તેણે દીનેશના ખભા ઉપર ધબ્બો મારી, ખડખડાટ હસતાં કહ્યું, "ઠીક કહી! બોલ દીનેશ, હવે તારે શું કહેવું છે?"

"મદાબેનને મારે એટલું જ કહેવાનું કે મારા કહેવાનો ઊંધો અર્થ થયો છે. મારા કહેવાનો શો અર્થ હતો તે સમજાવવું હું જરૂરનું જોતો નથી, અને સૌને ફાવે તેમ સમજવાની છૂટ છે. હું જાઉં છું."

"દીનેશ, આમ ચીડાઈને જાય તે સારું નહિ." વેદીને લાગ્યું કે એના કહેવાથી જ દીનેશ ચીડાયો છે, એટલે દિલગીર થઈ બોલ્યો, "હું તારી સાથે આવીશ."

"મારી સાથે આવવાની કંઈ જરૂર નથી. વળી તારો અને મારો રસ્તો પણ જુદો છે. મારે તો મારી ઑફિસમાં જવું છે. હજી રિપોર્ટો લખવાના છે." સહેજ તોરથી તેણે કહ્યું. પણ તેનો રોષ ઓછો થઈ ગયો હતો.

"તમે કયા વર્તમાન પત્રમા કામ કરો છે।?" સદાએ પૂછ્યુ આ પ્રશ્નથી દીનેશનો રહ્યો સહ્યો રોષ પણ ઊતરી ગયો તેણે કહ્યું, "નવ શક્તિ દૈનિકમા હુ કામ કરુ છુ"

"એમ? એ પત્ર તરફ તો મારો ખાસ પક્ષપાત છે અને ઘણી વખત પત્રોમા લખવાનું મન થાય છે, પણ જ્યારે હુ તમારા પત્રમા આવતા ઊચી કક્ષાના લેખો વાચુ છુ ત્યારે નાહિંમત થઈ જાઉ છુ" સદાએ કહ્યુ

"તમે યે લખો છે।?" દીનેશે ઉત્સાહમા આવી કહ્યુ "ત્યારે તો જરૂર અમારા પત્રમા કઈક લખો!" તે ઊભો થયો હતો, ત્યાંથી ખસી સદા બેઠી હતી તેની પાસેની એક ખુરસીમાં બેસી ગયો "અમે આવતે રવિવારે ખાસ સમાજવાદી અક કાઢવાના છીએ, તેને માટે તમે કંઈ લખશો?"

"જોઈશ બનશે તો જરૂર લખીશ પણ બિન અનુભવીનુ લખાણ કેવુક હશે?" સદાએ કહ્યુ "ચાલો, હુ તો જઈશ ફરી જરૂર આવીશ બનશે તો કાલે જ નહિતોય રમલાલભાઈને ત્યા હોઈશ" તેણે પ્રાણલાલ અને સુબોધને કહ્યુ, અને ચાલવા માંડ્યું

દીનેશ અને વેદી તેની સાથે બહાર નીકળ્યા

# ૪

નીચે ઊતરીને થોડે દૂર ચાલ્યા, ત્યાં સુધી ત્રણે ચૂપ રહ્યાં

સદાનુ મોઢું સ્વરૂપવાન નહિ તો દેખાવડું જરૂર કહી શકાય એના ઘાટીના શરીરમાં એવી અનોખી આકર્ષકતા હતી, કે તે આકર્ષાયેલા મનુષ્યને મિત્ર બનાવતી, ગુલામ ન બનાવતી

દીનેશે ચાલતાં ચાલતા બે ત્રણ વખત તેની સામે જોયુ, પણ તેને તે કોઈ ઊંડા વિચારમાં પડી ગયેલી લાગી દીનેશે તો વગર કહે, અને વગર પૂછ્યે એની મૈત્રી સ્વીકારી લીધી. દશ પંદર મિનિટ ઉપર જ એણે મહન કરેલા સદાના ટોણા તે ક્યારનોય વિસરી ગયો હતો ફક્ત રહી ગયુ હતું તેના મનમાં એનું મીઠું સ્મિત, એનો સુમધુર કંઠ એવી સ્ત્રી કદી ટોણો મારે એ જ અશક્ય હતું

વેદીને તો તે દેવી સમાન લાગી હતી. કોઈ પણ દંભ ડોળ કે આડંબર વિના, સાદાઈ માત્રથી, સદાએ વેદીના મનમાં પોતાને વિષે પૂજ્યભાવ પ્રકટ કર્યો હતો. દીનેશ જેવાને વાક્પટુતામા મહાત કરી શકવાથી એ પૂજ્યભાવમાં વધારો થયો હતો. અત્યારે સદા જે કંઈ કહે તે કરવાને તે તત્પર બન્યો હતો.

સદાએ આ બે યુવાનોના મન પરખી લીધાં હતા. એને પોતાની શક્તિનું ભાન હતું, અને અત્યાર પહેલાં પહેલે જ સમાગમે મિત્રો બનાવવામાં તે ઘણી વખત સફળ થઈ હતી. તેના હૃદયમાં પળવાર ગર્વ આવ્યો. મળે તે યુવાનોનાં દિલ જીતવાનું સામર્થ્ય મહારાણીઓમાં પણ ઘણી વાર હોતું નથી, એવુ સામર્થ્ય જેનામા હોય તેને ગર્વ કેમ ન થાય ? " તમે બન્ને જણ હોસ્પિટલ તરફ આવો છો ? "

" આ વેદી તે તરફ જાય છે. પણ મારે તો આ રસ્તા આગળ જ છૂટા થવુ પડશે. " દીનેશના અવાજમા દિલગીરી દેખાતી હતી. " પણ હુ તમને બે ત્રણ દિવસમાં મળવાનો પ્રયત્ન કરીશ. મારે તમારી પાસેથી પેલો લેખ લેવો છે." દિલગીરી લાગવા છતા હસવાનો પ્રયત્ન કરતાં દીનેશે કહ્યું.

" હું લખીશ જ એવુ વચન આપતી નથી "

" છતાંય લખાવવુ તે મારુ કામ છે "

"કેવી રીતે લખાવશો ?"

"દીનેશ બહુ ભેદી માણસ છે, હો!" વેદીએ કહ્યુ. દીનેશની માફક છૂટથી બોલવાનુ એને ઘણુ મન થતું પણ શબ્દો ભાગ્યે જ હોઠ બહાર નીકળતા. અત્યારે તેને લાગ્યુ કે સદા આગળ દીનેશ વટ કરી જાય છે, અને પોતે તો મૂઢ માફક ચાલ્યા જ કરે છે, એટલે તક મળતાં અને શબ્દ જડતા તેણે કહ્યુ

"એમ ? હું ધારું છુ કે અરેબિયાના લૉરેન્સ પછી ઘણાને ભેદી થવુ ગમે છે" સદાએ કહ્યું અને દીનેશ સામે જોઈ હસી

દીનેશને સમજ ન પડી કે આ કટાક્ષ છે, કે ફક્ત નિર્દોષ શબ્દગમ્મત છે. તે ચૂપ રહ્યો, પણ તેના મનમા ખટકો રહ્યો, કે વેદીને લીધે સદાના મનમાં એને માટે કદાચ કંઈ ખરાબ અસર થઈ હોય.

"હું ભેદી છું, તે વેદી જ કહી શકે", તેણે પોતાના બચાવમા કહ્યુ. "મને તો લોકો ભડભડિયો કહે છે."

"તે તો જરાય સારું નહિ. એક રાજપુરુષે શીખામણ આપેલી યાદ છે ? તમારા આખ્ખાન ઉઘાડાં રાખો પણ તમારા હોઠ બંધ રાખો" સદાએ કહ્યુ "રાજનીતિમા ભાગ લેનાર માટે એ શીખામણ ઘણી જ ધ્યાનમાં લેવા જેવી છે"

"મારી પણ એવી જ માન્યતા છે" વેદીએ કહ્યું

આવી રીતે વચ્ચે વચ્ચે નકામુ બોલવા માટે દીનેશને વેદી પર એવી ચીઢ ચડી કે જો એ હજી એ લોકો સાથે લાંબે જવાનો હોત તો તેને હમેશને માટે બોલતો ચૂપ કરી દેત પણ તેને છૂટા પડવાનો રસ્તો આવ્યો હતો "સદાબેન હું અહીથી છૂટો પડીશ; ફરી ક્યા મળીશ?"

'મારુ કઈ નક્કી નહિ. આ અઠવાડિયે તો મારે હોસ્પિટલમા ગતપાળી છે એટલે હિવમે બનતા સુધી હમણાં તો, બીજા કોઈ ઠેકાણાની ભાળ મળે ત્યાં સુધી, રામલાલભાઈને ત્યા જ હોઈશ'

'તો હું ત્યાં જ આવીશ કહી દીનેશ છૂટો પડયો

"તમે કઈ ખાસ કામ કરો છો?' સદાએ વેદીને પૂછ્યુ દીનેશે આ પ્રશ્ન સાંભળ્યો હોત તો તે ઘણો ખુશ થાત કે વેદીને પણ આવી જાતનો પ્રશ્ન બેપરવાહીથી પૂછી શકાય છે, પણ વેદીની નક્કર બુદ્ધિને આવી રીતે પુછાયેલા પ્રશ્નમા નાનમ જેવુ કઈ ન જણાયુ. તેણે ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો, 'હા આજે જ અમારુ Carter's Union રજીસ્ટર થયુ એ લોકોને મે જ એકઠા કર્યાં, એવા વિચિત્ર મનોદશાવાળા લોકો મે પહેલા કદી જોયા નહોતા પણ મહામહેનતે બે, અઢી મહિને હું તેમને સગઠિત કરી શક્યો"

"તે સંઘ પહેલા નહોતો? મુંબઈમાં તો તે ક્યારનો સ્થપાઈ ગયો છે!'

"ના હતો એ લોકોએ એકવાર હડતાળ પણ પાડી હતી, પણ એમનામાં તે વખતે સમાજવાદી વિચારશ્રેણી નહોતી તે વિચારશ્રેણી સમજી તેમનું નેતૃત્વ સ્વીકારનાર કોઈ માણસ નહોતો, એટલે એ હડતાળ પડી ભાગી"

'શા માટે હડતાળ પાડી હતી?"

મોટરલોરીઓની વધતી જતી હરીફાઈને લીધે મોટરલોરીઓ ઓછા દરે ટૂંકા વખતમાં માલની લાવજા કરી શકે, એટલે વેપારીઓનો માલ તેમાં જવા લાગ્યો પરિણામે ગાડાઓ નકામા પડવા લાગ્યા એટલે હડતાળ પાડીને કોઈ પણ રીતે નિર્ણય આણવો જરૂરી હતો એટલે તેમણે હડતાળ પાડી, પણ કંઈ પણ નિર્ણય આવ્યો નહિ અને ધીરે ધીરે સૌ ગાડાવાળા કામ પર ચઢી ગયા'

'તમારો સંઘ હવે તે કામ પાછું ઉપાડશે?'

હારતો એવી હરીફાઈથી ધંધાને નુકસાન થાય છે, અને વેપારીઓ ફાવી જાય છે તેમની મૂડીમાં ગરીબોને ભોગે વધારો થાય છે'

'એટલે તમે હડતાળ પાડશો?"

"યોગ્ય તૈયારી કર્યા પછી જરૂર"

લોરીવાળાઓ પણ તમારી સાથે હડતાળમાં જોડાશે?'

" તેઓ શાના જોડાય ? તે તો અમારા દુશ્મનો છે. તેમને લીધે તો ગરીબ ગાડાંવાળાઓના પેટ ઉપર પગ મુકાયો છે. "

" તમારી મુખ્ય માંગણી શી રહેશે ? "

" એજ કે માલ લાવજા કરવાના અમુક ચોક્કસ ભાવ ઠેરવવા અને તેનાથી ઓછું કોઈએ લેવું નહિ."

" તમારી માંગણી યોગ્ય છે, પણ તમે વેપારીઓ પર દબાણ શી રીતે આણશો ? તેઓ તો મોટરલોરીમાં માલ મોકલશે; અને એથી મોટરલોરીઓ વધશે, અને ગાડાંઓ ઓછાં થશે.

" હા, એ ખરું, પણ — "

"પણ શું ? તમારી આખી વિચારશ્રેણી જ ખોટી છે. જોઈએ તો બીજા કોઈની સલાહ લેજો; પણ આવી રીતે હડતાળ પાડવાથી કંઈ અર્થ સરશે નહિ. અને જો તમે આવી આશાઓથી ગાડાંવાળાઓને એકઠા કર્યા હશે તો તમારો સંઘ થોડા વખતમાં તૂટી જશે."

" ત્યારે શુ કરવુ ?"

પહેલાં શું શું ન કરવું તે નક્કી કરો. લોરીવાળાઓ સાથ ન આપે ત્યાં સુધી એકલે હાથે હડતાળ પાડશો તો તેથી લોરીવાળાઓની ઉપયોગિતા વધશે, વેપારીને કંઈ નુકશાન થશે નહિ અને તમારે ભોગે એ બન્ને જણા બળવત્તર થશે. બીજું, એ ધ્યાનમાં રાખો કે મોટરલોરી ચલાવનારા, એ

ગાડાં ચલાવનારાની માફક જ શ્રમજીવીઓ છે, તેઓને ભોગે ગાડાંવાળાને ફાયદો ન કરી શકાય, તેમ ગાડાંવાળાઓને ભોગે તેમને ફાયદો ન કરી શકાય તમારા અત્યારે મુખ્ય હરીફો એ મોટરલોરી ચલાવનાર નથી ફક્ત વેપારીઓ જ તમારા હિતશત્રુઓ છે તેઓ ભાવે ઓછો કરતા જાય છે, અને લોરીવાળાઓને પરવડશે, ત્યાં સુધી, તેઓ તે સહન કરશે ગાડાંવાળાઓને માટે તો ભવિષ્ય જ નથી થોડા વહેના તેમને તેમના બળદો કયા તો કસાઈખાનામાં વેચવા પડશે કે કયાં તો ઢોરો ઉછેરનાર કોઈ મંડળીને આપવા પડશે દિવસે દિવસે યંત્રો વધતા જશે, અને શારીરિક બળથી ચાલતા વાહનો ઓછા થશે, એ તો આપણી વિચારશ્રેણીનો મુખ્ય ભાગ છે યંત્રો વધવાથી જ મનુષ્યને પોતાના સસ્કાર કેળવવા માટે વધુ રાહત મળશે, અને યંત્રોના વધારાને અટકાવવો એ પ્રત્યાઘાતી પ્રયત્ન છે તમે ગાડાંવાળાઓને ઉત્તેજન આપી લોરીવાળાને વધતા અટકાવો છો, એ તમારી પ્રત્યાઘાતી વલણ દેખાડે છે" સદાએ દઢતાથી કહ્યું વેદી તો આ સાંભળી ડઘાઈ જ ગયો

"ત્યારે શું કરવું?"

શું કરવું? મોટરલોરીવાળાઓ પાસે જાઓ તેમને સંગઠિત કરો, અને તે થાય પછી જોઈએ તો માલ લાવવાના દરમાં વધારો કરવા માટે હડતાળ પાડો તો જ તમે વેપારીઓ ઉપર દબાણ લાવી શકશો"

"અને ત્યા સુધી કંઈ જ ન કરી શકાય?" વેદીનું મોઢુ પડી ગયુ હતુ. એનુ કર્યું કારવ્યુ ધૂળ મળતુ હતુ

"હું નથી ધારતી છતાંય તમે પૂરેપૂરો વિચાર કરજો જોઈએ તો તમારા બીજા સહયોગીઓને પૂછી જોજો"

"જો કે મને તમારુ કહેવુ ખરુ લાગે છે, પરતુ —" એનાથી આગળ ન બોલી શકાયુ હજી સાંજે જ એણે પોતાના ભાષણમા ગાડાવાળાઓને થોડા વખતમા તેમની તકલીફ દૂર થઈ જશે, એમ કહ્યુ હતું પરતુ હવે તેને લાગ્યુ કે એની સામે મહાભારત કામ ઊભું છે એને ચૂપ થયેલો જોઈ મદાએ તેની સામે જોયુ અને એને વેદીની દયા આવી બિચારાના ઉત્સાહને એણે તોડી પાડ્યો હતો એની ઊગતી આશાઓ કરમાવી નાખી હતી

એણે તેમ કરવામા યોગ્ય કર્યું હતું? વેદીને એની ભૂલ બતાવવામાં એણે વ્યાજબી કર્યું હતુ?

થોડા જ વર્ષ પહેલા તે આટલી તોછડાઈથી અને સામા માણસની લાગણીની પરવા કર્યા વગર તેની ભૂલ ન સુધારત આજે એના માનસમાં એટલો ફેરફાર થયો હતો કે આમ સામા માણસની ભૂલ સુધાર્યા પછી તેની લાગણીનો વિચાર તેને આવ્યો

હજી તે આ પ્રમાણમા પોતે કાચી છે, હજી પોતાની મનોદશા એટલી દૃઢ થઈ નથી કે જેથી સ્ટીમરોલરની માફક

જે કંઈ આવે, તેની દરકાર કર્યા વિના ખાડાટેકરા દૂર કરી કાર્યક્રમ એક સપાટી ઉપર લાવવા મથે જ્યાં સુધી બીજાની લાગણીનો વિચાર આવે છે ત્યા સુધી મારુ મન કાચુ, મારુ હૃદય એવી ક્ષુલ્લક બાબતો માટે છવતું — અને ત્યાં સુધી હું અપૂર્ણ, ત્યા સુધી હું બુદ્ધિશીલ માણસ નહિ — એમ એને લાગ્યુ અને એનું દુ:ખ પણ થયુ

ચાર વર્ષ પહેલા બુદ્ધિશીલ માણસની વ્યાખ્યા તેણે સાભળી હતી હૃદયની લાગણીઓ બુદ્ધિને આવરે છે માણસને સરખી રીતે જોતાં અટકાવે છે, એ પદાર્થપાઠ તે એક માણસ પાસે શીખી હતી હજી પોતે અભ્યાસ અને સયમની આકરી કસરતો કર્યા પછી તેમ થવા અશક્તિમાન છે તે તેને તરત લાગ્યુ

ભાઈ આપણી લડતનુ ધ્યેય દેશ સ્વાતત્ર્યની સકુચિત ભાવનામા પૂર્ણ નથી થતું સામાજિક ક્રાન્તિ કે આર્થિક ક્રાન્તિ એ પણ તેનું પૂરુ સ્વરૂપ નથી આપણું ધ્યેય તો એ છે, કે યત્રની મદદથી મનુષ્ય માનને એટલો વખત મળે કે તે પોતાના સસ્કારોને અને બુદ્ધિને વિકસાવવાને શક્તિમાન બને તે માટે યંત્રોની જરૂર છે, તે માટે કુદરતના બળોનો ઉપયોગ કરવો આવશ્યક છે, એટલે જ આપણી દૃષ્ટિએ ગાડાંવાળા કરતાં મોટરી હાંકનાર વધારે આગળ વધેલો મનુષ્ય છે જરૂરનો માણસ છે

લોરી હાંકનાર, યંત્રનો અને તેથી પોતાના મગજનો જેટલો ઉપયોગ કરે છે, તેટલો ગાડાંવાળો કરતો નથી.

"આથી ગાડાંવાળાને સંગઠિત કર્યા તો ભલે કર્યા. પણ હવે મોટરલોરી હાંકનારને સંગઠિત કરવાનું કામ ઊભું છે. તે હાથમાં લો એ કંઈ વધારે અઘરું કામ નથી. ઊલટું, ગાડાંવાળાઓ કરતાં લોરી હાંકનારાઓ તમને ઓછા જડ લાગશે, પોતાનું હિત સહેલાઈથી જોઈ શકશે.

"અને પછી એ બે મજૂર સંઘો, જોઈએ તો, એકઠા મળી જાય. અને ત્યારબાદ માલના વ્યવહારના એવા ભાગ પાડો કે જેથી અમુક ટકા કે અમુક જાતનો માલ ગાડાંમાં જ જાય અને બાકીનો લોરીમાં જાય. ત્યાર પછી ધીરે ધીરે ગાડાંવાળાઓને સમજાવી, જોઈએ તો તેમના છોકરાઓને મોટર ચલાવતાં શીખવવાની ગોઠવણ કરી આપી, ગાડાંઓની સંખ્યામાં ઘટાડો કરો. આ સિવાય બીજી કોઈ રીતે ગાડાંવાળાઓની હાડમારીઓ દૂર કરવાનો ઉપાય મને સૂઝતો નથી. અલબત આ મારો ઉપાય છે, અને તે મારી માન્યતાઓ અને અનુભવે સૂચવેલો છે. જો તમને જુદું લાગે, અથવા આ શહેરના વધારે અનુભવી લોકોને જુદું લાગે તો તે પ્રમાણે તમે કરજો. પણ એટલું યાદ રાખજો, કે તેમ કરવાથી તમારું કાર્ય તો આપણા ધ્યેયની દૃષ્ટિએ પ્રત્યાઘાતી જ રહેશે."

મદા ઝપાટામાં બોલ્યે જતી હતી. જાણે, તે ભવિષ્ય ચોખ્ખી રીતે જોઈ શકતી હોય—એક પછી એક હડતાળો,

આંદોલનો અને સંઘર્ષણો તેની નજર આગળ બનતાં હોય અને ધીરેધીરે આખું દલિત માનવ દળ એ ભવ્ય ધ્યેય તરફ ધીરાં પણ દૃઢ પગલાં ભરતું હોય, તેમ તેના શબ્દો પ્રભાવ પડતા.

તેના સ્પષ્ટ ભવિષ્યદર્શનના પ્રભાવે વેગવંતા બનેલા વાણીપ્રવાહથી વેદી ગભરાઈ ગયો. તેણે વક્તાઓ સાંભળ્યા હતા—જુસ્સાથી, મોટે અવાજે, હાગણીથી ક્ષણે ક્ષણે બદલાતી મુખમુદ્રા સાથે બોલતા—પણ આટલી સ્પષ્ટતાથી છતાં સાદાઈથી બોલવાનો પ્રયોગ તેણે આ પહેલી વખતે જ જ અનુભવ્યો.

" હા, હું પોતે જ સમજી શકું છું " વેદીએ આખરે કહ્યું, 'મારી ભૂલ મને સમજાય છે. તમે બતાવેલો ઉપાય પણ ખરો છે, છતાં હજી મારે ગાડાંવાળાઓને આ વસ્તુ સ્થિતિ શી રીતે સમજાવવી તેની મને સમજ પડતી નથી. વેદીએ પોતાની મુશ્કેલી રજૂ કરી.

" હા, તે પણ ખરું છે. તારો તે સંઘ ટકાવી રાખવા માટે તારે તેમને કંઈક ઉત્તેજન આપવું જોઈએ '

" ત્યારે શું કરવું ?

' અત્યારે મને હમેશની વાતો સિવાય કંઈ યાદ આવતું નથી. તેમની રાત્રીશાળા કાઢવી, નાની એક લાઇબ્રેરીની ગોઠવણ કરવી, અઠવાડિયે અઠવાડિયે આપણા કોઈ કાર્યકરને લઈ જઈ,

નાનીશી મહાગોઠવવી; અને તે દરમિયાન મોટરનોગી-વાળાઓને સંગઠિત કરવા પ્રયત્ન કરવો તે છતાં ય હું વિચાર કરી જોઈશ ગમલાલભાઈને પણ પૂછી જોઈશ "

"ગમલાલભાઈને ?"

"હા, કેમ કંઈ વાંધો છે ?"

"ના, કંઈ નહિ ફક્ત તે મારી મુર્ખાઈને હસી કાઢશે "

'એ તો દેખીતુ જ છે પણ એ મુર્ખાઈ મતાડવા માટે કંઈ તેમને રસ્તો ન પૂછાય ? ઊલટું મને તો લાગે છે કે તારો આટલો પ્રયત્ન સારો છે હું નથી ધારતી કે તમારા મંડળમાં બીજુ કોઈ ખાસ મજૂરસંગઠનમાં ભાગ લેતુ હોય!" મદાએ કહ્યુ તેના અવાજમાં સહેજ કડવાશ હતી કોણ જાણે કેમ, તેને આજે સાંજે મળેલા યુવાનોમાં કોઈ ખાસ દેખાયુ નહોતુ

"ના, બધાય રસ લે છે 'મજૂર સંગઠન ઉપર તો આપણી લડતનો અને વિચારસરણીનો આધાર છે" વેદીએ પોતાના મહયોગીનો બચાવ કર્યો

"એવી રીતે રસ તો દરેક જણ લે છે. હું ધારુ છુ કે શેઠિયાઓ પણ તેમનો મજૂરોમાં એટલો રસ લેતા હશે પણ હું એમ કહેવા માગુ છુ કે તેમનો કોઈ ખાસ મજૂરસંઘમાં કામ કરે છે ? કોઈ પણ મજૂરસંઘ તમારા હાથમાં છે ?"

' ના, એમ તો ખાસ કોઈ મજૂરસંબંધ નથી પણ તેનું કારણ એ નથી કે અમારામાં ઉત્સાહ નથી. પણ અમારી સંસ્થા અસ્તિત્વમા આવી ત્યાર પહેલાં અહીંના કોંગ્રેસના કેટલાક કાર્યકર્તાઓએ મિલમાલિકોની સાથે મસલત કર્યા પછી એક મજૂર સંગઠન ઊભું કર્યું હતું. અત્યારે મુખ્ય સંઘો તેઓના હાથમા જ છે"

"અને તેઓ તમને કદી એમના સઘોમાં કામ કરવા નોતરતા નથી?"

"ના, પણ અમારુ અને એમનું ધ્યેય સામાન્યવિરોધી હોવાથી તે દૃષ્ટિએ અમે અમુક પ્રસગે સાથ આપીએ છીએ — ખાસ કરીને મજૂરોની હડતાળો વખતે પણ એ લોકોની વર્ગમેળની પદ્ધતિને કારણે બહુ લાંબો વખત એમ ચાલતું નથી

"ઠીક, ઉપરાંત બીજુ કંઈ સ્વતત્ર રીતે કરતા નથી?"

"કેમ, ગામડાંઓમા જઈ અમે કામ કરીએ છીએ સભાઓ ભરીએ છીએ. મહાસભાનો આદર્શ સમજાવીએ છીએ એમનામાં ગજકીય પ્રચાર વધે એના ઉપાયો યોજીએ છીએ"

' આખા પ્રાંતમા આ થાય છે?"

"ના, એટલો બધો પ્રદેશ અમે હજી સુધી નથી ખેડ્યો, પણ જીલ્લાઓના શહેરોની આજુબાજુનાં ગામોમાં અમારું કામ થાય છે."

"એટલે, હું ધારું છું, કે જુદા જુદા જીલ્લાના નાનનાના શહેરોમાં વસતા કાર્યકરો એ કામ કરે છે, પણ તમે આવા મોટા શહેરના કાર્યકરો શું કરો છો?" સદાએ સહેજ તીવ્રતાથી પૂછ્યું.

વેદી સહેજ ઝંખવાયો. તેને શો ઉત્તર આપવો તે સમજાયું નહિ અલબત, શહેરના મહાસભા સમાજવાદી પક્ષના સભ્યો કિસાનોમાં જતા હતા પણ ગણાવી શકાય એવું કશું કામ આજલગી કરી શક્યા ન હતા. ખરી રીતે હજી શરૂઆત હતી ખાસ કંઈ કરવાની એમને તક પણ નહોતી મળતી કેમકે મહાસભાના આગેવાનો એમને જરા પણ સાથ આપતા ન હતા, છતા તેઓ કામ તો કરતા જ હતા. વારેવારે તેઓ ગામડાઓમાં કોઈ ને કોઈ પ્રકારની સભાઓ ભરતા, કંઈ પત્રિકાઓ કાઢતા, મહાસભાના સભ્યો નોંધવા અગર બીજા એવા કામે પણ જતા. બીજા પ્રાંતના કિસાનોમાં ચાલતા કાર્યની રૂપરેખા મોકલતા, તેમના આવેલા રિપોર્ટો લઈ જતા અને છાપાંમાં મોકલતા. પણ આ બધું કામ સદાને અસર નહિ કરી શકે એમ વેદીને લાગ્યું. આથી, તેમજ હોસ્પિટલ આવી ગઈ હોવાથી તેણે કંઈ જવાબ ન આપ્યો

"આપણે ફરી મળીશુ. ત્યારે વધારે ચર્ચા કરીશુ." સદાએ કહ્યું અને છેલ્લું એક સ્મિત કરી તે હોસ્પિટલના કમ્પાઉન્ડમાં ગઈ

## ૫

વેદી સદાને હૉસ્પિટલમાં જતી જોઈ રહ્યો, અને પછી ધીરેધીરે પોતાના ઘર તરફ ગયો. સાંજે જે ઉત્સાહ તેનામાં હતો તે હવે રહ્યો નહોતો, છતાંય તેની તેને દિલગીરી નહોતી. સાંજે તે પોતાના યુનિયનને મહાન બનાવવાનાં સ્વપ્નાં સેવી રહ્યો હતો, અત્યારે તે સ્વપ્નાં તૂટી ગયાં હતાં. પણ તે તૂટેલાં સ્વપ્નોનો અવશેષ પર એણે નવાં સ્વપ્નો રચવા માંડ્યાં હતાં. લૉરીવાળાઓનું સંગઠન કરવાનું તેણે નક્કી કર્યું હતું. તે એકાદ બે મોટરોનાં કારખાનાંના માણસોને ઓળખતો હતો. તે પણ તેનાં જ પ્રદેશમાંથી આવ્યા હતા, અને કારખાનાંઓમાં ફીટર કે નાના ઇજિનેરનું કામ કરતા હતા. એ લોકોની મારફતે તે થોડાક લૉરી હાંકનારાઓની જોડે ઓળખાણ કરી શકશે; અને પછી એમની મારફતે તે બીજા લૉરીવાળાઓને એકઠા કરશે, એવી તેની ગણત્રી હતી.

આ સૌ કાર્યરેખા તેના મનમાં એટલી ઝડપથી આવી, કે તેને પોતાની મગજશક્તિ માટે આશ્ચર્ય થયું. પોતે દીનેશ માને છે તેટલો જડ નહોતો, એ ચોક્કસ વાત હતી. હા, દીનેશ જેટલો તે હાજરજવાબી નહોતો, પણ દીનેશ કરતાં તે વધારે સ્થિરતાથી કામ કરતો હતો, એ એણે સદા આગળ બતાવી આપ્યું હતું. નસીબસંજોગે એવું બન્યું હતું કે બધા સભ્યોમાં ફક્ત એ એકલો જ કોઈ પણ પ્રકારના મજૂરોમાં ભળેલો હતો, અને સદાએ પણ તે જાણ્યું હતું.

'બે ત્રણ દિવસમાં જ હું લોરીવાળાઓને લગતા યુનિયનની તૈયારી કરવા માંડીશ. મારે હજુ સુધી કોઈને તે વિષે કહેવાની જરૂર નથી.' તેણે વિચાર્યું. 'જો કોઈને કહીશ તો વળી તે મારી મશ્કરી કરશે. એમને મશ્કરી કર્યા સિવાય, અને આખો દિવસ ખરો માર્ક્સવાદ કયો, તે નક્કી કરવા સિવાય બીજો કંઈ ધંધો જ નથી લાગતો. સારું થયું કે મેં સદાબેનને તે વિષે હજી કંઈ કહ્યું નથી. પણ તે લગભગ સમજી ગયાં લાગે છે. દીનેશને પણ તેમણે સારી રીતે ધમકાવ્યો. સારું થયું કે રામલાલભાઈ એમને લઈ આવ્યા; તે આખી સંસ્થામાં નવા પ્રાણ પૂરશે. અલબત, બધા કામ કરી શકે એવા છે, પણ તેમને બતાવનારું કોઈ નથી. તેમનામાં ઉત્સાહ છે, શક્તિ છે, પણ તેમને આંખ નથી, તેમને માર્ગ નથી

દેખાતો મને પણ આજ સુધી એવો જ ભ્રમ હતો કે ગાડાવાળાઓના યુનિયનથી હું કઈ કરી બતાવીશ પણ એમણે ખરો માર્ગ બતાવ્યો અને હું ધારું છુ કે શહેરના ટ્રાન્સપોર્ટનાં બધા યુનિયનો એક પછી એક હુ સ્થાપી શકીશ

'સદાબેનને હુ ગાડાવાળાઓ પાસે પણ લઈ જઈશ ગાડાવાળાઓને પણ સતોષ થશે તેમની સ્ત્રીઓ જોડે પણ તે ભળી શકશે એટલે તે રીતે પણ ગાડાવાળાઓ ખુશ થશે

'કાલે સવારે જ સદાબેનને મળુ' તો ? પણ કાલે તો પ્રાણલાલ અને સુબોધ ગમનલાલભાઈને ત્યા જવાના છે, એટલે હું જઈશ તો તેમને લાગશે કે હું કયા આ પો ? પણ હું ઓછો એમને કોઈને મળવા જવાનો છુ ? હું તો સદાબેનને મળવા જઈશ

'પણ સદાબેનને તે નહિ ગમે તો ? આખી રાત કામ કર્યા પછી એ સવારે મોડા ઊઠતા હશે ને ! હું એમને પૂછતાં ભૂલી ગયો કે સવારે ક્યારે તેમને મળી શકાય એટલે સવારે મળવુ યોગ્ય નથી બપોરે જ મળીશ એથી બપોરે વાત કરીને સાંજે તે જો ફરવા જતાં હોય તો હું એમને રામપુરા તરફ લઈ જઈ ગાડાવાળાઓની જોડે ઓળખાણ કરાવુ હા, તે જ ઠીક પડશે' એવા નિશ્ચય પર તે આવ્યો ખરો પણ તેનું મન હા ના પાડતું હતું

આટલી ટૂંકી ઓળખાણે સદાને મળવા જવું તે યોગ્ય નહોતુ લાગતું. ' પણ મદાબેન ઓછાં ભૂર્ઝવા છે, કે તેમને મળવા માટે લાંબી ઓળખાણુની જરૂર પડે ? અને બપોરે સદાબેન નહિ હશે, તો હું ગમલાલભાઈને ગાડાંવાળાઓના યુનિયનનુ શું કરવું તે પૂછી શકીશ, કારણુ કે સદાબેન તો એમને પૂછવાના જ છે, તો તેના કરતાં હું જ પહેલો પૂછું તો મારું. હા, એ જ ઠીક છે.' એમ વિચાર કરતો કરતો તે પોતાના મકાનનો ઓટલો ચડયો.

તે એક મોટા મકાનને ભોંયતળિયે નાનકડી ઓરડીમાં રહેતો હતો. તે મકાનવાળાએ જ્યારે મકાન બંધાવ્યું ત્યારે એણે માન્યું હતું કે ભોંયતળિયે દુકાનો થઈ શકશે; પણુ તે મકાન છેક પોરી રસ્તા પર નહિ આવેલુ હોવાથી કોઈ દુકાનદાર ત્યાં આવ્યો નહિ, આથી, એને એ જગ્યાઓ રહેવા માટે આપ્યા વિના છૂટકો નહોતો. પણ દુકાન તરીકે બાંધેલી જગ્યામાં રહેવા પણ કોણુ આવે ? આથી, આખા એ ભોયતળિયાની ઓરડીમાથી એક ઓરડીમા વેદી રહેતો હતો, અને બીજામાં એ મકાનનુ ભાડું ઉઘરાવનાર લેયો રહેતો હતો. તે સિવાય બધી ઓરડીઓ ખાલી હતી.

વેદીની ઓરડી લગભગ દશ ફૂટ લાંબી અને ૭ એક ફૂટ પહોળી હશે. તેનું બારણુ બહાર ઓટલા પર પડતુ હતુ. ખરી રીતે એ બારણું આખી ઓરડીની લંબાઈ જેટલું

હતું, અને રાતે જો બંધ કરવામાં આવે તો ઓરડામાં હવા કે અજવાળું આવવાનો બીજો કોઈ માર્ગ પણ નહોતો.

પણ વેદી અને એનો પડોશી લૈયો, એ બન્ને પાસે ચોરાઈ જવાનો ભય રહે એવો કંઈ સામાન નહોતો. આથી તેઓ બન્ને બારે મહિના એમનુ બારણું અધખુલ્લું રાખતા. દિવસે પણ એમાંથી કોઈ બહાર જતું તો ઓરડીને તાળું મારી જતું નહિ, પણ અમસ્થો આગળો મારી જતા.

આથી, વેદી એના ઘરનો ઓટલો ચઢયો ત્યારે તેનું બારણું ઉઘાડું જોવાથી એને ખાસ ફેર ન લાગ્યો. ઘણી વખતે પાસેનો લૈયો કંઈ કામ પ્રસંગે અંદર આવતો, અને પાછા જતી વખતે, બારણે આગળો મારવાનું ભૂલી જતો.

પણ તે અંદર પેઠો, ત્યારે એનું નાનકડું ફાનસ સળગાવેલું હતું અને એ ઓરડીમાં એક યુવાન બેઠો હતો.

એ ઓરડીમાં કંઈ જ સામાન નહોતો એમ કહીએ તો ચાલે. એક ખુણામાં પથારીનો નાનો વીંટો, બીજા ખુણામાં એક માટલું અને એના ઢાંકણા ઉપર કાચનો એક પ્યાલો; તે માટલા પાસે એક નાનકડી તાળુ મારેલી પેટી, અને એક મોટા ગોખલાની જાળીઓમાં કેટલાંક પુસ્તકો, કાગળો, એક ખડિયો, પેન્સીલ હોલ્ડર વગેરે લખવાનાં સાહિત્યો, આટલો જ સામાન તે ઓરડામાં હતો.

એટલો સુવાન એ ઝાંખે દીવે એક પુસ્તક વાચતો હતો. તે અહીંની કાપડની મિલમા કામ કરતો મજૂર હતો. આજ લગીમા ઘણી ઘણી મિલો તેણે બદલી હતી. આજ પહેલાંની ઘણી હડતાલોમા તેણે ભાગ લીધો હતો. નાગપુર, મુંબઈ, સોલાપુરની કાપડની મિલોનો અને ત્યાની હડતાલોનો પણ તેને સારો અનુભવ હતો. તે અહીંના સમાજવાદી કાર્યકર્તાઓમાંથી વેદીના ખાસ પરિચયમા આવ્યો હતો અને એને એના ઉપર ખૂબ વિશ્વાસ પણ જામ્યો હતો. આજે એક અત્યંત અગત્યની વાત કરવા જ તે ક્યારનો આવી બેઠો હતો

"કેમ, રામચરણ, તુ અત્યારે ?"

"હુ તને એક ખાસ વાત કહેવા આવ્યો છુ આઠેક દિવસમા અહીંની કાપડની મિલોમા હડતાળ પડવાની છે એમા જો કે હજી મતભેદ છે, પણ મોટા ભાગના કામદારો હડતાળ પાડવાની તરફેણમા છે. મે સાભળ્યુ છે ત્યાં સુધી હડતાળ પાડવા માટે બધી ગોઠવણ પણ થઈ ગઈ છે, અને એકાદ બે દિવસમા તેમની સમિતિ મિલમાલિકોને તેમની માગણીઓ પણ મોકલશે. હવે મે તને જણાવ્યુ તે પ્રમાણે કાર્યકરોમાં ઘણો મતભેદ છે કેટલાક જણા માને છે, કે હમણા વરસાદના દિવસો છે ત્યાં સુધીમાં હડતાળ પાડીએ તો સારુ કે હડતાળ લાંબી પહોંચતા કામદારો એમના દેશમાં જઈ લણણીનું કામ કરે. જ્યારે અહીંના

સંઘનના કાર્યકર્તાઓ એવા મતના છે કે હાલની માંગણીઓ એવી જોરદાર નથી કે જેના ઉપર બધી મિલોની હડતાળો નભી શકે. વળી લોકો તેમાં મદદ નહિ કરે અને ખાસ રસ પણ નહિ લે, કારણ કે મિલમાલિકો તે માંગણીઓ કેટલી ગેરવ્યાજબી છે, તે બતાવવામાં ઘણે અંશે ફળીભૂત થશે."

"એવી શી માંગણીઓ છે?"

"હમેશની—પગાર અમુક ટકા વધારો, આળ ઠીક માણસો વધારો, અમુક જણને કાઢી મૂક્યા છે તેમને પાછા લો વગેરે. એટલે એ માગણીઓ જાહેર જનતાને ઉશ્કેરે એવી નથી. આથી સંઘ બહારના જે કાર્યકરો ઉદ્દામ પક્ષના છે તેમને તો હડતાળ યોગ્ય લાગે છે, વળી કેટલાક નવા આવેલા મજૂરો, જેમને આવી સામટી હડતાળનો ઘણો અનુભવ નથી, તેમને હડતાળનો અનુભવ મેળવવાનુ મન પણ છે, અને તેઓ બહુમતીમાં હોવાથી કદાચ હડતાળ પડશે. પણ આવા બે મત હોવાની મિલમાલિકોને જરૂર ખબર પડશે, અને તેઓ જરૂર કામદારોમાં ભાગલા પાડવા પ્રયત્ન કરશે. અને આ વાત જાણતા હોવાથી, સંઘવાળાઓ આ જવાબદારીમાંથી હાલ તરત તો ખસી જવા માગે છે. આ વાત ચોક્કસ છે, અને મેં ખુદ સાંભળી છે; આથી હું તને એમ પૂછવા આવ્યો છું કે, તું આમાં કામ કરશે? પણ ધ્યાનમાં રાખજે કે ટૂંક વખતમાં હડતાળ પડશે.. બોલ તારું શું કહેવું છે?"

વેદી વિચારમા પડી ગયો એના ગાડાવાળાઓનું યુનિયન હજી આજે સ્થપાયુ મોટરલોરીવાળાઓનુ યુનિયન જેમ બને તેમ જલદી સ્થાપવુ છે. આવી સ્થિતિમા કાપડની મિલોના કામદાર મંડળમા જવુ યોગ્ય છે? અને તેયે એવે વખતે કે જ્યારે હડતાળ માથા ઉપર ઝઝૂમી રહી છે ત્યારે? તેને રાતદિવસ કામ કરવાનો વાધો નહોતો. એમ તો તેણે ઘણી વખતે એવા કામો પોતાની જાતની પરવા કર્યા વિના કર્યા હતાં પણ હાલ તરત જ્યારે એણે સઘ માથે જેમ બને તેમ જલદી મોટરલોરીવાળાઓને સગઠિત કરવાનું નક્કી કર્યું હતું તે વખતે એ બીજુ કામ શી રીતે હાથમા લઈ શકે?

"હું કાલે તને વિચાર કરીને કહીશ, કારણકે હમણાં જ મેં બીજુ કામ હાથમા લીધુ છે, અને તેને ઠેકાણે પાડયા વિના આ જોખમદારી માથે લેવી કે કેમ એ મોટો પ્રશ્ન છે" વેદીએ કહ્યુ

"હું કાલે અહીં મળાશ, સવારે દશેક વાગે"
"સવારે? વહેલો નહિ આવી શકે?"
"કેટલે વાગે? નવ?"
"હા"
"સારુ હુ જાઉ છુ" કહી રામચરણ ચાલી ગયો.

વેદી, કઈ પણ નક્કી કર્યા સિવાય, ખાવાનોય વિચાર માંડી વાળી તરત સૂઈ ગયો

# ૬

બીજે દિવસે સવારે આઠેક વાગે, રામનાથને ત્યાં પ્રાણનાથ અને સુબોધ આવ્યા, ત્યારે રામનાથને પણ તે જ વાત કહેવાની હતી “તમારે આ કામ હાથમાં લેવું જોઈએ. એમનામાં મતભેદ પડયો છે તેનો લાભ લેવા માટે હું આમ કહેતો નથી, પણ હું એમ માનું છું કે માન્યતાઓ અને સિદ્ધાંતો નક્કી કરવામાં તમે ઘણો વખત ગાળ્યો છે, અને આ સંઘ હાથમાં લેવાથી તમને મજૂરોની સાથે કામ કરવાની તક મળશે”

“પણ તમને એમ નથી લાગતું કે આવે વખતે જોડાવામાં ફાયદો નથી?” પ્રાણલાલે પૂછ્યું

‘ના, તેમનો જ ઇરાદો છે કે તમે જોડાઓ’

મને એમાં એ લોકોની કંઈ લુચ્ચાઈ લાગે છે’ સુબોધે કહ્યું

" લુચ્ચાઈ શી હોઈ શકે ?"

"એ જ કે આવે કઢંગે વખતે અમને એમના સંઘનું સુકાન સોંપી, જો હડતાળ પડે ને અમને નિષ્ફળતા મળે તો તે લોકો અમારી બદનામી કરાવવા ઇચ્છે છે. અને પછી મિલમાલિકો સાથે થોડું ઘણું સમાધાન કરી આવી મજૂરોને કહી શકે કે તેઓની બુદ્ધિથી, હોંશિયારીથી અને ખંતથી તેઓ મિલમાલિકોને પૂરા પડી શકયા, આથી, એ ક્ષેત્ર અમારે માટે હંમેશનું બંધ થાય." સુબોધે પોતાનો ડર સમજાવ્યો

" એ ડર યોગ્ય છે." રામલાલે કબૂલ કરતાં કહ્યું. " પણ એમાં તું નિષ્ફળતાની શકયતા જુએ છે. જ્યારે, આપણી લડતમા નિષ્ફળતાને સ્થાન જ નથી, તે તુ ભૂલી જાય છે "

" એ સિદ્ધાતની દૃષ્ટિએ, અંતીમ ધ્યેયની દૃષ્ટિએ ખરી વાત છે, પણ હડતાળ તૂટી પડે અને કશી માગણીઓનો સ્વીકાર ન થાય તો મજૂરોને હંમેશાં એમ લાગે છે, કે આપણે નમી પડયા, હારી ગયા."

" પણ તે છતાં ય એ હડતાળની લડત, એ આંદોલન, એનુ સંઘબળ, અને વ્યવસ્થા, એ સૌ સફળતા તરફ એક પગલુ જ છે ને ?"

" પણ મજૂરોને એ કેમ બતાવવુ ?" પ્રાણલાલે કહ્યું.

"મેં કહ્યું તે જ કહીને, કે ગમે તેવા સમાધાનો કરી થોડી માંગણીઓનો સ્વીકાર કરાવવા કરતા, સંઘબળની શક્તિ વધે એ જ ખરી સફળતા છે."

"છતા ય આ પગલુ મને યોગ્ય નથી લાગતુ આપણે મજૂરોને કંઈ અપાવી શક્યા નહિ, કંઈ આર્થિક ફાયદો કરાવી શક્યા નહિ, અને એમને મહિના બે મહિના પગાર વિના રાખ્યા, એમના બૈરાછોકરાને ભૂખે માર્યા, કહી એ જ કાર્યકરો પાછા આવશે, અને આપણુને હડધૂત કરાવી પાછા કાઢશે" સુબોધે કહ્યુ

"અને જો આપણે નહિ જોડાઈએ તો આપણે ફક્ત વાતો જ કર્યા કરીએ છીએ, છાપાઓમાં લેખો જ લખ્યા કરીએ છીએ, ભાષણો જ કર્યાં કરીએ છીએ, એ એમની કહેતીને ટેકો મળશે, અત્યારે આપણી સ્થિતિ ધોબીના કૂતરા જેવી થઈ છે ચુસ્ત મહાસભાવાદીઓને મન આપણે સમાજવાદીઓ, કોમ્યુનિસ્ટો, કારણ વગર બળવો જગાડનારા ગણાઈએ છીએ; અને એ મહાસભાના સવાલ પક્ષમા પોતાના સ્વાર્થને ખાતર પેઠેલા એવા ભદ્રલોકો અને મૂડીવાદીઓ પણ છે એટલે એમની દૃષ્ટિએ પણ આપણે નકામા નાહકનો ઝઘડો કરનારા ગણાઈએ છીએ બીજી બાજુએ ચુસ્ત કોમ્યુનિસ્ટો આપણુને મોળા બંધારણવાદી, મૂડીવાદીઓની તરફેણ કરનારા કહી હલકા પાડવાનો પ્રયત્ન કરે છે" રામલાલે આગળ ચલાવ્યું. "આવી સ્થિતિમા

આવી તક લેવા જેવી છે. આપણે મજૂરો સામે આપણા પક્ષની નેકદિલી મૂકીએ છીએ, અને મહાસભા સામે આપણા કામદારોનું સંગઠન મૂકીએ છીએ. આવી તક આપણને ફરીફરી નહિ મળે. "

સુબોધ અને પ્રાણલાલને આ લાંબા પ્રવચનની કંઈક અસર થઈ, રામલાલનો અનુભવ અને અભ્યાસ એટલો હતો કે તેમનુ કહેવુ તદ્દન ખોટું તો ન જ હોઈ શકે, એવી તેમની અટલ માન્યતાએ તેમને મહેજ પલાળ્યા.

"તમે જો એમ જ માનતા હો તો અમને જોડાવાને કંઈ વાધો નથી"

"ફક્ત જોડાવાનું જ કહેતો નથી, પણ ત્યાં જઈને આપણા અસ્તિત્વનુ સાર્થક પણ કરવુ. જો એમને હડતાળ ન ગમતી હોય, પણ મજૂરોને જોઈતી હોય, તો બેલાશક આપણે હડતાળ માટે તૈયાર રહેવુ" રામલાલે તેમને ખરી સ્થિતિ સમજાવી

"હું ધારુ છુ કે તે થોડા વખત માટે આપણે થોભાવી રાખીએ" પ્રાણલાલે કહ્યુ.

તે જ વખતે સદા અને વેદી અંદર આવ્યાં

"કેમ, વેદી, તું કંઈ અત્યારે?"

"મને મળવા આવ્યો હતો." સદાએ કહ્યુ. "એને

સુતરની મિલનો એક કાર્યકર હડતાળિયા પક્ષમાં જોડાવાનું કહેવા આવ્યો હતો, અને એણે તે કબૂલ કર્યું છે"

પ્રાણલાલ અને સુબોધે મોઢાં મચકોડ્યાં વેદી કાર્યવાહક સમિતિનો સભ્ય પણ નહોતો; સાધારણ કાર્યકર સભ્ય હતો તેને કાર્યવાહક સમિતિને પૂછ્યા વિના એવું પગલું ભરવાની રજા નહોતી, અને એ તે એવો કોણ મોટો માણસ થઈ ગયો કે સુતરમિલોનો કાર્યકર એને પૂછવા જાય!

"કોણ તેને પૂછવા આવ્યું હતું?" પ્રાણલાલે પૂછ્યું.

"રામચરણ?" રામલાલે પૂછ્યું.

"હા, કાલે રાતે જ આવ્યો હતો એણે બધાને જોડાવાનું કહ્યું હતું, મેં મારા પૂરતી ખુશી બતાવી હતી. એને જલદી જવાબ જોઈતો હતો, આજે ચોક્કસ જવાબ આપવાનું કહ્યું છે" વેદીએ કહ્યું

"અને તે ઠીક કર્યું" રામલાલે કહ્યું. "એ લોકોની સમિતિમાં ચાર જગ્યા ખાલી પડવાની છે વેદી, તમે બે, અને કોઈક ચોથો, એમ જઈ શકાય"

"સદાબેન આવે," સુબોધે સૂચવ્યું

"ના, મારાથી તે નહિ બની શકે, કારણ કે મારી નોકરી એવા પ્રકારની છે, કે આખો દિવસ કામ કરવું અશક્ય થઈ પડે છે. પણ દીનેશને લો તો?"

" દીનેશ ? ' સુબોધથી બોલાઈ જવાયુ એનો અણગમો સ્પષ્ટ દેખાતો હતો

' હા, કેમ ? " રામલાલે કહ્યુ " એ ઠીક પડશે હડતાળ વખતે એની મદદ ઘણી જરૂરી થઈ પડશે "

આખરે પ્રાણુલાલ અને સુબોધ છૂટા પડયા, ત્યારે તેમને લાગ્યુ કે તેમણે આખી જિંદગીમા આવી ખરાબ સવાર કદી ગાળી નહોતી

७

હડતાળ પાડવા સંબંધી નિર્ણય તરત જ થયો મજૂરો જ હડતાળ માટે તલપાપડ થઈ ગયા હતા એક મિલમા એક મજૂરને નેવામા દડ થયો બીજા મજૂરો ઉશ્કેરાયા તે દિવસે સાજે સઘની ઓફિસમા સખત ધમાલ થઈ બીજી મિલોના મજૂરોમાથી કેટલાક હડતાળ માટે તૈયાર નહોતા કેટલાકોને તો કોઈ પણ પ્રસગે હડતાળ જોઈતી નહોતી પરતુ કેટના જુવાન મજૂરોને આ તક ખોવાનું મન ન થયુ

બીજે જ દિવસે હડતાળસમિતિ નક્કી થઈ, માગણીઓનો કાગળ નક્કી કરવામાં આવ્યો અને તે કાગળ મિલના માલિકને મોકલવામા આવ્યો જો તેમની માંગણીઓ કબૂલ ન થાય તો તે મિલના મજૂરો અઠવાડિયા પછી હડતાળ પર જશે એવુ નક્કી કરવામા આવ્યુ હોવાથી, તે આખુ અઠવાડિયુ હડતાળની તૈયારી કરવામાં ગયુ

વેદીનો ઉત્સાહ વધી પડ્યો હતો. જ્યારે પ્રાણલાલ અને સુબોધને એકાએક માથે આવી પડેલી આ જોખમદારી ગમતી નહિ, અને તેથી ન છૂટકે જ કામ કરતા; વેદી ઉત્સાહપૂર્વક બધી જ વ્યવસ્થામાં આગળ પડતો ભાગ લેતો. રામચરણ કે જે એને સારી રીતે ઓળખતો હતો, તે પણ આશ્ચર્ય પામ્યો. તેને ખબર નહિ કે સમાજવાદી પાર્ટીમાં આવો પણ કાર્યકર છે, જે મજૂરોમાં આટલી સહેલાઈથી ભળી શકે છે.

પ્રાણલાલ અને સુબોધ પણ ભળતા; તેઓ ભાષણો આપતા, શીખામણો આપતા, સુંદર ભવિષ્યની આગાહી આપતા; પણ તેઓ જુદા પડી જતા. મજૂરોને લાગતું કે તેઓ ભણેલા ગણેલા અને મોટા કુંટુંબના હોવાથી, તેમને માન જોઈએ છે. અને એવાઓને માન ન આપવું જોઈએ એવુ તેમને તેમના સામ્યવાદી નેતાઓ વર્ષોથી કહેતા આવેલા હોવાથી, તેઓને એ માન ન થતું એટલુ જ નહિ પણ તેમના તરફ અવિશ્વાસ અને અશ્રદ્ધા પણ આવતાં. તેમને કદીક લાગતુ કે આ લોકો મિલમાલિકોની જાળમાં ફસાઈ જશે.

પણ વેદી માટે તેવુ નહોતુ. તેનાં કપડા પણ એવાં નહોતાં કે મજૂરોને લાગે કે તે કોઈ સારા કુટુંબનો કે ભણેલો હશે. તેનો ચહેરો પણ એવો ન હતો, કે એનામાં ઘણી તીક્ષ્ણ બુદ્ધિની કોઈ આશા રાખે. આથી, મજૂરોને

લાગતું કે તેમનામાંનો જ તે એકાદ છે વેદીને મજૂરોની આવી વૃત્તિની ખબર હતી, અને એનો તેને આનંદ હતો

પણ પ્રાણલાલ અને સુબોધને જે વિચિત્ર લાગ્યું અને ન ગમ્યું તે દીનેશની વર્તણૂક હતી પહેલે દિવસે આ સંઘમાં ન જોડાવાનું કહ્યા પછી, બીજે દિવસે પોતે જ આવવાની ઇચ્છા બતાવી, તે એમણે દીનેશની વર્તણૂકમાં નવું જોયું પોતાનું કરેલું કદી ખોટું હોતું જ નથી, એમ કહેનાર દીનેશ કદી પસ્તાવો કરતો નહિ, કે બીજી વખત વિચાર કરતો નહિ આથી તેણે સંઘની સમિતિમાં જોડાવાનું કહેવાથી, તેની નીતિમાં પ્રાણલાલ અને સુબોધને ફેરફાર દેખાયો

પણ તેમને ખબર નહોતી, કે આ ફેરફારનું કારણ સદા છે ગમલાલને ત્યાં એ બેજણ ગયા, તે જ સાંજે મદાને દીનેશ મળ્યો, ત્યારે તેને ખબર પડી કે બપોરે સુબોધે તેને જે સમિતિમાં જોડાવા નિમંત્રણ આપેલું, અને જેનો પોતે અસ્વીકાર કર્યો હતો, તે સમિતિમાં જોડાવવાની પહેલી સૂચના મદા તરફથી થઈ હતી આથી, બીજે જ દિવસે સુબોધને ઘેર જઈ, તેણે પોતાના બદલેલા વિચાર વિષે જણાવ્યું સુબોધને ત્યાર સુધીમાં બીજા કોઈ ને તે વિષે કહેવાની તક મળી નહોતી, એટલે દીનેશને નવી સમિતિમાં લેવાની જરૂર પડી

પણ સુબોધ અને પ્રાણલાલના ધાર્યા પ્રમાણે દીનેશ આળસુ ન રહ્યો તેણે તેમની નજરે પહેલી જ વખતે કંઈ પણ કામ ગભીરતાપૂર્વક કરતો જોયો સઘની કચેરીમા તે દરરોજ આવતો એટલુ જ નહિ પણ જ્યારથી હડતાળ પર જવાનુ નક્કી કરવામા આવ્યુ ત્યારથી "નવશક્તિ"મા તે વિષે કટારો પર કટારો આવતી આજે દીનેશ આવતો, ત્યારે તે કટારો મજૂરોની સભાઓમાં વાચી સભળાવતો, અને હડતાળમા વર્તમાનપત્રોનો પણ સાથ અને સહકાર છે, તે બતાવતો આ ઉપરાંત તે સવારે કે બપોરે જ્યારે વખત મળતો ત્યારે પત્રના ખબરપત્રી તરીકે જતો અને મુકાદમથી માડી મૅનેજરની ઠેકડી કરતો, અને સાજે તેના અનુભવો કહી સંભળાવી મજૂરોને હસાવતો

આથી તે મજૂરોમા પણ પ્રિય થઈ પડયો હતો કોઈ પણ સભા એવી ન થઈ હોય કે જેમા એને બોલવાનુ મજૂરો તરફથી કહેવામા ન આવે પ્રેક્ષકો એને માટે બૂમાબૂમ કરતા

આખરે એ અઠવાડિયુ પૂરુ થયુ છેલ્લે દિવસે સાજે મિલના મૅનેજર તરફથી પત્ર આવ્યો હતો, કે સઘની માગણીઓ વધારા પડતી છે તેમજ મિલના કામકાજ તરફ જે આક્ષેપો કર્યા હતા તે વજુદ વગરના છે એ પણ ઉમેરવામા આવ્યુ હતુ કે જો તેમના કાગળમા લખ્યા પ્રમાણે મજૂરો હડતાળ પર જશે, તો તેઓને બરતરફ થયેલા

ગણવામા આવશે, અને તેમને ફરીથી મિલમા જોડાવા દેવા કે કેમ તે મિનના સત્તાધારીઓની મુનસફી ઉપર રહેશે

દરરોજ સાંજે થતી સભાઓમાં આવી જાતનો જ જવાબ આવશે, તે વિષે કહેવામા આવતું દરેકને ખાત્રી હતી કે કદીય હડતાળ વગર તેમના દુખોનો નિવેડો આણી શકાશે નહિ પણ હડતાળ પર જતા પહેલા, મિલના સત્તાવાળાઓને નોટીસ આપવી જોઈએ, તેથી જ તેમ કરવામાં આવ્યુ હતુ તે સૌ જાણતા હતા

છતાય તે છેલ્લી સાંજ હોવાથી સભામા વધારે મજૂરો હતા તેમનો ઉત્સાહ અને જુસ્સો પણ વધારે હતો રણાંગણમા જવાને આગલે દિવસે સૈનિકોમા જે ઉત્સાહ અને જુસ્સો હોય, તે આજે તેમનામા જણાતો હતો દુશ્મનને પરાજય મળશે, તેની તેમને શંકા નહોતી, પોતે વિજય મેળવશે, તેની તેમને ખાત્રી હતી

સભાનું પ્રમુખસ્થાન પ્રાણલાલે લીધુ હતું તેણે પ્રાથમિક વચનો કહ્યા પછી દીનેશ બોલવા ઊભો થયો. પણ તે હમેશનો હસમુખો, બીજાને હસાવનારો દીનેશ નહોતો તેના મોઢા ઉપર ક્રોધ હતો, કંટાળો પણ હતો. જાણે આખી દુનિયાથી કંટાળી ગયો હોય, અને છેવટે એક નિશ્ચય ઉપર આવી બધી દુનિયા ઉપર તે વેર લેવા તૈયાર થયો હોય તેવી તેની મુખમુદ્રા હતી "બિરાદરો!" એણે શરૂ કર્યું "આખરે છેલ્લો દિવસ આવ્યો, કે જ્યારે આપણે વર્ષોના દુખનો બદલો લેવાનો છે" તેના શબ્દોમા

ગભીરતા હતી, વિષાદની છાયા હતી. "કાલથી આપણે આપણા ખરા સ્વરૂપથી પ્રકટીશું. આપણે દબાયેલા નથી, ગુલામ નથી. પરંતુ આપણી અંદર કેવુ પ્રચંડ બળ રહેલું છે તે તો કાલથી, આપણે આપણા કહેવાતા માલિકોને બતાવીશુ. કાલે, ગુલામીની તડતડતી ચિતામાંથી અસંતોષના ઉગ્ર તણખા ફેલાશે અને જોતજોતામાં તો એ માલેતુજારોના શીતળ જીવનને ઝાળ લગાડી દેશે આપણો અસંતોષ એમને આરામથી નહિ જીવવ દે અને એ તોફાનમાથી, એ ઝંઝાવાતમાંથી, એ ધુમ્મસમાંથી જ નૂતન ન્યાય—નવો યુગ પેદા થશે. તમને કદાચ આ કવિનાં ઉદ્ગારો લાગતાં હશે, કદાચ તમને લાગતુ હશે કે અકવાડિયાની ઉત્તેજનાથી મારુ મગજ ગાડુ થઈ ગયુ હશે. હમેશના મશ્કરા દીનેશને મોઢે આવા શબ્દો સાભળી તમને મારામા અણધારી અણછાજતી આનંદની પરાકાષ્ઠા દેખાતી હશે. પરંતુ માનજો, કે આ મારા એકલાના શબ્દો નથી, મારા ગાડપણના સ્વપ્નાં નથી, પણ વાતાવરણમા ગુંજી રહેલા સ્વાતંત્ર્યના પડઘા છે. એ પડઘાઓમા મને આપણા માલિકોની હાર અને આપણો વિજય સ્પષ્ટ સંભળાય છે અને એનુ કારણ બીજુ કંઈ નથી પણ જે જંગી યોજના તેમણે પોતે ઊભી કરી છે તે જ હવે તેમને ખાઈ જવા બેઠી છે. એમને ચિંતા કે આપણી કશી પડી નથી. એમને પડી છે એમના અઢળક નફાની. એમને ભય છે સર્વસ્વ ગુમાવવાનો. અન્યાયથી, લૂંટથી મેળવેલો અને સત્તાથી, ડંડાથી સાચવી રાખેલો

ધનનો ઢગનો વેડફાઈ જવાનો જ્યારે આપણને ભય નથી, ડર નથી, બીક નથી આપણે કશું ગુમાવવાનું નથી— સિવાય કે આપણી જ બેડી! અને એથી જ આપણે આગે બઢતા ડરતા નથી આપણને ડરવું પાલવે એમ નથી જ્યારે માલેતુજારોને આપણી આગેકદમ પાલવે એમ નથી એનો જ આ બધો જંગ છે બિરાદરો! એક્ત્ર થાવ અને મરણને સુદ્ધાં એકવાર તો પડકાર કરો'

તે અટક્યો, અને ધીમે થાકેને પગલે પોતાને સ્થળે જઈ બેસી ગયો સાંભળનારામાં થોડીક પળ ભયાનક શાંતિ છવાઈ રહી — અને પછી એકાએક તાળીઓનો ગડગડાટ થયો તે અવાજની ભીષણ ગર્જનામાં તરવરતા હતા દીનેશે કહેલા સ્વાતંત્ર્યના પડઘા, મૂડીવાદના વિનાશની પડઘમ મજૂરોના અવશ્યમેવ વિજયનો નિનાદ

પ્રાણનાથે પણ મજૂરોની આવી તાળીઓ સાંભળી નહોતી તેનું મન અત્યાર સુધી આખી હડતાળના પ્રસંગને પોતાના મંડળની પ્રવૃત્તિ આગળ ધપાવવા માટે જરૂરી પગલું જ ગણતું હતું તેનેય આ પ્રસંગનું મહત્ત્વ સમજાયુ તાળી અટકતાં જ તે ઊભો થયો "બિરાદરો, દીનેશે કહ્યું છે તે સાચુ છે તેણે કહ્યું તે તે કોઈ મૂર્ખનું સ્વપ્ન ન સમજતા હડતાળ એ આપણું મોટું હથિયાર છે એ શસ્ત્રથી જ આપણે લડવાનું છે કામ કયું — ક્યારે અને કોને માટે — તે આપણે વિચારવાન છે આપણે મજૂરો

કામ છોડી દઈશું ત્યારે જ મૂડીદારોના ડોળા ઊઘડશે આપણામાં કેટલી શક્તિ ભ્હેલી છે તે આપણે મૂડીવાદીઓને બતાવવાનુ છે. અને એ બતાવવાનુ દુરબીન તે આપણી હડતાળ છે. આપણે આઠ આના કે રૂપિયો રોજ ગુમાવીશું; આપણા જેવા ગરીબને માટે એ બહુ જ સંકટામણરૂપ છે. એથી આપણાં બૈરાં છોકરાને થોડા દિવસ ભૂખે મરવુ પડશે. પણ ભલે, આજ લગી ફરજિયાત ભૂખે મર્યા છીએ, હવે થોડા દિવસ રાજીખુશીથી ભૂખમરો વેઠી લઈએ. પરંતુ, એક વાર એ ખાધ પર ચઢી બેઠેલાઓને બરાબર બતાવી દઈએ કે અમારાં જીવન, સુખ, આરામ અને આનંદને ભોગે આજ લગી તમે તાગડધિના કર્યા છે, તે હવે અમે નથી સહેનાર. *અને તમને ખાત્રી આપુ છુ કે એ દોલતમંદો હબકી ઊઠશે.* પોતાના સુદઢ દેખાતા પાયા તેમને ડગમતા દેખાશે. એમનાં હાડકાં તે દેખીને કળી જશે, એમના ગાત્ર ઢડા થઈ જશે. અને એક દિવસે—એક સુવર્ણ દિવસે આપણો જે વિરાટ માનવસાગર એમના પગ નીચે કચડાઈ રહ્યો છે તે જ તે કચડનારાઓનો ઘમંડ માટીમાં મેળવશે. અને એમને પોતાની સાથે પ્રામાણિક મજૂરી કરવા બોલાવશે પણ જો તેમનું મદોન્મત્ત મસ્તક હથોડા દાતરડાંની ઘૃણા જ કરતુ રહ્યુ હશે, બસ બેપરવાઈમા ઊંચે જ જોયા કરતું હશે — એના ઈશ્વરની અને એના સ્વર્ગની વાટ જોતું—તો તેના ભૂરા હાલ થશે. શ્રમજીવીઓનો તો વિજય જ છે. બોલો, મૂડીવાદનો નાશ થાઓ, ઇન્કિલાબ ઝિન્દાબાદ!"

તે બેઠો. દીનેશે મજૂરોએ ન જોયેલી, ન ધારેલી સૃષ્ટિ ઉત્પન્ન કરી હતી. પ્રાણલાલે તે સૃષ્ટિમાં રંગો પૂર્યા. મિલમાલેકોના શા હાલ થવાના છે, તેનો મજૂરોને જે ખ્યાલ હતો, તે સ્પષ્ટ થયો. આટલું ટૂંકું ભાષણ, દીનેશના પ્રસ્તાવના રૂપ ભાષણ પછી, ઘણું સચોટ લાગ્યું. મજૂરોએ તાળીઓથી વધાવી લીધું. "ઇન્કિલાબ ઝિન્દાબાદ"ના પ્રતિધ્વનિઓથી દિશાઓ ભરાઈ રહી.

વેદી ઊભો થયો. દરરોજ સાંજે તે ભયંકરમાં ભયંકર, સરકારની ૧૨૪મી કલમ નીચે સહેલાઈથી આવી શકે એવાં ભાષણો આપતો; પણ આજે એનું હૈયું ભરાઈ આવ્યું હતું. અને કલ્પનાવિહિન જડ મગજમાં ય કોઈ અજબ તેજે પ્રવેશ કર્યો હતો, જેથી તેનો હમેશનો શબ્દકોષ એને નકામો લાગવા માંડ્યો. એ ઊભો થયો, પણ એના હોઠ પર શબ્દો આવી ન શક્યા. તે આ લોકોને શું કહે? શું તેઓ પોતાની વેદના નથી સમજી શકતા? શું તેમને પોતાની શોષાતી જતી શક્તિઓનું ભાન નથી? શું તેમને તેમની શૃંખલાઓ દિનપરદિન વધુ ને વધુ જકડાતી લાગતી નથી? તે તેમને વધુ શું કહી શકે? તેણે તૂટતે સ્વરે શરૂ કર્યું: "બિરાદરો, હું તમને આજે શું કહું? આજે તો, આપણે આપણી સમગ્ર શક્તિ એકઠી કરવાની છે. આજે આપણે દુષ્કર વાટમાં પગલું ભરવાની હિંમત એકઠી કરવાની છે. આજે ભીષ્મપ્રતિજ્ઞાનું પાલન

કરવા એકાગ્રતા સાધવાની છે. તે દિવસે હું વધુ શું કહું? જે કહેવાનું હતુ, તે તો મેં કહી દીધુ છે; દરરોજ હુ તે કહું છું. આજે તો તમારા સૌની સાથે, હું યે મારા હૃદયમાં આપણા ધ્યેયની આરાધના કરી બેસી જઈશ. હુ વધુ કહી શકું તેમ નથી—" તેના હૃદયની લાગણીઓ આગળ તે હારી ગયો, તેનાથી, વધુ બોલી શકાયુ નહિ. તે જેમ તેમ કરતો, પોતાને સ્થળે જઈ બેસી ગયો

મજૂરોને આ ઘણું વિચિત્ર લાગ્યુ. દરરોજ વેદીના ભાષણને વાક્યે વાક્યે, તેઓ ઉદ્ગારો કાઢતા, અને મિલમાલેકો ઉપર તેમનો રોષ તે રીતે દાખવતા. પણ આજે તે વેદીના ઉગ્ર અવાજને બદલે તેના તોતડાતા શબ્દો પાછળ રહેલી લાગણીને તેઓ સમજી શક્યા નહિ. કેટલાક ચૂપ રહ્યા. કેટલાકોએ થોડી તાળી પાડી.

પ્રાણલાલને લાગ્યુ કે વેદીએ મજૂરો આગળ આવુ ટૂંકું, નિષ્પ્રાણ ભાષણ આપી એમના ઉત્સાહને ઠંડો કરી દીધો હતો. હવે શુ કરવુ તેની તેને સમજ પડી નહિ. કોઈ એવો સમર્થ બોલનારો નહોતો, કે આ શાંત પડી ગયેલા વાતાવરણને ફરી ઉષ્મા આપી શકે. તેણે જાણી જોઈને વેદીને છેલ્લો બોલવા દીધો હતો, કારણ કે તેણે ધાર્યું હતુ, તે એના ભાષણથી આખરી ઉકળાટ આણશે. પરંતુ આ ઊલટી અસરથી, આ સભા આગળ કેવી રીતે ચલાવવી તેની ભાંજગડનો ઉકેલ કરવો અઘરો થઈ પડ્યો.

ડગમગતે પગે તે ઊભો થયો, અને આજુબાજુ જોયું મજૂરોનો આ સભામાં રસ ઓછો થઈ ગયો હતો, તે એ જોઈ શક્યો પાછળની હારના કેટલાક મજૂરો ઊભા થયા હતા અને ચાલી જવું કે કેમ, તેની ગડભાગમાં જણાતા હતા તેણે પોતાની આજુબાજુ બેઠેલા કાર્યકરો તરફ જોયું પહેલી નજરે તેણે વેદી પાસે સદા જોઈ વેદી તેની આગળ પોતે કરેલા ખરાબ ભાષણ માટે માફી માગતો હતો તેને સાંભળતી સદાની આંખમાં તે ઝાંખી સાંજના આછા અજવાળામાં અવનવું તેજ જોયું એક પળમાં તેણે નિશ્ચય કર્યો તેના મંડળને મળેલી આ અપૂર્વ તકનો પૂરતો ઉપયોગ ન કરી શકવાની બીક એક પળમાં ચાલી ગઈ તેણે ખોખારો ખાઈ, મજૂરોનું ધ્યાન ખેંચી કહ્યું. 'ભાઈઓ તમે અમને આજે કેટલાય દિવસો થયા સાંભળો છો બિરાદર વેદીએ કહ્યું તેમ અમારી પાસે હવે કંઈ કહેવાનું નથી તેના કહેવા પ્રમાણે હવે શબ્દોનો વખત ચાલી ગયો છે પણ કાર્યનો વખત શરૂ થયો છે પણ તે કાર્યમાં આપણને પ્રેરણા આપનાર એક જણનું ભાષણ સાંભળવું જરૂરનું છે સદાબેન, તમે મજૂરોને કંઈ કહેશો ?'

આ નવું નામ સાંભળી શ્રોતાઓ વિચારમાં પડયા કેટલાકે ઊંચા થઈ આ નવી કાર્યકર કોણ છે, તે જોવાનો પ્રયત્ન કર્યો મજૂરોની પત્નીઓ અને બીજા નારીસમુદાયને પણ કુતૂહલ થયું

૮

સદા પણ પોતાનું નામ સાંભળી ચમકી. તે હમેશાં આ સભાઓમાં નહોતી આવતી. તેને આવવાનો વખત પણ મળતો નહિ. પણ આજે છેલ્લો દિવસ હોવાથી, તે આવી હતી. તેને વેદી અને દીનેશ કેવું ભાષણ કરે છે, તે જોવું હતું. મજૂરોની સભાઓ અને સરઘસો તો તેણે જોયાં હતાં, પણ હડતાળને આગલે દિવસે તેઓ સભામાં કેવી રીતે વર્તે છે, તે જાણવાને, તે પ્રસંગે તેમનું માનસિક પૃથક્કરણ કરવાને માટે તે આવી હતી. તે આવી ત્યારે પ્રાણલાલ ભાષણ કરતો હતો. લોકો તેને આતુરતાપૂર્વક સાંભળતા હતા, તે તેણે જોયું. પ્રાણલાલ માટે તેને ત્યાર પહેલાં ખાસ માન કે આદર નહોતાં, પણ તેની મજૂરોને મુગ્ધ કરવાની શક્તિથી તેનું માન વધ્યું; પણ તેને ખબર નહોતી કે એ શક્તિ પ્રાણલાલની પોતાની હતી તેના કરતાં દીનેશના ભાષણથી ઉત્પન્ન થયેલી તંદ્રામાં વધારે દેખાતી હતી.

તેણે મજૂરોનો ઇન્કિલાબ ઝિન્દાબાદ પ્રતિધ્વનિ સાંભળ્યો. તેણે અનેક સ્થળે, અનેક પ્રસંગે તે સાંભળ્યો હતો; દરેક વખતે તેને તે નવો લાગ્યો હતો. દરેક વખતે તેણે એ ધ્વનિમાં વધતું જતું બળ અને આવેગ જોયાં હતાં. આજે યે તે ધ્વનિમાં તેણે ઇન્કિલાબ તરફ એક આગળ પગલું ભરેલું જોયું.

પછી તેણે વેદીને ઊઠતો જોયો. વેદીની મુખમુદ્રા હમેશાં ચંચળ રહેતી. હમેશાં તે કંઈક કહેવાને કે સમજવાને તત્પર દેખાતો. આજે એ તત્પરતા ઘણી જ હતી. એણે જોયું કે એના પગ અસ્થિર હતા, એના હોઠ ફફડતા હતા. એની આંખનાં પોપચાં કંઈ વિચિત્ર રીતે હાલી રહ્યાં હતાં. હમેશના વેદીનુ આ અતિશય વધારેલું સ્વરૂપ હતું, તે દેખી શકાતું હતું; પણ તેણે તે વખતે ધાર્યું કે વેદી ભાષણ આપતી વખતે હમેશાં આ પ્રમાણે ઉશ્કેરાઈ જતો હશે.

પછી એણે વેદીને બોલતાં સાંભળ્યો. વેદી હમેશાં વાતો કરતાં અચકાતો; આજે ભાષણમાંય તેણે તેને અચકાતો સાંભળ્યો. તેને પ્રાણલાલની સાથે સરખાવતાં વેદી ઘણો જ ખરાબ ભાષણ કરનારો લાગ્યો.

—અને આખરે જ્યારે વેદી બોલતો અટક્યો, અને એણે મજૂરો ઉપર થયેલી એ ભાષણની સારી અસર જોઈ ત્યારે વેદી પર જેટલી રીસ એની અનઘડતા માટે ચડી

તેટલી જ રીસ પ્રાણુલાલની અનઘડતા ઉપર પણ ચઢી. પ્રાણુલાલે પ્રમુખ થઈ, સારા ભાષણકર્તા થઈ વેદીને તેની પછી શા માટે બોલવા દીધો ? તેને કંઈનું કંઈ કરી નાખવાનુ મન થયું.

એટલામાં વેદી પાછો આવ્યો. તે સદાને ત્યા જોઈ ભોંઠો પડી ગયો દરરોજ તે સદાને સભામાં આવવા કહેતો એ કહેવામા એનો એક હેતુ પોતાનું ભાષણ સંભળાવવાનો પણ હતો તે જાણતો હતો કે પોતે સભામા ઘણું સરસ બોલી શકતો; અલબત દીનેશની માફક તે શ્રોતાઓને હસાવી શકતો નહિ. પણ ત્યારે, દીનેશ શ્રોતાઓને વેદીની માફક ઉશ્કેરી પણ ક્યા શકતો હતો ? પણ આજે તે બોલવામાં નિષ્ફળ નિવડ્યો હતો ! અને તે જ દિવસે સદાને જોઈ તેને પોતાના બદનસીબ પર રીસ ચઢી

તેણે સદાની પાસે આવતા જ બોલી નાખ્યુ, "આજે પ્રાણુલાલ અને દીનેશ ઘણુ સરસ બોલ્યા; મારાથી તો બરાબર બોલાયુ નહિ. કોણ જાણે કોઈ દિવસ નહિ અને આજે જ મારા મોમાથી ધાર્યા શબ્દો ન નીકળ્યા ! આજે —"

તે વધુ કહે ત્યાર પહેલા સદાએ તેને આશ્વાસન આપતા કહ્યું, "હોય, કોક દિવસ એવુય થાય." અને તેણે બીજી દિશામાં જોયુ તો પ્રાણુલાલ તેને બોલાવી રહ્યો હતો.

"સદાબેન, તમે બોલો આજે મજૂરોની ગુલામીનો છેલ્લો દિવસ છે!" તેને ખબર નહોતી કે તે એક વાક્યે મદા ઉપર કેટલી અસર કરી!

સદા આગળ ગઈ તે બહુ ભાષણો આપતી નહિ, પણ આવા વિશાળ શ્રોતાગણમાં ભાષણ આપવાની નવાઈ પણ નહોતી તે જાણતી હતી કે તે ઘણી અસરકારક રીતે બોલી શકે છે વળી, આજે એને બીજે કારણે પણ અસરકારક રીતે બોલવાનુ હતું તેના ભાષણે આવતી કાલે શરૂ થતી હડતાળને ઓપ આપવાનો હતો આજે તેમની ગુલામીનો છેલ્લો દિવસ હતો — અને તે છેલ્લો જ રહેવો જોઈએ!

"દોસ્તો! પ્રમુખે કહ્યું તેમ આજે બોલવાનો દિવસ નથી, કાર્યના આરંભનો દિવસ છે પણ તે કાર્ય આરંભતા પહેલાં હું તમને સૌને ઇતિહાસની એક વાત કરીશ તે વાતને આપણી લડત જોડે સીધો કશો સંબંધ નથી, છતાંય તે કહેવાની લાલચ હું છોડી શકતી નથી

"ઇતિહાસમા લખ્યુ છે કે ભૂતકાળમાં યુદ્ધો થતા

"તે વખતે, યોદ્ધાઓ રણાંગણ પર જતા તેમની પત્ની, માતાઓ કે પુત્રીઓ, યુદ્ધમાં સાથે જતી નહિ પણ તેમની માતાઓ અને પત્નીઓ તેમને વિનંતિ કરતી કે કાં તો જીતીને આવજો કે રણાંગણે માથુ મૂકજો તે રમણીઓ

પોતાની વીરતા સીધી યુદ્ધમાં જઈને શત્રુ આગળ બતાની શક્તી નહિ, પણ તેમના આ આખરી આદેશથી, તેમના પતિઓને અને પુત્રોને અડગ મહારથીઓ બનાવતી

"આજે તમારી પત્નીઓ તમારા યુદ્ધમાં સામેલ છે. તમારી માતાઓ પણ તમારી સાથે હડતાળમા ભૂખે મરશે તેઓ તમારી સાથે છે, એ સદ્દભાગ્ય છે પહેલાંના દિવસોની માફક ઘરના ખુણામા તેઓ નથી રહેતી, તેમની સતત ગુલામીથી નિસ્તેજ બની ગ્હેલી આંખો એ જ વાત કહી રહી છે કે જીતીશુ કે મરીશુ — પાછી પાની નહિ કરીએ આજે આપણે આપણા સર્વસ્વ માટે લઢીએ છીએ, તે વખતે માતાઓ સૌ એ જ ઇચ્છશે કે સ્વાતંત્ર્ય મેળવવા જતા હંમેશનુ ગુલામીખત લખી ના લાવીએ. મરવુ પડે તો મરીએ પણ આખું જીવન ગુલામ રહેવા પાછા ન આવીએ બીરુ ન બનીએ, પાછળ ડગ ન ભરીએ, જ્યારે પુરુષોની હિંમત ડગમગે તેમનો ઉત્સાહ નરમ પડે, ત્યારે તેમની સ્ત્રીઓ તેમને સતેજ બનાવે એ જરૂરી છે બોલો, બહેનો! તમે એટલુ તો કરશોને?"

સભા એકચિત્તે સાભળી રહી હતી સદાનો પ્રશ્ન સાંભળી પાસે બેઠેલી બહેનોના મુખ ઉપર તેજ પથરાયુ થોડાક બોલ્યા, 'કરીશુ જ તો બહેન!"

સદા બેસી ગઈ સૌનુ મન કોઈક વિચિત્ર લાગણીઓથી ભરાઈ ગયુ હતું દરેક મજૂરના મનમાં

પોતાની શક્તિહીન પત્ની અને તેની નિસ્તેજ આંખો આવી તે આંખો કહેતી હતી, "અમને ગુલામીમાંથી બચાવો, અમને જીવન જીવવા દો."

સ્ત્રીઓની આંખોમાં આંસુ આવી ગયાં હતાં તેમણે આજલગી પોતાને નામે આવો કદી વિચાર પણ કર્યો નહોતો આજલગી તો તેઓ પુરુષોની રક્ષામાં રહેનાર કોઈક પ્રાણીઓ હતા, પુરુષોને પૈસે જીવતા આશ્રિતો હતા, એથી, પુરુષોએ પણ તેમના ઉપર ભાગ્યે જ ધ્યાન આપ્યું હતું આ ભાષણે તેમના હૃદયમાં જૂતકાગને ભૂસી દેતી એક નવી સૃષ્ટિ ઊભી કરી

ફરી પ્રાણનાલે તેમને ઉદ્દેશ્યા નહોત તો કોણ જાણે ક્યાં સુધી તેઓ આમ બેસી રહેત "બિરાદરો! હવે આપણી સભા પૂરી થાય છે જેમને આવતી કાલે મુખ્ય કામ કરવાનું છે, તે સિવાય સૌ ભલે પોતપોતાને ઘેર જાય, અને નીરાતે સૂઈ આવતી કાલ માટે શક્તિ એકઠી કરે. આવતી કાલે આઠ વાગે ફરી સભા થશે, અને તેમાં આજનાં સૌ વક્તાઓ બોલશે

ધીરે ધીરે સૌ વિખરાયાં પ્રાણલાલ બીજા દિવસના કાર્યક્રમ માટે કાર્યકરો સાથે ગૂંથાયો સદાની પાસે દીનેશ અને વેદી આવ્યા.

૯

"સદાબેન, તમને હું શુ કહું? તમારા ભાષણ માટે શુ વિશેષણ વાપરુ?" દીનેશે કહ્યુ.

"પત્રકારને જેટલા વિશેષણો આવડતા હોય તેટલાં બીજાને આવડતાં હોતા નથી" સદાએ કહ્યુ

"તમે ઘણુ સરસ બોલ્યા" વેદીએ સીધી સ્પષ્ટતાથી કહ્યુ

"સરસ! સરસતાથી ય અધિક સરસ, અથવા—" પણ દીનેશને બોલતા અટકાવી સદાએ કહ્યુ, "દીનેશ, કયા તો વેદીએ વાપર્યું છે, તે વિશેષણ કબૂલ રાખ અથવા તો પત્રકારો ઘણી વખતે કહે છે તેમ કહે, કે ભાષણ એવુ સરસ હતું કે તેને માટે યોગ્ય વિશેષણ નથી"

"ખરી વાત છે. હું પણ એ જ કહેવા માગતો હતો" દીનેશે કહ્યુ.

"અને ખૂબીની વાત તો એ છે કે પત્રકાર તે કહી શકે ત્યાર પહેલાં બીનપત્રકારે તે કહ્યું" સદા આજે દીનેશની મશ્કરી કરવા પર ચઢી હતી

"સદાબેન ન હોત તો આજે સખત ગોટાળો થાત" વેદીએ કહ્યું એને દીનેશને સદાની વાતમાં ખાસ રસ નહોતો પણ પોતાના ખરાબ ભાષણની અસર એને ખટકતી હતી, અને સદાએ તે અસર સુધારી માટે, તે તેનો આભારી હતો તે આભાર સૂચવવાની તેની ફરજ તેણે અદા કરી

"ખરેખર, વેદીએ તો આજે બાફ્યું!" દીનેશે કહ્યું વેદી જ્યારે ભાષણ કરતો અટકી ગયો, અને ચાલી ગયો, ત્યારે તેને તેના ઉપર જે રોષ ચઢ્યો હતો તે એણે અત્યારે તક મળતાં કાઢ્યો.

"હા, ખરેખર—" વેદી પૂરું કરે ત્યાર પહેલાં સદાએ કહ્યું, 'દીનેશ, કેટલાક જણમાં આવે સમયે એ લાગણી ઉત્પન્ન થતી નથી, કેટલાક જણ તે લાગણી સંયમમાં રાખી શકે છે. વેદીમાં તે લાગણી ઉત્પન્ન થઈ અને તે સંયમમાં રાખી શક્યો નહિ પણ જો કોઈએ શાંત ચિત્તે ભાષણ આપ્યું હોય, તો તે, મેં કહી તે બેમાંથી એક જાતનો હોવો જોઈએ! બીજો દાખલો પ્રાણલાલ તે બોલતો હતો ત્યારે મને લાગ્યું હતું કે તેનામાં લાગણી છે અથવા આજને પ્રસંગે તેના શાંત ચિત્તને કે જડચિત્તને પણ

હચમચાવ્યુ છે. પણ ના, તેના ચિત્તને કંઈ થયુ નથી. તે કામ કરે જાય છે, પણ આજુબાજુની વસ્તુઓ ઉપર તે ધ્યાન આપતો નથી. તેનું ધ્યેય તે એક લક્ષ્યે જોયા કરે છે. તેનામાં લાગણી થતી જ નથી — તારામા, દીનેશ, કોણ જાણે લાગણી છે કે નહિ તે હું જાણતી નથી. પણ વેદીમા છે તે હુ જોઈ શકી. લાગણી એ જીવનમાં જરૂરી વસ્તુ છે, પણ આપણે માટે એથીય જરૂરનું એ છે કે એ લાગણી સંયમમા રહેવી જોઈએ. જો એ સંયમમા ન રહી તો આપણા એટલા બધા શત્રુઓ છે, કે એ આપણી લાગણીવશ દશાનો ઉપયોગ કરશે અને આપણને ફંસાવી શકશે — દીનેશ, ખોટુ ન લગાડતો, પણ તારામાય જડતા છે, કદાચ પ્રાણુલાલની જાતની નહિ હોય, પણ —

"સદાબેન! તમે કાલે સવારે આવશો?" પ્રાણુલાલે દૂરથી કહ્યું તેનું કામવહેંચણીનું કામ પૂરુ થયું હતું.

"ના, હુ નથી ધારતી, પણ કંઈ કહેવાય નહિ. જો મન થઈ જાય, તો આવી પહોચુ યે ખરી"

"તમારે આવવુ જ જોઈએ પહેલા ઘા કોણ ખમે છે, તે જોવાની તક ન ખોવી જોઈએ."

"તમારે બતાવવાનો વખત તો આવવાનો નથીને?" સદાએ પૂછ્યું.

"કોને ખબર? યુદ્ધમાં મોખરે હોય તે જ પહેલા ઘા ઝીલે ને?"

"હા, મોખરે હોય તે જ ઝીલે." દીનેશે સહેજ મશ્કરીમાં કહ્યું એના અવાજમાં મજાક સાંભળી પ્રાણલાલે તેની સામે જોયુ, પણ એની આંખમાથી ચકમક ઝરે ત્યાર પહેલાં સદાએ કહ્યું, "ચાલો, આપણે પૂરતો આરામ મેળવી કાલની લડાઈ માટે પૂરતી શક્તિ એકઠી કરવી જોઈએ."

## ૧૦

ઘેર જતાં દીનેશનું મન ઘણુ વ્યાકુળ થઈ ગયુ હતુ હડતાળ વિષે તેણે ઘણાં છાપાંઓમાં વાંચ્યું હતુ. નવલકથાઓમાં પણ તેણે તે વિષે વાંચી કલ્પનાઓ બાંધી હતી. વિલાયતની સર્વમાન્ય હડતાળનો તો એણે ખાસ અભ્યાસ કર્યો હતો.

પણ આજે હડતાળના વહેણમા પોતે જ્યારે પૂરેપૂરો તણાયો, ત્યારે જ એને એનુ પૂરુ ભાન થયુ. મજૂરોનાં ભૂખ્યાં મોઢાં તેમના હૃદયમાં મૂડીવાદીઓ પ્રત્યે પ્રકટેલા તિરસ્કાર અને ધિક્કારને ઉગ્ર રૂપ આપતાં હતાં. ચેતન વિનાની લાગતી તેમની મુખમુદ્રા તેમના મનમાં ચાલી રહેલી ઘડભાંગ સૂચવતી હતી; આવતી કાલે શુ થશે તેનુ તેમને થોડુ ઘણું ભાન હતું — બીજી હડતાળોમા ભાગ લેનાર વિષે તેમણે થોડુ ઘણુ જોયુ હતું અને સાભળ્યુ હતુ. પણ

તેનો અંત કેવો આવશે, તેનો તેમણે વિચાર નહોતો કર્યો. એનો બધો વિચાર કરવાનું કામ તેમણે તેમના નેતાઓને, પ્રાભુલાલને, ગમચરણને, પોતાને — દીનેશને — સોંપ્યું હતું એમના મનમાં એવો કંઈક આછો ખ્યાલ હતો કે હડતાળને અંતે બધા મિલમાલિકો મરી જશે, અથવા, તેમની સાથે શરત ઉપર કામ કરવા આવશે, અથવા જો તેઓ એમ કામ કરવા તૈયાર નહિ હોય તો, તેઓ ધૂળ ભેગા થઈ જશે

દીનેશ આ સૌ જાણતો હતો; પણ તે સિવાય મજૂરોને બીજું શું કહેવું તે જાણતો નહોતો એની પહેલાંના બીજા કાર્યકરો પણ એમજ કહેતા આવ્યા હતા, અને એ અને એના બીજા સહયોગીઓ પણ એમને એ જ કહી રહ્યા હતા. એણે એકાદ બે વખતનાં ભાષણોમાં કહ્યું હતું, કે આ હડતાળ કદાચ ઘણો લાંબો વખત ચાલે, એટલું જ નહિ પણ એવો વખત પણ આવે કે કેટલાક નબળા હડતાળિયાઓ કામ પર જોડાય અને બીજા કાળપગાઓ* મળી હડતાળને પૂરી નિષ્ફળતા આપે, જેથી મિલમાલિકો કોઈ પણ જાતની શરતનો સ્વીકાર કર્યા વિના અડગ રહેલા હડતાળિયાઓને હમેશને માટે દૂર કરે. એ હડતાળિયાઓ અને એમનાં કુટુંબ માટે પછી તો કંઈ જ ન રહે એમને બીજી કોઈ મિલમાં જગ્યા ન મળે, અને બીજું કામ શીખી ન શકે

* હડતાળ તોડનારા બ્લૅકલેગ્સ

પણ તેણે જ્યારે આવી ચેતવણી આપી હતી ત્યારે તેના ઉપર નહિ જેવું ધ્યાન અપાયું હતું. તેના સાંભળનારાઓને તે વખતે માન્યામાં ન આવ્યું કે, તેઓમાંના કોઈ હડતાળનું સમાધાન થાય ત્યાર પહેલાં મિલમાં કામ કરવા જાય. એના સહયોગીઓએ પણ તેને હસી કાઢયો હતો. "તે નકામી આવી બીક તેમનામાં પેસાડી!" એકે કહ્યું.

"આવી સમગ્ર હડતાળ કેવી રીતે નિષ્ફળ નીવડે?" બીજાએ સમર્થન કર્યું.

"આપણી જોડે બીજી મિલોના કામદારો પણ સહાનુભૂતિ ધરાવે છે, અને કોઈ પણ પળે આપણી સાથે હડતાળ ઉપર આવવા તૈયાર છે." ત્રીજાએ કહ્યું.

"સમગ્ર ઉદ્યોગ ઉપર અસર કરનારી આવી હડતાળ જોઈ, મિલમાલિકો તરત ઠેકાણે આવી જશે." ચોથાએ કહ્યું.

તે બધું સાંભળી દીનેશને ત્યારે લાગેલું કે કદાચ પોતાનો થોડો ઘણો નિરાશાવાદ ખોટો ય હોય પણ આજે તે નિરાશાવાદ ફરીને તેના હૃદય ઉપર તરી આવ્યો. બીજે દિવસથી મજૂરોનાં કુટુંબ ફક્ત દાન ઉપર જીવશે, સ્વયંસેવકોએ અને યુનિયને જે પૈસા હડતાળ માટે એકઠા કર્યા છે તેના ઉપર જ નીભશે, સવારથી સાંજ તેઓ ઘર બહાર કે મિલ આગળ ફર્યા કરશે. આખરે તેઓ દિવસો

ગણવા માંડશે મિલમાલિકો પ્રત્યેનો તેમનો ધિક્કાર તેમના મનને એટલું વિકૃત બનાવશે, કે તેઓ કદચ ન કરવાનું કામ કરી બેસશે, અથવા, તેમના કુટુંબને દિન પ્રતિદિન ક્ષીણ થતા જોઈ હડતાળના કાર્યકરો ઉપર રોષ આવશે પછી— પછી—ત્યાર પછી શું થશે, તેનો ખ્યાલ દીનેશ કરી શક્યો નહિ એ વિષમ ભવિષ્ય કે જેમા એક પછી એક કામદાર મુકાદમ પાસે છાનોમાનો જઈ બીજે દિવસથી કામ કરવા આવશે એવુ કહી આવે, અને બીજે દિવસે છાનોમાનો, જે કાળપગાઓને ન આવવા દેવા હડતાળની શરૂઆતના દિવસોમા તેણે મહેનત કરી હતી તેજ કાળપગાઓ સાથે મિલમા જઈ કામ કરશે! તે આખો દિવસ શરમમાં માથુ નીચુ રાખી, મુકાદમના અને કાળપગાઓના શબ્દો સાભળ્યા કરશે "હડતાળ પાડવા નીકળ્યા હતા, પાડોને હડતાળ! પાછા કામ કરવા શુ જોઈને આવ્યા? ખબર નહોતી કે આવી હડતાળો હમેશા નિષ્ફળ નીવડે છે?'' "મૂર્ખાઓ, તમને પેલા છોકરાઓએ કહ્યુ કે 'ચડ, જા, બેટા શૂળીપર' ને તમે ચડી ગયા! પણ તમે તપાસ કરી કે જ્યારે તમે ને તમાન છોકરા ભૂખે ટળવળતા હતાં ત્યારે એ છોકરાઓ ખાઈ પીને મે જમઝા કરતા હતા! " તદ્દન ભોળા! તમારી પાસે હડતાળ પડાવી તે છોકરાઓએ ભલા અને પરગણુ લગના છોકરાઓએ ખાસ્સા શેઠ પાસે પાંચ હજાર રૂપિયા પડાવ્યા! પણ તમને તેની શી ખબર!" "અરે પૂછી જુઓને આ તમારા દુશ્મન કાળપગાને! અને આ ભયાનક

અટ્ટહાસ્ય વચ્ચે તે મજૂરને કામ કર્યા જવાનું! મુકાદમની ગાળો પણ સાંભળવાની! "આટલા દિવસ કામ ન કર્યું, એટલામાં ભૂલી ગયો? જોયા શું કરે છે, જો આ તાંતણો તૂટી ગયો!" થોડા દિવસ ધોળધપ્પા પણ ખાવાના, અપમાનો ખમવાના, સાંજ પડયે રોજી લઈ ખાનામાના ઘેર જતા અડગ રહેલા હડતાળિયાઓને જોઈ, વધારે ઊંડી શરમમાં પડવાનું! આખરે, તેના આત્મા કે તેનું હૃદય કે મન કે જે કહો તે, સૌ શરમથી ટેવાઈ જાય અને મિલમાલેકોની દૃષ્ટિએ આદર્શ મજૂર બની જાય ફરી બીજાઓને માટે કે પોતાને માટે, હડતાળની અને હડતાળ પછીના દિવસોની યાતના ભોગવવા તૈયાર નહિ થાય ફરી તે મૂડીવાદ સામે માથું નહિ ઊંચકે!

આ ભવિષ્ય ચોખ્ખી રીતે જોવાની, અને બીજાઓને બતાવવાની દીનેશમાં હિંમત નહોતી તેનો વિચાર કરતાં જ તેને કમકમાં આવતાં, તેનું હૃદય ધ્રૂજી ઊઠતું, અને તે સાંજ અટકતો, અને બીજાઓના જેવા આશાવાદના મૃદુ સ્પર્શથી પોતાના હૃદયને પંપાળતો

પણ આજે — આજે હડતાળને આગલે દિવસે આ બધા વિચારો એવી રીતે ચાલી જાય એમ નહોતા ઘેર જતાં રસ્તામાં તેને ઘણીવાર થયું કે જો પરમેશ્વર તેને શક્તિ આપે, તો, તેમણે હડતાળ વિષે વિચાર કર્યો તે દિવસથી તે આજ સુધીના દિવસોનો ઇતિહાસ કાઢી નાખે.

જાણે હડતાળનો વિચાર થયો જ નથી અને મજૂરો પહેલાંની માફક સંતોષથી મિલમાં જાય છે, એવા જૂના દિવસો ફરી લાવી મૂકે તેને એમ પણ થયું કે પરમેશ્વર એને શક્તિ આપે, તો મિલમાલેકોના હૃદયનો પલટો કરી નાખે, મજૂરોની માગણીઓનો પૂર્ણ સ્વીકાર કરવાની તેમનામાં અક્કલ આપે!

પણ એ પરમેશ્વર કે એ શક્તિ ધાર્યું કરે એવા નહોતાં બીજા દિવસથી મૂડીવાદ અને કામદારોનું ઘર્ષણ જોવું પડશે, તે યે ચોક્કસ હતું બીજા દિવસથી એ બે મહાબળો લડશે એમાંથી ખરતા અંગારા તેમને સૌને દઝાડશે, અને આખરે બેમાંથી એકનો વિજય થશે ત્યારે અટકશે. આમાં કશું ન સમજનારા મજૂરોનાં બાળકોને તે દરરોજ નિર્દોષતાથી રમતાં જોશે તેમને તેમની માતાઓ પાસે ખાવાનું માગતાં જોશે, તેમની માતાઓના ઉડાવનારા જવાબો સાંભળશે, અસ્વચ્છતા અને માંદગી વધતી જતી દેખાશે, બેકારીના આરામથી કેટલાક મજૂરોને જુગાર રમતાં, અને બચ્યાસચ્યા પૈસાથી દારૂ તાડી પીતા જોશે — અધઃપતનની એક પછી એક નીચેની પાયરી પર ઊતરતા જોશે!

એ સૌ કેમ જોવાશે? કેમ સહેવાશે? એ કરુણાજનક દશ્યોની પરંપરા વણકલ્પ્યા હૃદયે અનુભવાશે? સદા કહેતી કે એનામાં લાગણી નથી, તેનું હૃદય જડ છે

પણ અત્યારે જો તે તેનુ હૃદય કાઢીને મહાને બતાવે તો તે હૃદય પોકારતું સંભળાય કે " માગ આપુએ અણ આપીને પે જો આ મજૂરો સુખી થતા હોય, એમની હડતાળનો વિજય થતો હોય, તો ભને તે આપી દો, વહેચી દો, વેરી દો "

તેને તેના નાનપણના દિવસો યાદ આવ્યા એના પિતા એને નાનો મૂકી મરી ગયા હતા એની માતા અને એ એના કાકાને ત્યા ગયા તેની મા આખો દિવસ કામ કરતી એ કામમા એને એના નાનકડા દીનેશના થાકધીખતા શરીરને પંપાળવાની પણ નવરાશ નહોતી મળતી

એના કાકાના છોકરાઓને હમેશા દરેક સારી ચીજો મળતી રહી સહી ચીજો દીનેશને ભાગે આવતી આવી લજ્જાભરી વર્તણૂક તે ખાખી રહેતો કદી રોષ આવે, તો આસભરી આખે તે પોતાની મા તરફ જોતો અને માનુ દુ ખભર્યુ મુખ જોઈ તે મૌન પકડતો આસુ લૂછી નાંખતો, અપમાન ગળી જતો

પછી તે ભણ્યો ઊછીની ચોપડીઓ લાવી તે પહેલે નબરે પાસ થતો, અને દરવર્ષે નપાસ થતા પોતાના કાકાના છોકરાઓના પરિણામ સાભળી ગુસ્સે થતી કાકીના અપશબ્દો તે સાભળી રહેતો

તે કૉલેજમાં આવ્યો. સ્કૉલરશિપો અને ઇનામો જીતતો તે આગળ વધ્યો. ગ્રેજ્યુએટ થયા પછી તેણે પત્રકાર થવાનું નક્કી કર્યું. પોતે અને મા બન્ને જણ નાનકડું ઘર રાખી રહ્યાં.

એ વર્ષોમાં સહેલાં અપમાનોએ તેના હૃદયને ઘણું કોમળ બનાવ્યું હતું. પરિણામે હજી ય કોઈક તેને દુભાગનો શબ્દ કહે તો તેનું હૃદય ભરાઈ આવતું. તેને કંઈનું કંઈ કરી નાખવાનું મન થતું.

તે ઘેર આવ્યો ત્યારે રાત પડી ગઈ હતી. "બા, આજે છેલ્લો દિવસ!"

'શાને ?'

'કાલથી હડતાળ શરૂ થશે."

'કેમ પેલા લોકોએ ન માન્યું ?" એની માએ પૂછ્યું. તે વૃદ્ધ સ્ત્રીની માન્યતા હતી કે શ્રીમંત પુરુષો ઘણા દયાળુ હોય છે અને ગરીબ નોકરોને સુખી કરવા તેઓ કંઈ પણ કરે.

'અલબત્ત નહિ જ, પણ તે તો મેં તને કહ્યું હતું—અમે ધારતા જ હતા. હજી સુધી મજૂરચળવળના ઇતિહાસમાં કોઈ વખત એવું બન્યું નથી, કે માલિકોએ મજૂરોની શરતોનો વગર હડતાળે સ્વીકાર કર્યો હોય."

"કાલે શું થશે ?' વૃદ્ધ ગોદાવરીને ફીકર પેઠી.

" કાલે? કાને ખાસ કંઈ નહિ થાય પણ જેમ જેમ દિવસો જતા જશે, તેમ તેમ દરરોજ કંઈને કંઈ નવુ થશે "

' એટલે ?"

" હુલ્લડો થાય, પકડાપકડી થાય, મારામારી થાય, કંઈ પણ થાય !"

'ત્યારે એમાં ફાયદો શુ કાઢશે? આમ શુ ભોગ છે? આ બધુ નકામુ ઊભું કર્યું ને ?'

' નકામું કેમ? મે તને તે દિવસે કહ્યુ હતુ તે ભૂલી ગઈ? એક મજૂરને ખોટો દંડ કર્યો તેની સામે ફરિયાદ કરી ત્યારે તેને કાઢી મૂકવામા આવ્યો તેના સાથી-દારોને પણ કાઢી મૂકવાની ધમકી અપાઈ એટલે હડતાળ પાડયા વિના છૂટકો જ નહોતો !'

"પણ તે માણસને તમે લોકોએ દડ આપી દીધો હોત તો? કેટલા રૂપિયા દડ કર્યો હતો?

"એક જ રૂપિયો પણ એ એક રૂપિયાનો સવાલ નથી, ખોટા દંડ કરવાનો સવાલ છે ધારો કે આજે એ રૂપિયો આપી દે તો કાલે ઊઠીને બીજાનો એવી રીતે ખોટો દંડ થાય અને તે એક રૂપિયો ય ન થાય, વધારે થાય. આજે એકને વગર કારણે કાઢી મૂકે, કાલે બીજાને કાઢી મૂકે અને એનો કદીય અન્ત ન આવે માટે જ એ લોકોને

તેમના જ ઘડેલા નિયમો અનુસરવાનું શીખવવા માટે અમારે હડતાળ પાડવી પડશે, અને દુઃખ ભોગવવું પડશે."

"એમાં મજૂરોનો કંઈ પણ વાંક હોવો જોઈએ, નહિ તો એમ વગર વાંકે કોઈ દંડ કરે કે કાઢી મૂકે એવું મેં સાંભળ્યું નથી. એમ એને ખોટો દંડ કરી એક રૂપિયો કમાવામાં એ પૈસાદાર લોકોનું શું વધી જવાનું હતું? એવા તો તો કેટલાયે રૂપિયા એ લોકો નાંખી દેતા હશે."

"એ હું ક્યાં ના કહું છું? પણ એ એક રૂપિયાનો સવાલ નથી. એવી રીતે દંડ કરી મજૂરોને રંજાડે એ કોના ઘરનો ન્યાય? આ આખી અન્યાયી રીત સામે અમારો વિરોધ છે. અને એ વિરોધ એક માણસ રજૂ નહિ કરે. કાલે સવારે આખી મિલના મજૂરો રજૂ કરશે. એ એક અન્યાયને લીધે માલિકને હજારો રૂપિયાનું નુકસાન થશે, અને હમેશને માટે કાળી ટીલી ચોંટશે."

"પણ મજૂરોનું શું?"

"બા, તું મજૂરોની વાત નહિ સમજે. તું મજૂરોને ઓળખતી નથી. મજૂરોને હું યે ઓળખતો ન હોતો. પણ એ લોકો — એમને કદી ય પેટ ભરીને ખાવાનું મળ્યું નથી. આ ભૂખમરો તેમને આકરો નહિ લાગે. એને અંતે જ એક દિવસે તેઓ તેમની પોતાની નજરે જોશે, કે તેમને આવી અન્યાયી ગુલામીમાંથી મુક્તિ મળી છે. તેઓ પોતે જ મિલોના માલિક થશે."

"એટલે તો મિલોનું સત્યાનાશ વળશે!" ગોદાવરીએ તિરસ્કારથી કહ્યું.

"તું કહે છે, પણ તે વાત ખોટી છે. માલિકોમાં એક સાધારણ મજૂર કરતાં વધારે અક્કલ હોતી નથી, અને ઉપરાંત તેમનાં હાડકાં ખોટાં હોય છે. તારે મજૂરો જોવા હોય તો એક દિવસ મારી સાથે આવજે હું તને બતાવીશ. ત્યારે તને ખબર પડશે કે તેઓ કેટલા બુદ્ધિવાન છે, કેટલા હોશિયાર છે!"

"સારું, હવે જમી લે."

"કાલથી હું જમવા નહિ આવું. છેક રાતે અવાશે તો આવીશ."

"કેમ?"

"મને ભાગ્યે જ વખત મળશે. કાલ સવારે ૭ વાગે મારે જવું પડશે. મિલના દરવાજા આગળ અમે આઠ વાગતાં સુધી પિકેટિંગ કરશું. પછી સભા છે, તેમાં જરૂર નવાજૂની થશે. પછી ક્યારે આવવાનો વખત મળે, તે કહેવાય નહિ કેમકે ત્યાંથી તો હું સીધો છાપખાને જઈશ!"

"સારું, પણ રાતે તો ગમે તેમ કરીને પાછો આવજે. નહિ તો મને નકામી ફીકર થશે."

"તને હજી મારી ફીકર થાય છે? અસહકારની ચળવળ વખતે તો તારી બધી ફીકર ચાલી ગઈ હતી!'

'તે વખત જુદો હતો તે વખતે તો બધા જ લડતમા પડયા હતા તે વખતે કોઈને વાગ્યુ હોય કે કોઈને પકડી ગયા હોય, તો તરત ખબર પડતી પણ આમા તો કઈ ખબર જ નથી પડતી તુ હડતાળની વાત કરે છે, પણ કોઈને તે વિષે ખબર નથી!'

"આ લત્તામા રહેનાર લોકોને કયાથી હડતાળની ખબર પડે? તેમને માટે હડતાળ શબ્દ જ જુદા અર્થનો છે તેમના માનના પ્રમાણે એક દિવસ દુકાન બધ રાખી કે નિશાળે ન ગયા એટલે હડતાળ પડી પણ મજૂરોની હડતાળ વિષે એમના જેવા ભદ્ર લોકોને કયાથી ખબર હોય? પણ તુ અત્યારે મજૂરોના લત્તામા ચાલ ઘેરેઘેર આજે એ જ વાત હશે!

"પણ તેમની સાથે આપણને શુ લાગે વળગે?' ગોદાવરીથી આખરે કહ્યા વિના ન રહેવાયુ તેણે ઘણી વખતે આ પ્રશ્ન પોતાને કર્યો હતો તેણે ઘણી વખતે દીનેશની મનોદશા સમજવાનો પ્રયત્ન કર્યો હતો પણ તેને હજી સમજ નહોતી પડી કે મજૂરો માટે તેણે શા માટે દુખી થવુ? હા, દેશ ખાતર જેલમા જવુ તે સમજી શકાય દેશને ખાતર પ્રાણ આપવા તે તો પૂર્વજોને ચીલે ચાલવાનુ છે તે તે સમજી શકતી પણ મજૂરો — ગદા

મેવા, અણઘડ મજૂરો મ ટે આ બધી માથાફોડ ને લમણાઝીક શી? બીચારા પૈસાદારોને ખોટી ગાળો દેવી શા માટે? હા, બધા પૈસાદારો સારા હોતા નથી, પણ બધા પૈસાદારોને ખરાબ શા માટે કહેવા? મજૂરો કરતા તો તે હજાર દરજ્જે સારા છે! મજૂરોને માટે હાસ્પિટલો બાંધે, ગરીબ ભિખારી માટે સદાવ્રત અને ધર્મશાળાની ગોઠવણ કરે, સવારસાંજ મંદિરે દર્શન કરવા જાય, છતા ય તેમને મજૂરો શા માટે ગાળો દેતા હશે? જેનુ લૂણ ખાય, તેને જ શા માટે ખરાબ કહેતા હશે? જે તેમને રોટલો આપે, તેનુ જ શા માટે ભૂંડું બોલતા હશે?

આ આખી વસ્તુ સ્થિતિ તેને સમજાતી નહિ હમણા જે પ્રશ્ન તેણે પૂછ્યો, તે ઘણી વખત તેને મોઢે આવતો, પણ તે પૂછવાની તેની હિંમત થતી નહિ આજે વગર પ્રયાસે એકાએક તે બહાર નીકળી આવ્યો —"પણ તેમની સાથે આપણને શુ લાગે વળગે?"

આ પ્રશ્ન સાંભળી દીનેશનો કોળિયો હાથમા જ રહી ગયો આ તેની બા? આ પ્રશ્ન પૂછનારે તેને ઉછેર્યો, મોટો કર્યો, તેનામા ઉચ્ચ ચારિત્ર્ય અને સંયમની શક્તિ કેળવી! એણે તેને સાચુ શુ અને ખોટું શુ તે સમજતા શીખવ્યુ! અને તે અત્યારે આ પ્રશ્ન પૂછે છે? તે સ્તબ્ધ થઈ ગયો

ગોદાવરીને પણ આ જોઈ ધ્રાસકો પડ્યો કંઈ પણ આગળ બોલવાની તેની હિંમત ચાલી નહિ દીનેશનો આવો ચહેરો તેણે કદી જોયો નહોતો

મહામહેનતે દીનેશે પોતાનો અવાજ ચોખ્ખો કાઢવાની સ્વસ્થતા મેળવી "આ, તેની તને સમજ નહિ પડે તે પૂરેપૂરી રીતે સમજવા માટે તારે મજૂરણનો જન્મ લેવો પડશે ત્યારે તને સમજાશે, કે પૈસાદાર લોકો તને શા માટે પીડે છે! પણ તે શા માટે? તને પંદર વર્ષ પહેલાંના દિવસો યાદ છે? કાકી તને વધ્યુસધ્યુ ખાવાનુ આપતા, તે યાદ છે? આખો દિવસ તારી પાસે કામ કરાવી પોતે નીરાંતે સૂતા હતા, તે યાદ છે? તે વખતની ગોદાવરી અને આજની ગોદાવરી સાથે તને કંઈ લાગે વળગે છે? તે ગોદાવરી સાથે તને જે લાગે વળગે છે, તેટલુ જ મને આ મજૂરો સાથે લાગે વળગે છે, અને તને ય લાગતુ વળગતું હોવુ જોઈએ" દીનેશે કહ્યુ, અને જલદી ખાઈ પોતાના સૂવાના ઓરડામા ચાલી ગયો

ગોદાવરીની આંખોમા આંસુ ભરાઈ આવ્યા ભૂતકાળનુ સ્મરણ તાજુ થયુ તેથી જ નહિ, પણ તેના પોતાના આજે મોટા થયેલા બાળક દીનેશ અને પોતાની વચ્ચે આટલું બધુ અંતર પડી ગયુ છે, તે વિચારે તેનું મગજ અકળાઈ ઊઠ્યુ તેનાથી કંઈ ખવાયુ નહિ

બધુ સાફ કરી, તે દીનેશની ઓરડીમાં ગઈ, ત્યારે તે માથે મોઢે ઓઢી સૂઈ ગયો હતો

## ૧૧

વેદી સીધો જ ઘેર ગયો પણ તેને કંઈ ચેન ન પડ્યું હજી તેનો હમેશનો સુવાનો વખત થયો નહોતો, તોયે, તે તરત સૂઈ ગયો કારણકે તેણે બીજા મજૂરોની માફક પ્રાણલાલના શબ્દો સાચા માન્યા હતા કે આજે રાતે આરામ લેવાથી, આવતી કાલે વધુ શક્તિથી હડતાળની શરૂઆત કરી શકાશે

પરંતુ તેને ઊંઘ ન આવી તેણે સભામા જે નિષ્ફળતા બતાવી હતી, તે તેનાથી ભુલાતી નહોતી વળી જો તે નિષ્ફળતા મદાએ જોઈ નહોત તો એને આટલું બધુ લાગત નહિ, પણ મદાએ તે જ દિવસે સભામાં આવીને તેની નિષ્ફળતા ઉપર તીક્ષ્ણતા આણી હતી

એ કેવી રીતે થયુ, તે હજી તે સમજી શકયો નહોતો એ કોઈપણ વખતે વકતા તરીકે નિષ્ફળ નીવડયો નહોતો

કોઈ પણ વખતે તે વિશ્વાસપાત્ર રીતે પોતાની બોલવાની શક્તિને પૂર બહારમાં લાવી શકતો. પણ આજેજ તેનું હૃદય કોઈ અજાણ્યા કારણે ભરાઈ આવ્યું. આજે તે ભાગ્યે જ બે મિનિટ બોલી શક્યો.

હજી તેનું મગજ કોઈ ગૂંગળામણ અનુભવી રહ્યું હતું. એ ગૂંગળામણનું ન તો તે કારણ સમજી શક્યો કે ન તો ઉપાય શોધી શક્યો. પથારીમાં પાસાં ફેરવ્યાં છતાં તેને ઊંઘ ન આવી.

એણે કારણ શોધવાનો ઘણો પ્રયત્ન કર્યો. ક્યાં સુધી એણે એની નિષ્ફળતાના ડંખને કારણ માન્યું. પછી એકાએક તેને લાગ્યું કે દીનેશની સફળતા પછી તેની નિષ્ફળતા, એ જ તેનું કારણ હોવું જોઈએ. "પણ સદાબેને કહ્યું તે શા માટે કહ્યું હશે? શું મને સાંત્વન આપવા પૂરતું જ તેમણે કહ્યું હશે કે મારી નિષ્ફળતા એ મારામાં રહેલી મજૂરો માટેની લાગણીને આભારી છે? શું ફક્ત દીનેશને ઉતારી પાડવા જ એમણે આવી સરખામણી કરી હશે? પણ એક દિવસે એ સદાબેને જ કહ્યું હતું કે લાગણી ન હોવી જોઈએ. એમણે જ કહ્યું હતું લાગણી એ મનુષ્યની નિર્બળતા છે, પશુ તરીકેના ભૂતકાળના જીવનનાં અવશેષરૂપ છે. ત્યારે આજે એમણે એમ કેમ કહ્યું? દીનેશની મશ્કરી કરવા માટે જ? દીનેશની શા માટે મશ્કરી કરે? શા માટે તેને ઉતારી પાડે? બીજા બધા સાથે વાત કરવાને બદલે

સદાબેન દીનેશની સાથે જ શા માટે વાત કરતા હશે? દીનેશ પણ એવો જ છે! કોઈ સ્ત્રી જોઈ એટલે તરત તેનું ઓળખાણ કરશે, તેની સાથે વાતો કરશે, તેની આજુબાજુ ફર્યા કરશે. સદાબેનની સાથે પણ એમ જ. પહેલે દિવસે તો એની કેવી મશ્કરી કરી હતી! હમેશાં એ એની મશ્કરી કરે છે પણ એ ખમતો જ નથી. એને કંઈ લાગતું જ નથી. તેનું બુદ્ધિમાન ગણાતું ભેજું એટલુંય નથી સમજતું કે એની જોડે વાત કરવાને સદાબેન ગાંડી નથી. સદાબેન ખરેખર અદ્‌ભુત છે. તેમને આ શહેરમાં આવ્યાને હજી ઘણો વખત થયો નથી, એટલામાં તો મંડળને કેવું બનાવી દીધું! રામલાલભાઈને એમણે જ આ હડતાળનું કામ લેવાનું કહ્યું હોવું જોઈએ. અલબત્ત રામલાલભાઈ પણ એવા છે કે ધાર્યું કામ ઉકેલે પણ એમનામાં હવે ઘડપણ આવી ગયું છે. એમનામાં કામ કરવાની શક્તિ અને ઉત્સાહ નથી રહ્યા. એ કામ કરવાની સલાહ કે સૂચના ભલે આપી શકે પણ પોતે તો કામ ન જ કરી શકે. સદાબેન એ રીતે સરસ કાર્યકર્તા છે. આજે કેવું સરસ ભાષણ કર્યું! આજે જો તેમણે ભાષણ ન કર્યું હોત તો પ્રાણલાલની તદ્દન કફોડી સ્થિતિ થાત. પણ એમણે બધું બચાવી લીધું. કેટલાક જણની આંખમાં તો સદાબેનનું ભાષણ સાંભળી આંસુ આવી ગયાં! આટલું સરસ, સચોટ અસરકારક રીતે તે ભાષણ આપી શકતાં હશે એની મને ખબર નહોતી, પ્રાણલાલને પણ ખબર નહિ હોય પણ

એણે અકસ્માત્ જ એમને બોલવાનું કહ્યું એ પણ ખરેખર નસીબદાર છે વગર મહેનતે તે આ હડતાળનો નેતા બની ગયો જો રામલાલભાઈની પાસે પેલા લોકો ન ગયા હોત તો પ્રાણનાથને આ તક મળતે જ નહિ. હું જ તે સૌ ફક્ત પણ પ્રાણલાલનું નસીબ અજબ છે! એનામાં કંઈ ખાસ આવડત છે, એવું નથી ફક્ત ગદ્દાવૈતરું કરી શકે છે પણ એને આમાં જરૂર સફળતા મળશે. આ હડતાળ ઘણી ફત્તેહમંદ થવાની છે શો મજૂરોનો ઉત્સાહ છે! પેલા ગાડાવાળાઓમાં આ ઉત્સાહ નથી સદાબેનની વાત ખરી છે — એ ગાડાવાળાઓમાં સંઘશક્તિ કેળવવી મુશ્કેલ છે તેના કરતાં મિલમજૂરોનું સંગઠન કરવું સહેલું છે એક સાથે એક જ ખાતામાં સેંકડો મજૂરો એક સરખું કામ કરે, એક જ માણસના હાથ નીચે સવારથી સાંજ સુધી વૈતરું કરે, એટલે એમનું સંગઠન ઘણું જ સહેલું થઈ પડે છે મારે આ હડતાળ પૂરી થાય એટલે તરત લૉરીવાળાઓને એકઠા કરવાના છે એમનું યુનિયન કરી સદાબેનને મારે બતાવી આપવું છે' આ યુનિયનના વિચારે એને ઊંઘ આવી ગઈ

## ૧૨

બીજો દિવસ ઊગ્યો. સવારના છ વાગતાંમાં તો મિલના દરવાજા આગળ મજૂરોનું ટોળું જામ્યું હતું. પ્રાણલાલ, સુબોધ અને રામચરણ આમતેમ ફરતા હતા, અને મજૂરોનાં ટોળાંને ઉત્સાહ આપતા હતા. થોડી થોડી વારે "મૂડીવાદનો નાશ થાઓ!" "મજૂરો એક થાઓ!" "ઇન્કિલાબ ઝિન્દાબાદ" વગેરેના પોકારો થયા કરતા હતા, અને ઉત્સાહપૂર્વક તે ઝીલાતા હતા.

મિલના દરવાજા ઉઘાડા હતા ને ત્યાં આગળ જ મિલના મોટા કાર્યવાહકો ફરતા હતા. તેમની પાસે એક સાર્જન્ટ અને આઠ દસ સાધારણ પોલીસો ઊભા હતા. હંમેશના નિયમ પ્રમાણે સાત વાગે મિલનું ભૂંગળું વાગ્યું.

તે અટક્યા પછી થોડી પળ શાંતિ છવાઈ રહી. પછી એકાએક મોટો પોકાર થઈ રહ્યો, "ઇન્કિલાબ ઝિન્દાબાદ!"

એના પડઘા સમાયા પછી પાછા ચાલુ પોકારો થયા કર્યા પણ મિલના દરવાજામાં કોઈ પેઠું નહિ

આવી રીતે અડધો પોણો કલાક ગયો બન્ને બાજુ શાંતિ જળવાઈ રહી પછી, એક મકાનના ઓટલા ઉપરથી અવાજ આવ્યો 'ભાઈઓ!' સૌએ તે તરફ જોયું પ્રાણલાલ બોલતો હતો "આઠ વાગે લાલમેદાનમાં આપણી સભા છે ત્યાં જેઓ પિકેટીંગ માટે નક્કી કરવામાં આવ્યા છે, તે સિવાયના સૌ આવશે, એવી હું આશા રાખું છું બોલો — " આખા ટોળાએ "ઇન્કિલાબ ઝિન્દાબાદ"ની બૂમો ઉપાડી લીધી, અને ધીરે ધીરે મજૂરોનું ટોળું ઇચ્છા અનિચ્છાએ લાલમેદાન તરફ જવા વિખરાયું

સૌ મેદાનમાં આવ્યા ત્યારે ત્યાંય મેદની એકઠી થઈ હતી આઠ વાગે કાર્યની શરૂઆત કરતાં પ્રાણલાલે તેમની આગળ હડતાળ કમિટીનો અહેવાલ કહ્યો ગઈ સાંજની મિટિંગ પૂરી થયા પછી અમને મિલમાલિકોએ બોલાવ્યા હતા પણ તેઓએ પૂરતી નોટિસ વિના જવા ના પાડી હતી આજે બપોરે જવાનું તેમણે નક્કી કર્યું હતું "તેમનું આ પગલું બતાવી આપે છે કે અત્યારથી જ તેમના પગ ધ્રૂજવા માંડ્યા છે તેમના હૃદયમાં ઉત્પાત મંડાયો છે મજૂરોનું સંગઠન જોઈ તેઓ હિંમત હારી ગયા છે આટલા ટૂંકા સમયમાં કોઈ મિલમાલિકે મસલત

કરવાની ઇચ્છા બતાવી નહોતી પણ હવે તેઓને તેમની નિર્બળતાઓ જણાવા માડી છે, તેઓ હવે જોઈ શક્યા છે, કે મજૂરોની માધારણ માગણીઓ કબૂલ કરવામા તેમને જ લાભ છે બના શકે કે આજે બપોરે જે વાટાઘાટ થશે, તેમાથી હડતાળ કમિટી વિજયી થઈ બહાર નીકળશે, અને સાજની મભામા તે વિજયની ખબર આપશે"

તેના આ નિવેદનને મજૂરોએ ઉત્સાહપૂર્વક વધાવી લીધુ બપોરે જ વિજય મળશે, એ ખબર કઈ જેવી તેવી નહોતી

નમચરણ બોલવા ઊભો થયો તેણે વિસ્તારપૂર્વક આ હડતાળનો ઇતિહાસ કહ્યો જૂની કાર્યવાહકસમિતિ જે કાર્ય કરતાં ગભરાતી હતી, તે આ સમિતિએ શરૂ કર્યું છે, અને તેની સફળતા પણ દેખાઈ રહી છે "મિલમાલિકો એ જૂના કાર્યકરોથી ગભરાતા નહોતા તે તેમનાથી અને તેમની કાર્યપદ્ધતિથી ટેવાઈ ગયા હતા આથી તેમને તેમનો ભય નહતો પણ આ નવા સભ્યોના ભૂતકાળના કાર્યોનો, સ્વાર્પણનો ઇતિહાસ એ માલિકોને ખબર છે, અને એથીજ તેઓ આટલા ટૂંકા સમયમા પગે પડતા આવ્યા છે!"

તેણે જ્યારે તેનું ભાષણ પૂરુ કર્યું ત્યારે તેણે નવી સમિતિના સભ્યોને જાણે દેવ બનાવી દીધા હતા તેઓ જે કાર્યનો આરભ કરે તેને સપૂર્ણ વિજય મળે, એવી તેમની શક્તિ છે, એવી અસર તેણે મજૂરો ઉપર કરી હતી

દીનેશ આ સૌ વખત તેનો રિપોર્ટ લઈ રહ્યો હતો તે એ ન્યાનો નહોતો, છતાં રામચરણના ભાષણે, એના મનમા આગલી રાતે જે નિરાશાની બીક તરી આવી હતી તે ફરી આવી અત્યારથી આવી રીતે ફત્તેહના બણગા ફૂકવા તે તેને ઠીક ન લાગ્યુ બની શકે કે બપોરે સમાધાન થઈ જાય, પણ તેનું પરિણામ ચોક્કસ ન જણાય ત્યા સુધી, તે વિષે જરી પણ વધારે પડતી વાત કરવી એ અયોગ્ય હતુ

તે ઊભો થયો પણ તે જ વખતે પ્રાણલાલે કહ્યુ કે સભાનું મુખ્ય કામ સવારમા સપૂર્ણ હડતાળ પડી છે, તે વિષે સતોષ નોધવાનું હતુ તે હવે સપૂર્ણ થઈ ગયુ છે

ઉત્સાહ ભર્યો આ મજૂરોની સભા વીખરાઈ ગઈ

## ૧૩

"રામચરણ! તારે આવુ ભાષણ કરવાની જરૂર નહોતી!" વેદીએ જ સભા પૂરી થતાં રામચરણને કહ્યું.

"એવું તે મેં શું કહ્યું?"

"તેં એમ કહ્યું કે આપણે સૌ દેવો છીએ, ઈશ્વર છીએ!" દીનેશે ચીઢથી કહ્યું.

"એટલું બધુ તો નહિ, પણ બપોરે શું થાય છે, તે નક્કી થતાં પહેલાં આપણા સૌનાં આટલાં વખાણ કરવાની જરૂર નહોતી!" વેદીએ કહ્યું.

"મેં કંઈ કોઈનાં વખાણ કર્યાં નથી. તમે આગલી સમિતિના સભ્યોને પૂરા ઓળખતા નથી, એટલે તમે એમ કહો છો!" રામચરણે ચીઢવાઈને કહ્યું. "મે જે કહ્યું છે તે સત્ય છે. તેમનાથી આપણે હજારગણા ચઢિયાતા છીએ."

"પણ તે આપણે કાર્યથી સાબીત ન કરીએ ત્યાં સુધી કહી ન શકાય;' પ્રાણલાલે પણ ઉમેર્યું, 'અનન્ત, એમાં કાંઈ ખાટુંમોળું થઈ ગયું નથી બપોરના સમાધાન થઈ જશે, તેમાં કંઈ સંશય નથી છતાંય તારે આવું કંઈ બોલવું જોઈતું નહોતું'

'પણ જો બપોરે આડું વેતરાયું અને હડતાળનો સમાધાનપૂર્વક અંત ન આવ્યો, તો આજના રામચરણના શબ્દો હડતાળિયાઓના મગજ ઉપર બહુ જ ખરાબ અસર કરશે" દીનેશે કહ્યું 'ગમે તેમ તોયે મેં મારા રિપોર્ટમાંથી તો તે કાઢી નાખ્યું છે, અને બીજા પત્રકારોને પણ તેમજ કરવા કહ્યું છે નહિ તો, તે વાંચી મિલમાલિકો આપણા ઉપર હસશે આપણી મશ્કરી ઉડાવશે, અને બીચારા મજૂરોને ભોળવી જશે"

ના, ના, એટલું બધું કંઈ એણે કહ્યું નહોતું' પ્રાણલાલે રામચરણનો બચાવ કર્યો

'મને તો સીડની વેબના શબ્દો યાદ આવે છે, 'મજૂરચળવળમાં મજૂરોને ગમે એવું પળાય એવું લાગતું હોય તોયે વચન ન આપવું'

"પણ આમાં વચન ક્યાં આપ્યું છે?" રામચરણ વધારે ચીડાયો

"એક વચન નથી આપ્યુ, હમેશને માટે વચન આપ્યુ છે કે હાનની સમિતિ જે કઈ કાર્ય માથા પર ઉપાડશે, તેમાં તે ટૂકા વખતમાં પૂરેપૂરી ફત્તેહ મેળવશે" વેદીએ કહ્યુ

"મે એવુ કઈ કહ્યુ જ નથી." રામચરણે કહ્યુ

"તો વાંચી જા, આ છેલ્લો રિપોર્ટ! તે વાંચી જશે અને તારા મન પર શી અસર થાય છે તેનું પૃથક્કરણ કરશે તો તને તારા શબ્દો સમજાશે" દીનેશે એની રિપોર્ટબૂક સામે ધરી

"તમે સૌ નકામા ચીડવાઓ છો. નાની વસ્તુને નકામુ મોટુ સ્વરૂપ આપો છો બાકી બધુ બપોર પછી જણાશે' પ્રાણલાલે તેમને લડતા અટકાવતા કહ્યુ

હુ પણ તેજ કહુ છુ" રામચરણે કહ્યુ

"આપણે બપોરે ક્યાં મળીશુ?" વેદીએ કટાળી પૂછ્યુ હજી તે રાતની કથળેલા ઊંઘ પછી સ્વસ્થ થયો નહોતો

'મડળની ઓફિસેથી જઈશુ એક વાગે બધા આવી રહેજો' પ્રાણલાલે સૂચવ્યુ

"હુ કદાચ મોડો પડુ તો વાટ ન જોતા હુ બારોબાર આવી પહોંચીશ" દીનેશે કહ્યુ એને એની નોકરી સભાળવાની હતી

"કંઈ વાંધો નહિ અમે તારી વાટ નહિ જોઈએ" ટકોર કરતાં સુબોધે કહ્યું

દીનેશ મોઢું ફેરવી ચાલી ગયો. બીજે કોઈ સ્થળે સુબોધે આમ કહ્યું હોત તો, તે એને એક તમાચો ચોડી કાઢત.

"ઊભો રહે, દીનેશ, હું ય તારી સાથે આવું છું" વેદીએ કહ્યું.

'કેમ?" દીનેશને વેદી તરફ ખાસ પ્રેમ નહોતો ને અત્યારે તે એકલો રહેવા ચાહતો હતો.

"મારે તારી સાથે કેટલીક વાત કરવી છે"

"પણ હું તો બારોબાર છાપખાનામાં જાઉં છું."

"કંઈ વાંધો નહિ. રસ્તે વાત કરી લઈશું"

## ૧૪

તેઓ બન્ને મોટરબસના જંક્શને આવ્યા. બસ દેખાતી નહોતી. દીનેશ તે જોઈ ચીડવાયો. સાજની આવૃત્તિમાં સાગમાં મારી રીતે આ ખબર આવવી જોઈએ, જેથી મિલમાલિકોને પણ ખબર પડે કે સમાધાનની વાતોથી તેઓ જરા પણ ભોળવાયા નથી.

" દીનેશ, આપણે આ હડતાળમાં ફતેહમંદ થઈશું ?" વેદીએ વાત છેડી

દીનેશ ચમક્યો. એના મનમાં જે વિચારો ચાલતા હતા, તેનો આ પડઘો સાંભળી તેણે વેદી સામે જોયું. હમેશનો શાંત દેખાતો જડ વેદી આકળો દેખાતો હતો.

" અલબત !" દીનેશે સ્વસ્થતા મેળવી કહ્યું.

" પણ ક્યારે ?"

" કદાચ આજે બપોરે જ "

" અને જો સમાધાન ન થાય તો ?'

' તો હડતાળ ચાલુ રહેશે "

" તેની તો મને પણ ખબર છે પણ તે ક્યાંસુધી ?"

" જ્યાં સુધી શત્રુ નમે ત્યાં સુધી " દીનેશે દૃઢતાથી કહ્યુ

" ખરેખર ? '

" અનમત તું આવો પોચો ક્યારથી થઈ ગયો ? હું તો ધારતો હતો કે તમારા પ્રાંતમા એવા શૂરવીરો થાય છે, કે કશાથી ગભરાય નહિ, અને તું તો હડતાળને પહેલે જ દિવસે ગભરાઈ ઊઠ્યો ! '

" મારો પોતાનો પ્રશ્ન હોત તો હું જરાય ગભરાત નહિ પણ આ તો બીજાઓનો વિચાર કરવાનો છે, અને બીજાઓ પણ એક બે નહિ પણ લગભગ પ દરસો માણસો ! એ બધા આપણા કહ્યા પ્રમાણે આજે કરે છે પણ તે જ કહ્યુ તેમ આપણે પેના વેમના શબ્દોમાં તેમને વિજયનું આડકતરી રીતે વચન આપ્યુ અને વિજય ન મળ્યો તો ? એ વચન પૂર્ણ ન થયુ તો ? શુ બધા ભૂખે મર્યા જ કરશે ? કે આપણી સામે થશે ? કે મિલમાં ભાગતોડ કરશે ? કે મૂગા ઘેટાની માફક ફરી મિલમા જઈ કામ કરશે ? ગઈ કાલે આખી રાત મે એ વિચાર કર્યો છે '

"તું નકામો ખોટો વિચાર કરી ગભરાય છે. તું ધારે છે, તેવું કંઈ થવાનું નથી. આપણી પાસે બે શક્તિઓ છે. એક તો મજૂરો પોતે — તેમની એકાગ્રતા. બીજી, છાપાંઓ અને તેમની મારફતે મળતી બીજા લોકોની સહાનુભૂતિ. એ બે હોય તો કોઈ પણ અન્યાય ક્યાં સુધી ચાલી શકે ? ક્યાં સુધી અન્યાયીઓ નીરાંતે બેસી શકે ?"

"તારી વાત સાચી છે, પણ તને કદી થતું નથી કે નિષ્ફળતા મળવાના ટકા પણ પૂરતા છે ?"

"હશે, પણ ગણિતની રીતે આ હડતાળો ચાલતી નથી ને ?"

"તે એ ખરું. પણ તેં કદીય નિષ્ફળ હડતાળ વિષે સાંભળ્યું કે વાંચ્યું નથી ?"

"સાંભળ્યું છે, અને વાંચ્યું છે, પણ ધીરે ધીરે વખત બદલાતો જાય છે ગરીબ ભદ્ર લોકોનો વર્ગ — મધ્યમ વર્ગ — પેટી બૂર્ઝવા — ધીરે ધીરે કામદારો તરફ આવતો જાય છે. ગરીબાઈ અને ભૂખમરાની હાડમારીઓ તેઓ સમજી શકે છે. બેકારીનો પ્રશ્ન કામદારો જેટલો જ તેમને પણ ગૂંચવે છે. એટલે જે વર્ગ પહેલાં કામદારો અને મજૂરોની ચળવળમાં જરાય રસ લેતો નહોતો તે આજે રસ લેતો થયો છે એથી સહાનુભૂતિ ધરાવનારા લોકોનો સમુદાય વધ્યો છે."

"પણ તેથી શું થયું ?"

"તે ઉપરાંત મેં તને કહ્યું તેમ છાપાંઓ દ્વારા મળતી સહાનુભૂતિ દશવર્ષ પહેલા આજના જેટલા છાપાં હતાં ? હતાં, તે આજના જેટલા રાષ્ટ્રીય વિચારનાં નહિ. એટલું જ નહિ પણ આજના જેટલાં મજૂરચળવળમાં ભાગ લેનારા પણ નહોતાં ૧૯૩૦ની જી. આઈ પી રેલવેની હડતાળ વિષે તેં કંઈ વાંચ્યું છે ? તે વખતે છાપાંઓને મજૂરોની ચળવળનો ઘણો જ ઓછો ખ્યાલ હતો આખરે એ હડતાળ સંકેલી લેવી પડી પણ આજે એ છાપાંઓ આ ખબરો પર બીજા રાષ્ટ્રીય ખબરો જેટલું જ કે કદાચ તેથી ય વધુ ધ્યાન આપે છે એટલે આજે—"

"આજે ય આપણને સંકેલી લેવી પડે તો ?"

"સંકેલી લઈશું અલબત તે કહ્યું તેમ તે શક્ય છે છેક અસંભવિત નથી પણ તેથી શું ? હા, મજૂરોના એટલા દિવસોના પગાર જશે—"

"એ શું માનભર્યું છે ?"

"તું પૂરેપૂરું સાંભળ ચાલ આ બસ આવી જોઈએ તો આપણે પછી બપોરે વાત કરીએ કારણકે અત્યારની ઘડીએ બસમાં હડતાળની વાત કરવી એ સલાહ ભરેલું નથી. તું એક કામ કર બાર સાડાબારે

છાપખાનામા આવ. પછી આપણે સાથે મંડળની ઑફિસે જઈશુ." બસમાં ચઢતાં દીનેશે કહ્યું અને વેદીની નામરજી હોવા છતાં તે છૂટો પડ્યો.

તો યે વેદીને આટલી વાતથી સંતોષ થયો. તેનામાં હિંમત આવી. તેના જીવને ગહત મળી ઉપરાંત, દીનેશ કે જે એને કદી એના છાપખાનામાં આવવાનું કહે નહિ તેણે છાપખાનામાં આવવાનું કહ્યું હતું આ એને માટે ઘણી સંતોષજનક વાત હતી.

## ૧૫

પ્રાણુનાલ અને સુમોધ મિત્ર આગળ ફરી સ્વયં-સેવકોમા ઉત્સાહ પ્રેરી ગયા

' કેમ શુ થયુ ? "

"ધાર્યા પ્રમાણે જ બધુ થયું છે સુબોધે કહ્યુ

' એટલે કે હડતાળની શરૂઆત થઈ ?' રામલાને કહ્યુ

"ના એટલુ જ નહિ, પણ ગઈ કાલે રાતે મિલના મૅનેજર પ્રાણુલાલને મળવા આવ્યો અને શેઠને ત્યા આવવા કહ્યુ પ્રાણુનાલે એકલા જવા ના પાડી, અને કહ્યુ કે જો શેઠનો ઈરાદો સમાધાન કરાવવાનો હોય તો આખી હડતાળ-સમિતિ તેને મળવા જશે"

"સારૂ કર્યું. પછી ?"

"પેલો પાછો ગયો, અને અડધા કલાક પછી આવીને કહી ગયો કે ભલે આજે બપોરે બે વાગે સમિતિ શેઠને ઘેર

જાય. પણ તેણે શેઠનો સંદેશો કહ્યો કે હડતાળની શરૂઆત ન કરવી."

"એટલે?"

"એટલે કે જો આજે બપોરે સમાધાન થાય તો હડતાળ શરૂ જ ન થાય. તે વખતે હુંય પ્રાણલાલને ત્યાં હતો. અમે બન્ને જણે કહ્યું કે શેઠને વિચાર કરવા માટે એક અઠવાડિયાનો વખત હતો. તે છતાં તે દરમિયાન એમણે નિર્ણય ન કર્યો; એટલે અમારે નિરૂપાયે કાલે હડતાળની શરૂઆત તો કરવી જ પડશે અને જો સમાધાન થશે, તો તેને બીજે દિવસે હડતાળ પૂરી થશે અને કામદારો કામ પર ચઢશે"

"એય સારું કર્યું. પણ તમારી સમિતિના બીજા સભ્યોએ તે વિષે શું કહ્યું?"

તેઓ પણ સંમત થયા છે. આજે સવારે તેમને અમે વાત કહી. હવે અમે બપોરે બે વાગે શેઠને મળવા જઈશું."

"ચાલો, સારું થયું. ટૂંકામાં પતી જશે."

"તમે એમ માનો છો કે સમાધાન થશે?" પ્રાણલાલે પૂછ્યું.

"તદ્દન સંભવિત છે."

"પણ એ આપણી બધી શરતો ન કબૂલે તો?"

"તમારી સમિતિએ તે વિષે શો વિચાર કર્યો ?"

"અમે હજી તે વિષે વિચાર નથી કર્યો બપોરે બાર વાગે અમે મંડળની ઑફિસ પર મળીને નક્કી કરીશું અને જો ચોક્કસ નિર્ણય નહિ થાય તો, શેઠની સાથે વાત કરીને પણ અમુક વખતમાં અમારો નિર્ણય જણાવવાનું કહી પહેલા પૂરેપૂરી ચર્ચા કરીશું"

"એ પણ ઠીક વિચાર છે" રામલાલે કહ્યું

' તમારો શો મત છે ?" પ્રાણલાલે અધીરાઈથી પૂછ્યુ. અત્યાર સુધી રામલાલે કશો મત બતાવ્યો નહોતો તે એની ધ્યાન બહાર નહોતુ.

"મારો પોતાનો મત જાણીને શુ કરવુ છે?" રામલાલે સામે પૂછ્યુ

કેમ નહિ ? તમે જ અમને ખરી રીતે આ કામ કરવા સોપ્યુ અને તે સફળ બનાવવામાં પણ તમારે પૂરો હિસ્સો આપવો જોઈએ"

"તમે પોતે નક્કી કરો તે જ ઠીક તમે કંઈ નાના કીકા નથી તમે મારા કરતા મજૂરચળવળમાં વધારે ઓતપ્રોત થયા છો એટલે તમારો સ્વતંત્ર નિર્ણય જ યોગ્ય કહી શકાય"

"છતાંય આવી બાબતોમા તમારો અનુભવ એટલો છે કે તેનો લાભ અમને મળે તો સારુ"

"તે વાત ખરી પણ તમારી હડતાળની તૈયારીઓ વિષે મને સ્વતંત્ર જાતઅનુભવથી ખબર નથી. મજૂરો આ હડતાળ માટે કેટલા તૈયાર થયા છે, તેમનો જુસ્સો કેવો છે, તેયે હુ જાણતો નથી આવી સ્થિતિમાં હું ચોક્કસ મત આપી શકું જ નહિ છતાય હું મત આપતા અચકાઉં છુ, એમ પણ ન માનશો ફક્ત એટલુ જ કહીશ કે મારા મતને એક અધૂરા અભ્યાસીનો મત ગણજો અને એનાથી વધારે તે ઉપર આશ્રય રાખતા નહિ"

"તમારા અનુભવ—"

"સાંભળ એક વખત એવો હતો, કે મજૂરોને આ ચળવળમાં રસ લેતા કરવાને ગમે તે સમાધાનની શરતો અમે કબૂલ કરતા. અલબત, તે વિષે મજૂરો અમને ગાળો દેતા, જેમણે એમા જરાય ભોગ ન આપ્યો હોય એવાઓ પણ અમને સ્વાર્થી, બદમાશ વગેરે કડવા નામો આપતા પણ આજે મજૂર ચળવળ એવી સ્થિતિ ઉપર આવી છે, કે તમે તરતનો લાભ છોડી દૂરના ભવિષ્યના લાભ માટે હડતાળ થોડો વધારે વખત લંબાવી શકો એટલે મારો મત એવો છે કે આપણી બધી શરતો જો શેઠ કબૂલ ન કરે, તો તમારે હડતાળ ચાલુ રાખવી"

"અમારો પણ એ જ મત છે"

"તે ઉપરાત બીજુ પણ એક કારણ છે. જુસ્સાદાર ચાલતી હડતાળને ચાલુ રાખવા માટે ઘણુ કરવુ પડતું નથી

પણ એક હડતાળ બંધ પડી, કામદારો ફરી કામે લાગી ગયા પછી, પાછી નવેસરથી હડતાળ પાડવી મુશ્કેલ છે ચાલતી ગાડી સહેજ ધક્કે આગળ ચાલી શકે છે, પણ ગાડીને પહેલા ચલાવતી વખતે વધારે બળથી ખેંચવી પડે છે એટલે ધારો કે શેઠ પેલાનો દંડ માફ કરે, એને ફરીથી નોકરીમાં દાખલ કરે, પણ બીજી બધી શરતો તે કબૂલ ન કરે, તો હડતાળ ચાલુ રાખવી યોગ્ય છે, એમ હું માનું છું"

"અમે પણ તમારા જ મતના છીએ"

"શું થયું?" તે વખતે મદા ઓરડામાં આવી "કંઈ ખાનગી વાત તો નથી ને?"

"ના, ના, કંઈ નથી, આવને!" રામનાલે તેને કહ્યું.

મદા આવી અને રામલાલ પાસે સોફા ઉપર બેઠી. "હડતાળનું શું થયું?"

સુબોધે બધી વાત કહી "ત્યારે આજની બપોરની મુલાકાતમાં તમને ખાસ શ્રદ્ધા નથી?"

"ના. અમે માનીએ છીએ કે મૂડીવાદ એટલો કમજોર થઈ ગયો નથી, કે એક દિવસમાં આમ નમતો આવે"

"ત્યારે, આજ સાંજે હડતાળનો નવો મંત્ર?"

"હા. જો કે રામચંદ્રે કેટલુંક કહી મનારે મજૂરોને જોઈએ તેનાથી વધુ આશા આપી છે, પરંતુ હું નથી

ધારતો કે મજૂરો એના કહેવા પર બહુ ધ્યાન આપે" પ્રાણલાલે કહ્યું

"કેમ, રામચરણે શું કહ્યું ?"

"લગભગ એવું કહ્યું કે આજે બપોરે શેઠ અમારા બધને પગે પડશે, અને અમને કહેશે, કે કૃપા કરીને મજૂરોને પાછા બોલાવો, ભલે તેઓ ઓછું કામ કરે, પણ તેમને કામ કરવા બોલાવો! ભલે તમે મિલનું બધું કામકાજ કરો, પણ તેને ચાલુ રાખો આથી મજૂરો ઘણા ખુશ થયા છે, પણ સાંજે બધું સાભળશે ત્યારે હું આશા રાખું છું કે તેઓને સખત આઘાત નહિ થાય ?"

"એવું કહેતા એને અટકાવવો હતોને ?"

"એને કેમ અટકાવાય ? અટકાવે અટકાય તેવો તે નથી એની માફક બોલવામાં તો વેદી જ પહોચે."

"હા એ વેદી તો સરસ છોકરો છે." રામલાલે કહ્યું "પણ કલ્પનાશક્તિ થોડી છે, તેથી એકધારુ કામ જ તે કરી શકે"

"ના, એને બીચારાને પોતાની જાતે કોઈએ કદી કામ કરવા દીધુ નથી, એટલે તેનામાં આત્મવિશ્વાસ નથી પણ જો એક આખું કામ એ પોતાની જાતે કરે, તો તે આદર્શ કાર્યકર થઈ શકે!" મદાએ કહ્યું

"હું ધારું છું કે સદાબેન વેદીના પૂરતા સંબંધમાં આવ્યાં નથી, એટલે તેને માટે આવો સરસ અભિપ્રાય આપે છે." સુબોધે કરડાકીથી કહ્યું.

"અને દીનેશ?" રામલાલે પૂછ્યું. "તે આ હડતાળના કામમાં કેવો છે?"

"ખાસ કંઈ દેખાતું નથી. પણ તે ઘણીજ ચંચળ પ્રકૃતિનો છે, એટલે કઈ વખતે તે ઊંધો ફરી બેસે તે કહી શકાય નહિ."

"એટલે?"

"કાલે ઊઠીને એને લાગે કે હડતાળસમિતિ યોગ્ય નથી કરતી, તો તે વધુ મતને માન આપી સાથે જ કામ ન કરે, પણ તરત હોહા કરી જુદો પડે."

"હું ધારું છું કે તેની બાબતમાં પણ મારે તમારાથી જુદા પડવું પડશે. દીનેશ જેવો —"

"હું આવું કે?" દીનેશનો અવાજ આવ્યો.

બધાં ચમક્યાં. "આવને, તારીજ વાત થતી હતી." રામલાલે કહ્યું.

## ૧૬

"મારી શી વાત કરતાં હતા ?"

"તારો આજની બપોરની મુલાકાત વિષે શો મત છે ?"

"તે તો કેમ કહી શકાય ?"

"તુ માને છે કે બધી શરતો કબૂલ કરશે ?"

"અલબત નહિ."

"ત્યારે, જે શરતો શેઠ કબૂલ કરે, તેનાથી સંતોષ માની હડતાળ તું બંધ કરાવે કે ચાલુ રાખે ?"

દીનેશે પ્રાણુલાલ, સુબોધ અને સદા સામે જોયુ. તેને લાગ્યું કે તેની પરીક્ષા લેવાઈ રહી છે. તેને તે ઠીક ન લાગ્યુ. તે અત્યારે સદાને મળવા આવ્યો હતો. પણ સદા સાથે વાત કરી શકાય એવું તેને લાગ્યુ નહિ આથી, વાતચીત જલદીથી

પૂરી થાય એ હેતુથી તેણે કહ્યુ, "હું પોતે હોઉ તો હડતાળ ચાલુ ગણું. પણ ક્યાં સુધી તે નક્કી ન કહી શકુ."

"હા, સત્યાગ્રહની મર્યાદા બાંધવી ઘણી મુશ્કેલ છે" સદાએ ઉમેર્યું "પણ હું ધારુ છુ કે સમિતિના બીજા બધા સભ્યો એવા મતના હોય કે હડતાળ બંધ રાખવી તો તું શુ કરે?"

"મારા મત પ્રમાણે લાવવા પ્રયત્ન કરુ પણ હું નથી ધારતો કે પ્રાણલાલ કે સુબોધ જેવાઓનો એવો ઊલટો મત હોય તો મારુ કહેલુ તેઓ કદી માને"

"કેમ, અમે બહુ હીના છીએ?"

"તે શબ્દોમાં મૂકવાની ખાસ જરૂર છે?" દીનેશે સામે કહ્યુ

"તુ અત્યારે કંઈ સારા દિમાગમાં લાગતો નથી" રામલાલે હસવામાં વાત ઉડાવતાં કહ્યું, "આ બન્ને જણ પણ તારા જ મતના છે, પરિણામે સાંજની સભામાં બનતા સુધી તમારે મજૂરોને સમાધાનમા મળેલી નિષ્ફળતા વિષે કહેવાનું રહેશે"

"હું તો કહેવાને તૈયાર છુ અને હું માનુ છુ કે હપ તરત તો તેઓ શાંત ચિત્તે આપણું પગલું વખાણશે પછીની વાત પછી" દીનેશે કહ્યુ "આતો હું જાહેર હું તો દેશન

રામલાલભાઈનો પોતાનો મત જાણવા આવ્યો હતો. હું ધારું છું કે તમારો મત પણ એજ છે?"

"હા, પણ તે વિષે છાપામાં કંઈ લખતો નહિ."

"અને લખું તોયે, તમને હવે ક્યાં કશી બીક રહી છે?"

"ના, બીક તો નથી. પણ ખોટી જાહેરાતનું કંઈ કારણ?"

"એ જ કે તમારા પોલિસમિત્રોને તમારા ઉપર વધારે ધ્યાન આપવાનુ મન થાય."

"એમાં મને કંઈ નુકસાન નથી. મને તેઓ કંઈ કરી શકે એમ નથી. હા, સદા જેવીને મારા ઘરમા રહેતી જોઈને તેની નોકરી જોખમમાં આવી પડે!" રામલાલે સદા સામે હસીને કહ્યું.

"એવી એક નોકરી નહિ હોય તો મારું શું જવાનું છે?"

"હા આ ઘર તો તારે માટે ઉઘાડું જ છે. ખાવાનું ખૂટવાનું નથી." લાડથી રામલાલે કહ્યું.

"સદાબેનને નોકરીમાંથી કાઢી મૂકવાનું ચોક્કસ હોય તો તો જરૂર છાપામાં લખું, કારણ કે હડતાળમાં એમની ખાસ જરૂર છે."

"દીનેશ, જે વખતે મને લાગશે કે મારે હડતાળમાં ચોવીસે કલાક કામ કરવું જોઈએ, તે વખતે હું જ નોકરી છોડી દઈશ" સદાએ ઉશ્કેરાઈ કહ્યું

"પછી બીજી નોકરી જલદી નહિ મળે!" રામનાવે હસતા કહ્યું.

"વાંધો નહિ તમારું ઘર તો રહેવા ખાવા પૂરતું છે ને?'

"હા, તેવો વાંધો તો નહિ આવે"

"હું જઈશ" એકાએક દીનેશે કહ્યું

"અમે યે જઈશું. જો વખત હશે, તો અમે સાંજની મીટિંગ પહેલા મળી જઈશું" પ્રાણલાલ અને સુબોધ પણ ઊભા થયા

અને દીનેશની પાછળ પ્રાણલાલ અને સુબોધ પણ નીકળ્યા

"કોણ જાણે આ હડતાળનો કેવોક અંત આવશે!" સદાએ નીસાસા સથે કહ્યું

"કેમ આટલામા કંટાળી ગઈ?'

"ના"

અને સદા ઊંડા વિચારમા પડી ગઈ

## ૧૭

બાર વાગે જ્યારે વેદી દીનેશને છાપખાનામા મળ્યો ત્યારે દીનેશનું દિમાગ સુધર્યું નહોતુ. સવારની વાત પછી એના મગજમા એક વિચિત્ર વિચાર પેદા થયો હતો, અને એકાએક તેનું મન ગભરાઈ ઊઠ્યું. તે વિચાર સદાનો હતો. સદાને રામલાલ સાથે બેઠેલી અને લાડથી વાત કરતી જોઈ તેના મનમાં એકાએક શંકા થઈ 'સદા ને રામલાલનો શો સબંધ હશે? તેઓ ફક્ત મિત્રો જ હશે? કે તેમનો સબંધ એથી કંઈ જુદો જ હશે? આવી રીતે સદા રામલાલ જેવા અપરીચિત સાથે કેમ રહેતી હશે? શરૂઆતમા આવી હોય, ત્યારે તો સમજી શકાય પણ તેને આવ્યાને આટલા બધા દિવસ થઈ ગયા, છતા ય તે જુદા ઘરમા શા માટે રહેતી નહિ હોય? તે યે શુ — ના, પણ સદાને વિષે એવુ શી રીતે ધારી શકાય? પણ એ યે નર્સ છે — પણ તેથી શુ? અને રામલાલ વિષે કેટલી

ખરાબ અફવાઓ છે, તે હું કયાં નથી જાણતો? જ્યારે ચાર વર્ષ ઉપર તેમણે કોંગ્રેસ કમીટીના પ્રમુખ થવાનું નક્કી કર્યું ત્યારે તેમને વિષે કેટલી ખરાબ વાતો છાપાંમાં આવી હતી? છતાં ત્યારે તેમણે કોઈ છાપાંઓ પર બદનક્ષીની ફરિયાદ માંડી નહોતી. ત્યારે શું એ વાતો સાચી હશે? અને સદા ત્યારે તો — ના, ના,— સદાબેન વિષે એવો વિચાર પણ ન કરી શકાય. એને માટે તો ફક્ત માન જ ઊપજે, તે તો પૂજ્ય જ ગણાય. એને માટે હું ખરાબ વિચાર શા આધારે કરું? — પણ આજ સવારે બન્ને જણાં કેવી રીતે વાતો કરતાં હતાં? — ના, ના, કોણ જાણે — પણ ના—' આવી માનસિક ભાંજગડમાં તે એનું કામ યંત્રની માફક કર્યો જતો હતો. તેવામાં વેદી આવ્યો.

વેદીએ જો કે આવી કોઈ ભાંજગડમાં સવાર ગાળી નહોતી, પણ હડતાળની જોખમદારી તેને માટે ઘણી મોટી હતી. એ ભારથી લદાયેલું મન, તેને બીજા કશામાં ચિત્ત પરોવવા દેતું નહિ. આથી, તે દીનેશે કહેલા વખત પહેલાં આવી પહોંચ્યો. દીનેશને કામમાં જોઈ તેણે આજુબાજુ પડેલાં છાપાં વાંચવા માંડ્યાં.

દીનેશ પણ તેના તરફ કંઈ ખાસ ધ્યાન ન આપતાં, પોતાનું કામ કરવામાં જ મશગુલ રહ્યો.

આખરે વેદી કંટાળ્યો. "દીનેશ, તને આવતાં વાર લાગશે?"

"ના, હમણાં આવ્યો. પણ હા, એક વાત કહેતાં હું ભૂલી ગયો. સવારે રામલાલને ત્યાં હું, પ્રાણલાલ ને સુબોધ ગયા હતા. ત્યાં અમે સૌ એ નિર્ણય પર આવ્યા કે બધી શરતો બપોરે માન્ય ન થાય તો હડતાળ ચાલુ રાખવી."

"મને કેમ ન બોલાવ્યો?" વેદીને ખોટું લાગ્યુ.

"અમે સૌ એકાએક જ ત્યાં જઈ પહોંચ્યા અને એકઠા થયા. એટલે દરેકે પોતપોતાનો મત કહ્યો, અને આશ્ચર્યની વાત તો એ કે બધાનો મત સરખો નીકળ્યો. મને મારો મત બદલવાનુ મન થયુ!" દીનેશે અડધી ગંભીરતાથી કહ્યું.

"પણ તે મત બદલવો જ જોઈએ! આપણે બધા મજૂરોને આદર્શવાદી શરતો માટે આમ ભૂખે કયા સુધી મારી શકીએ?"

"અમે પાંચે થોડોક અનુભવ તો ધરાવીએ છીએ—"

"પાચે કોણ? રામચરણ પણ હતો?"

"ના, સદાબેન ત્યાં હતાં—"

"અને તે યે આ મતમા હતાં?"

"હા."

"બની શકે જ નહિ"

"હવે તે વાત પડતી મૂક જો, બાર થવા આવ્યા અને જો તારે મંડળની ઑફિસ પર જવુ હોય તો ચાલવા માડ મને જરા મોડુ થશે.

બબડતો ફફડતો વેદી, દીનેશને તેની ઉપર હસતો મૂકી છાપખાનામાથી બહાર નીકળ્યો. 'હું સમિતિનો સભ્ય હોવા છતાંય આ લોકો મને કશાયમા ભાગ લેવા દેતા નથી ને આ દીનેશ સભ્ય નથી છતા જરાજરામા ત્યા જઈ પહોંચે છે! એ સદાબેન પાછળ ગાંડો જ થયો લાગે છે. જાણે સદાબેનને તેના સિવાય કંઈ બીજો ધંધો જ નહિ હોય! પણ સદાબેન, પણ આવાજ મતનાં હશે? કે દીનેશ મશ્કરી તો નહિ કરતો હોય? એનું કઈ કહેવાય નહિ કઈ વખતે તે મશ્કરી કરે છે, અને કઈ વખતે તે ગંભીર હોય છે, તેની મને કંઈ સમજ જ પડતી નથી એને ગંભીર ગણવો જ ન જોઈએ. પેલા સુબોધ ને પ્રાણલાલ ઠીક એનો ઉધડો લે છે. તેઓ તો એને કાંઈ જ આપતા નથી આ સમિતિમા પણ, રામલાલભાઈએ કહ્યું ન હોત તો એને લેત જ નહિ પણ એના સારા ભાગ્યે એને સમિતિમાં કામ કરવાની તક મળી હા, એ બોલી શકે છે, સારુ લખીયે શકે છે, પણ આવા કામમાં સમગ્ર પ્રશ્ન પર ગભીરતાથી વિચાર કરવાની શક્તિ કેળવવી પડે છે, તે જ એનામાં નથી ખરેખર, એનું શુ થશે? આવી સુખ-

ભરી, રમુજભરી જિંદગી એ ક્યાં સુધી ગાળી શકશે? પરણશે, જિંદગીની જોખમદારીઓ આવી પડશે, ત્યારે એની હાસ્યવૃત્તિ ક્યાની ક્યા જતી રહેશે!—હશે, પણ પરણવાની એને ક્યા ઉતાવળ છે?

'—પણ સદાબેનને પરણવાનો વિચાર તો એને નહિ આવતો હોય? પણ સદાબેનનો જ પરણવાનો વિચાર નહિ હોય ને! નહિ તો નર્સનો ધંધો કેમ કરે? માબાપના કહ્યા પ્રમાણે સીધા સીધા પરણી ન જાય? પણ એમને માબાપ નહિ હોય તો? એકલુ જ જીવન ગાળતા હોય, અને એ જીવન ગાળતા કંટાળી ગયા હોય તો? તો આવા રમુજી અને બીનજોખમદાર દીનેશને પરણી પણ જાય!—પણ ના, ના, એમ કંઈ તે કોઈ નાલાયકને પરણે નહિ તેમને પરણવુ જ હોય તો કેવા સારા માણસને પરણી શકે? સમાજમાં સારો હોદ્દો ભોગવતા અનેક માણસો એને પરણવા તૈયાર થાય—તેમને તે ન પરણે?' એકાએક તેની વિચાર પરંપરા અટકી તે રસ્તામાં ઊભો રહ્યો, આજુબાજુ નજર ફેરવી ઘણા લોકો આવતા જતા હતા, નહિ તો, સમાજમાં સારા હોદ્દા ભોગવનાર માણસોને ઊંચા ગણવાના ભયંકર પાપ માટે તે પોતાના ગાલ પર તમાચા મારત.

તે મંડળની ઓફિસ ઉપર આવ્યો ત્યારે પ્રાણલાલ, સુબોધ અને રામચરણ ઉપરાંત બીજા પણ મંડળના કેટલાક

સભ્યો હતા. તેઓ બપોરની મુલાકાતની ગંભીરતાથી ચર્ચા કરી રહ્યા હતા. બધાનો જ એવો મત હતો કે તેમણે મિલના કાર્યવાહકોને શરતોનો જે ખરડો મોકલ્યો હતો, તે ખરડાની બધી શરતો સ્વીકારાય તો જ હડતાળ બંધ રાખવી, નહિ તો ચાલુ રાખવી.

વેદીનો મત પૂછવાની કોઈએ દરકાર ન કરી. એનામાં પોતાનો મત વિના પૂછ્યે આપવાની હિંમત નહોતી. તે જાણતો હતો કે જો તે પોતાનો ખરો મત જાહેર કરશે તો તેને બીકુ, બાયલો કહી તેના પર બધા તૂટી પડશે, અને એકલે હાથે તેનાથી લઢી શકાશે નહિ.

આથી થોડો વખત શાંતિથી ચર્ચા સાંભળ્યા પછી તેણે મંડળની ઘડિયાળ તરફ જોઈ પૂછ્યું, "આપણે ક્યારે નીકળવું છે?"

"દોઢ વાગ્યા સુધી દીનેશની વાટ જોઈશું. ત્યાં સુધી તે નહિ આવે તો પછી આપણે જઈશું. બે વાગતા સુધીમાં પહોંચી શકાશે"

૧૮

દોઢ વાગે તેઓ નીકળ્યા બહાર નીકળતાં જ દીનેશ મળ્યો બધા સાથે શેઠને બંગલે પહોચ્યા

ભગવાનદાસ શેઠ મિલના મૅનેજિંગ એજન્ટ હતા બાપીકી દોલતનો આ પણ એક ભાગ હતો. એમના બાપે એ એજન્સીમાંથી સારા પૈસા મેળવ્યા હતા. તેમના મૃત્યુ પછી ભગવાનદાસે પણ પોતાની આવડત ઉપરાંત બીજા અનેક કારણોએ એ એજન્સીમાંથી ઘણા પૈસા મેળવ્યા હતા

તેમણે કૉલેજનુ શિક્ષણ મેળવ્યુ હતુ. અર્થશાસ્ત્રના પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો ઉત્પાદન અને ઉપયોગના સિદ્ધાંતો બરાબર હૈયે ઉતાર્યા હતા ઉત્પાદકો અને ઉપયોગ કરનારા વચ્ચે કેવી રીતે યોગ્ય વહેંચણી કરવી, તે યે તે શીખ્યો હતો માગ અને દેણના કાયદાઓ તેમણે ગોખ્યા હતા. કેટલેક અંશે એ શિક્ષણનો ઉપયોગ તેમણે પોતાના વેપારમા કર્યો હતો

પણ કૉલેજમા તે જે નહિ શીખેલા તે એમણે મિલનું કામ હાથમા લીધુ ત્યારે શીખવુ પડ્યુ હતુ હરીફાઈની તીવ્રતા જેટલી અર્થશાસ્ત્રની ચોપડીમા દેખાતી તેના કરતાં તેમને મિલનો માલ વેચવામા વધારે લાગતી એ હરીફાઈને લીધે પ્રમાણમાં તેમનો નફો ઓછો થતો જતો હતો તે પણ તે દેખી શક્યા હતા

પુસ્તકોમાં હરીફાઈ કેવી રીતે અટકાવવી તેનો ઉપાય બતાવવામા આવ્યો હતો હરીફો એકત્ર થાય અને નફાનું એક ધોરણ નક્કી કરે, તો બધા જ હરીફો વધારે નફો મેળવે. પણ તે ઉપાય તેમને મિલના કારભારમાં કામ ન લાગ્યો, કારણ કે તેમના હરીફો શહેરમા જ નહોતા, પણ આખી દુનિયામા પ્રસરેલા હતા જપાન અને લેંકેશાયરની હરીફાઈને પહોંચી વળવાની એમનામા શક્તિ નહોતી

તેમણે ઇંગ્લાંડ અને જપાનની મુસાફરી કરી પણ સમજ ન પડી કે શી રીતે ઉત્પાદન સસ્તું થઈ શકે. છતાય દરરોજ તે દેશોનો માલ સસ્તો ને સસ્તો થતો જતો હતો અને પોતાના માલની ખપત ઘટતી જતી હતી. તે સાથે નફાનું પ્રમાણ પણ ઘટતું જતું હતું

તેમણે નવી મશીનરી મગાવી, મિલમાં ગોઠવાવી. પરિણામે મજૂરો ઓછા થયા, પણ નફો ખાસ વધ્યો નહિ ફક્ત મજૂરો તરફથી વિરોધ જ વધ્યો।

કોલેજના શિક્ષણમા તેમણે મજૂરોની ચળવળોનો પણ અભ્યાસ કર્યો હતો. તે વખતે તેમણે તેમના પિતા સાથે આદર્શવાદી ચર્ચાઓ પણ કરી હતી. પણ એમના બાપે કહ્યુ હતું તેમ જ્યારે મિલનો કારભાર તેમના પોતાના હાથમા આવ્યો, ત્યારે તેમને દેખાઈ આવ્યુ કે મજૂરોની ચળવળ કોઈ પણ રીતે મજૂરોને લાભદાયક નહોતી. ખોટી હડતાળોથી તેમને નુકસાન થાય છે, અને પછી મિલ-માલિકોથી તેમને કોઈ પણ રીતની રાહત આપવી પોષાય તેમ નથી જ્યારે પોતાનો જ નફો ઓછો થતો હોય તે વખતે મજૂરોના પગારનુ ધોરણ વધારવુ કે તેમના કામનો વખત ઓછો કરવો એ પરવડી શકે તેમ નહોતુ નફો વધારે હોત ત્યારેય તેમણે તેમ કર્યું હોત કે કેમ તેયે એક પ્રશ્ન હતો

છતાંય તેમની મિલમાં હજી સુધી હડતાળ પડી નહોતી. બીજી મિલોમાં હડતાળ પડી ત્યારે તેમણે તેના માલિકો પ્રત્યે સહાનુભૂતિ બતાવી હતી દરમ્યાન તેમને જોખમે અને કિંમતે વધારે નફો પણ ખાધો હતો. તેમણે તેમને એમ પણ કહ્યું હતું, કે એમની મિલ જે આદર્શ રીતે ચાલે છે, તે રીતે સૌ ચલાવે તો મજૂરો જરાય અસંતોષ ન બતાવે.

પણ એકાએક હડતાળ પડવાથી તે ગભરાઈ ઊઠ્યા. તેમણે કારણની જાતે તપાસ કરી મજૂરનો દંડ થયો તેમાં

એમને બન્ને પક્ષની થોડી ભૂલ દેખાઈ હતી. પણ જો તે પ્રમાણે સખ્તાઈથી ન વર્તાય તો મજૂરો માથે ચઢી બેસે, મૅનેજરના એ સૂત્રમાં તેમને વજૂદ દેખાયું હતું.

છતાં ય જ્યારે હડતાળ શરૂ થઈ ત્યારે એમને લાગ્યું કે એમણે કંઈક કરવું જોઈએ. બીજા કોઈ કારણથી નહિ તો, માત્ર એમની આદર્શ મિલમાલિકની પ્રતિષ્ઠા જાળવી રાખવા ખાતર પણ કંઈક કરવું જોઈએ. એમને લાગ્યું કે પોતાના કારભારની મોટી મોટી વાતો બીજા મિલમાલિકોને તેમની મિલની હડતાળ વખતે કહી હતી તે બધી હવે પોલી દેખાશે.

આથી તેમણે છેલ્લી ઘડીએ પ્રાણલાલને બોલાવ્યો અને બીજી જ પળે પોતાના એ કાર્ય માટે તે પસ્તાયા. થોડા વખત પછી તેમને સંદેશો મળ્યો કે સમિતિના સભ્યો એકઠા મળે ત્યાં સુધી કંઈ કરી શકાય એમ નથી, ત્યારે તેમને વધારે પસ્તાવો થયો. તે જાણતા હતા કે મજૂરોના આખા ખરડાને પોતે સ્વીકારી શકે એમ નથી. એમાં પોતાના કારભારને આર્થિક નુકસાન પહોંચે એમ હતું. એટલું જ નહિ, પણ પોતાના હાથ નીચેના માણસો આગળ માનહાનિ થવાનો પણ સંભવ હતો.

છતાંય તેમણે બપોરે મળવાનું કબૂલ કર્યું. તેમણે તે સમિતિ આગળ મોટી મોટી વાતો કરી, બધી વાત તેમના

ઉપર ઢોળી નાંખવાનો મનમાં નિશ્ચય કર્યો હતો. એમ કરતાં જો સમિતિ સમજી જાય, તો હડતાળ પૂરી થાય; એટલુંજ નહિ પણ તેના મિત્રમાલિકો આગળ અને પોતાના હાથનીચેના અમલદારોમા પોતે પોતાની મુત્સદ્દીગીરીનાં બણગાં ફૂંકી શકે.

તેમની ઉમર બહુ નહોતી. ભાગ્યે પાંત્રીસ વર્ષની હશે. મધ્યમ ઊંચાઈના અને દેખાવડા ચહેરાના હોવાથી સાધારણ શ્રીમંત વર્ગના શેઠિયા જેવો તેમનો દેખાવ હતો. મિલકત પોતાના હાથમાં આવ્યા પછી તેમણે ધીમું અને મીઠું બોલવાની ટેવ કેળવી હતી. હસવામાં ન ગમતી વાત ઉડાવી દેવાની કળા પણ તેમણે સાધ્ય કરી હતી.

સમિતિના સભ્યોને તેમણે સ્મિતપૂર્વક આવકાર આપ્યો. મિલનો મેનેજર પણ હાજર હતો. તેને પોતાની પાસે બેસાડી તેમણે સભ્યોને આસન લેવા કહ્યું.

"ચહા પીશો ? બપોરની ચહા પીવાનો લગભગ વખત થયો છે." તેમણે સૂચવ્યું.

પણ ચહા પીવાની તરફેણમાં કોઈ નહોતું. "સારૂ, હું ય પછી ચહા પીશ" સમિતિના સભ્યોના કામને લીધે, હડતાળને લીધે, ચહા પીવાનુ અતિ અગત્યનું કામ તેઓ છોડી દે છે, એ જણાવવાનો તેમનો હેતુ હતો. પણ

સમિતિના સભ્યો ઉપર તેની કોઈ પણ પ્રકારની અસર ન થઈ

"હવે આપણે આપણું કામ શરૂ કરીએ પેનો ખરડાનો કાગળ લાવો ને!" તેમણે પોતાના મેનેજરને કહ્યું મેનેજરે તે કાગળ કાઢી આપ્યો "મેનેજર અહીં બેસે તેનો તમને વાંધો નથી ને?"

"ના" પ્રાણનાથે કહ્યું

'બીજા થોડાક જણને બોલાવો તો યે અમને વાંધો નથી' રામચરણે કહ્યું શેઠની મીઠી વાતોથી તે ચીડાવા માંડ્યો હતો

ના, બીજા કોઈનું આપણે કામ નથી' મીઠાશથી શેઠે જવાબ આપ્યો "જુઓ, આ તમારા ખરડાની બધી શરતો કબૂલ થશે એ તો તમે પોતે જ માનતા ન હોવા જોઈએ આમાંની કેટલીક શરતો—"

'તમારી ત્યાં ભૂલ થાય છે' પ્રાણનાથે વચ્ચેથી જ કહ્યું "આ બધી શરતો અમે તમને મોકલી ત્યારે પૂરો વિચાર કર્યો હતો અને ઓછામાં ઓછી માંગણીઓ જ અમે તેમા રજૂ કરી છે'

તે તો હું સમજી શકું છું પણ તમે જોઈ શકશો કે આ પગારના ધોરણનું ધોરણ જે તમે સૂચવ્યું છે, તે વધારે પડતું છે'

"અમારાથી તે જ સમજી શકાતું નથી. અમે માનીએ છીએ કે હાલના સંજોગોમાં અમે સૂચવેલા પગારના દર યોગ્ય જ છે."

"ત્યારે તમે હાલના સંજોગોને વૈજ્ઞાનિક દૃષ્ટિથી જોતા નથી, એમ મારે કહેવું જોઈએ. મને પૂરું કહેવા દો." પ્રાણલાલ કંઈ બોલવા જતો હતો તેને અટકાવી તેમણે કહ્યું, "આ ઉદ્યોગના ઇતિહાસની તમને ખબર છે, એમ હું માની લઉં છું. જ્યારે આખું જગત આર્થિક મંદીમાં આવી પડ્યું હતું, ત્યારે સ્વદેશી ચળવળને અણધાર્યો લાભ મળ્યો હતો, તે હું કબૂલ કરું છું. પણ તમે જાણતા હશો કે એ સ્વદેશી ચળવળનો ઊભરો પૂરો થયો ત્યાર પછી આ ઉદ્યોગને પ્રત્યાઘાત પહોંચ્યા છે. સ્વદેશી ચળવળની હરીફાઇને પહોંચી વળવા જાપાને અને લેંકેશાયરે પોતાના માલની કિંમત લગભગ નહિ જેવી કરી મૂકી. આથી જ્યારે સ્વદેશી માલ જ ખરીદનારાઓની સંખ્યા ઓછી થતી ગઈ, ત્યારે પરદેશી માલ અહીં એટલો સસ્તામાં મળતો હતો કે એમની સામે ઊભા રહેવું અમારે માટે અશક્ય હતુ. તે વખતે યે આર્થિક મંદી તો ચાલુ જ હતી. આવી સ્થિતિમાં હિંદના મિલ ઉદ્યોગને એવડો ધોકો પહોચ્યો. હું માનું છું—અને તમારે જોઈએ તો હું આકડાઓ આપવાને તૈયાર છું—કે હજી એ સ્થિતિમાંથી મિલ ઉદ્યોગ પૂરેપૂરો નીકળી શકયો નથી. તેવે વખતે આ પગારના દર ગેરવ્યાજબી છે."

"અમને એ વ્યાજબી લાગે છે" સુબોધે કહ્યું

"'હા' અને 'ના' ને વેર હોય છે તમારે જોઈએ તો હું મહેજ છૂટછાટ આપી શકું અનમત જે મજૂરને કાઢી મૂક્યો છે, તેને અમે પાછો લઈશુ" શેઠે મારા બદલતાં કહ્યુ, "જે મજૂરોએ હડતાળ પાડી છે, તે સૌને અમે પાછા લઈશુ એમનો ચઢેલો પગાર હમેશની માફક આપવામા આવશે અનમત, આજનો પગાર તો તમે માગી ન જ શકો પગારના દરનો પણ આપણે વિચાર કરીશુ તમે નક્કી કરેલુ ધોરણ તમને વ્યાજબી લાગતુ હોય તો યે મિલે છેલ્લા કેટલાંક વર્ષથી કરેલો નફો જોતાં, એ ધોરણ પરવડી શકે એમ છે જ નહિ મે તમને આગળ કહ્યુ તેમ હું તમને આકડાઓ, જોઈએ તો ચોપડાઓ પણ આપવાને તૈયાર છુ તમે તમારી જાતે જ જોઈ શકશો કે તમે બતાવેલા ધોરણે મજૂરોને પગાર આપવાથી મિલ ફાયદો ન કરી શકે તમને જોઈએ તો મારો એકાઉન્ટન્ટ તમારી સાથે બેસશે, અને મિલના થતા નફાના પ્રમાણમા યોગ્ય હોય તેવો પગારમાં વધારો કરીએ પણ તમે દર્શાવ્યો છે, તે વધારો તો અશક્ય છે' શેઠે પોતાનુ વક્તવ્ય પુરુ કર્યું

તેની બનાઈ ભરેલી સૂચનાએ સમિતિના બધા સભ્યોના મનને હચમચાવી નાખ્યા તેમણે કલ્પી હતી તેનાથી જુદી જ જાતની વાત તેમની સામે રજૂ કરવામાં

આવી હતી. પણ આટલી વાતથી તેઓ કબૂલ થઈ જશે, તે શેઠ પણ માન્યુ નહોતુ કારણ કે ખરડાની બીજી એક શરત બિલકુલ ન કબૂલ કરી શકાય એવી હતી. દર વર્ષે પંદર દિવસની માંદગીની રજા ચઢતે પગારે માંગવામાં આવી હતી જો કે, તે ઉરાડી દેવા માટે પણ શેઠ પાસે સાધનો હતા

"હવે બીજી વાત. આ માંદગીના દિવસોની વાત. તમે ૫દર દિવસની ચઢતે પગારે રજા માગી છે. દરરોજનો મિલના મજૂરોનો પગાર લગભગ ૧૬૦૦ રૂપિયાનો થયો. ૫દર દિવસનો પગાર ચોવીસ હજાર રૂપિયા થયો. એટલુ બધુ નુકસાન સહેલાઈથી ખમી શકે તેવી મિલની સ્થિતિ નથી. અલબત, હુ જાણુ છુ કે તમે દર્શાવેલી શરતની જરૂરિયાત છે હુ યે ઇચ્છુ છુ કે મજૂરને એવી રજા મળવી જોઈએ પણ તમે જ વિચાર કરો કે મિલ જે થોડો ઘણો નફો કરે છે, તેમાં ૨૪૦૦૦ રૂપિયાનો ખાડો કેટલો મોટો થઈ જાય? તમે જ વિચાર કરો કે તે નુકશાન આ મિલ ખમી શકે? પરિણામે એવો વખત આવે કે મિલ બંધ કરવી પડે, અને બધા મજૂરોને પંદર દિવસને બદલે હમેશને માટે ઘેર બેસવુ પડે! બોલો, હવે મને તમારો શો ઉત્તર છે તે કહો. આ બે સિવાય હું તમારી બધી શરતો માનવા તૈયાર છુ. હડતાળ તો મને તેમજ મજૂરોને બન્નેને નુકશાનકર્તા છે. મનેય મજૂરો અને તેમના કુટુબો માટે

મહાનુભૂતિ છે. મારી હઠને લીધે એમને ભૂખે મારવાનો મારો જરાય વિચાર નથી માટે જ હું આટલું કબૂલ કરું છું. એ ધ્યાનમાં રાખજો " શેઠ અટક્યા. એમણે બધા સામે જોયું. તેમના જુવાન, બીનઅનુભવી મોઢા જોઈને સંતોષ થયો "હા, એક વાત કહેતા હું ભૂલી ગયો હું તમારા મજૂરમંડળને પણ કબૂલ કરવા તૈયાર છું ભવિષ્યમાં કંઈ પણ ટંટો થાય તો તમારા મંડળની લવાદગીરી હું કબૂલ કરું છું" શેઠે પોતાની ભલાઈનું છેલ્લુ પ્રદર્શન કર્યું. પોતાની માયાળુ વર્તણૂકથી દબાઈ ગયેલા સમિતિના સભ્યોને જોઈ એમને મનમાં હસવુ આવ્યું "છોકરાઓ !"

બધા સભ્યો ઉપર એમના બોલવાની જુદી જુદી અસર થઈ હતી પણ એક વાત તો સૌના મનમાં ચોક્કસ હતી, કે તેમણે આવી સારી વર્તણૂકની આશા રાખી નહોતી

રામચરણને શેઠની વાતમાં ક્યાં બદમાશી છુપાઈ છે તેની સમજ પડી નહિ અલબત અંદર કંઈ બદમાશી તો હોવી જ જોઈએ, એ વિષે તેને શંકા નહોતી

દીનેશ શેઠની વાતની બદમાશી થોડે અંશે સમજી શક્યો હતો બન્ને શરતોનો રદિયો આપવામાં ક્યાં ખોટી રીતે એમણે વાત કરી હતી, એ તે જોઈ શક્યો હતો

વેદી, પ્રાણુલાલ અને સુબોધને સમાધાન સફળ નીવડશે, તેની હવે ખત્રી હતી. જો વધારે વાટાઘાટ કરશે, તો શેઠ તેમની બધી શરતો થોડેઘણે અંશે કબૂલ રાખશે, તેની તેમને હવે શંકા નહોતી

"બોલો, તમારે શું કહેવું છે? જોઈએ તો, સમાધાનની શરતો મે આ કાગળ ઉપર લખી છે, તે વાંચી જાઓ તમારે કંઈ સુધારો કરવો હોય, તો તેના ઉપર વિચાર કરીશું" બધાને સંમત થયેલા જોઈ શેઠ બધી શરતો વાંચી ગયા પગાર અને રજા વિષેના ભાગ સિવાય, બાકી બધી શરતો કબૂલ કરવામા આવી હતી

"પગારની બાબતમાં એમ નક્કી કરવામા આવ્યું છે કે કંપનીના છેલ્લા પાંચ વર્ષના હિસાબ તપાસી, નફાતોટાના આંકડા જોઈ, જે પગારના ધોરણના દર યોગ્ય જણાશે, તે તરત ચાલુ કરવામા આવશે

"ચડતા પગારે પંદર દિવસની રજા માટે એમ નક્કી કરવામા આવ્યું છે કે મિલની હાલની આર્થિક સ્થિતિ જોતા એટલી ખોટ મિલ ખમી શકે નહિ આથી સારા દિવસો આવે, ત્યાં સુધી, તે અમલમા મૂકવાનું મોકુફ રાખવામાં આવ્યું છે.

"આ બધી શરતો બન્ને પક્ષને કબૂલ હોવાથી હડતાળ પાછી ખેંચી લેવામા આવી છે." શેઠ વાંચી રહ્યા.

"તમને કબૂલ હોય તો તમારી સહી કરો"

"ના, એ કેમ કબૂલ કરી શકાય?" રામચરણ બીજા કોઈ પણ બોલે ત્યાર પહેલાં બોલી ઊઠયો "આમાં તમે મજૂરોને શું આપ્યું? મુખ્ય શરતો છે, તેમાં તો ભવિષ્ય ઉપર બધું નાખી દીધું છે! પગારનો વધારો ભવિષ્ય ઉપર રાખ્યો છે, અને ચઢતા પગારે આપવાની રજા તો ઉડાવી દેવામાં જ આવી છે!"

"તમારે શો સુધારો સૂચવવો છે? તમે સૂચવો અને આપણે તે ઉપર વિચાર કરીએ" શેઠ ધીરજની મૂર્તિ હતા

'મારે સુધારો મૂકવો જ નથી, અથવા તો એમ સુધારો કે જ્યાં સુધી પગારનું નવું ધોરણ અમલમાં મુકાય નહિ ત્યાં સુધી હડતાળ ચાલુ રહેશે" રામચરણે કહ્યું

"એ તો હસવા જેવી વાત છે હિસાબ તપાસતાં દિવસો નીકળી જશે તે દરમિયાન હડતાળ ચાલુ રહે તેથી મને તેમજ મજૂરોને નુકસાન થાય તેના જોખમદાર તમને જ ગણાવી શકાય એ નુકસાનથી તમારી હઠ સંતોષાય તે સિવાય બીજો કંઈ ફાયદો મને દેખાતો નથી" શેઠે કહ્યું

ફાયદો ન ફાયદો તો અમે સમજીએ છીએ પણ તમને જો વાંધો નહોય, તો અમે સૌ અડધોએક કલાક

મળી તમને અમારા સુધારા જણાવીએ." દીનેશે દાવકાઈથી કહ્યું.

શેઠને દીનેશની વર્તણૂક ગમી. તેના શબ્દોથી તેને ખબર ન પડી કે દીનેશ તેના પક્ષમાં હતો કે વિરુદ્ધ હતો. પણ તેની માંગણી સામે તેમને કંઈ વાંધો નહોતો. "તમે અહીં બેસો. અમે પાસેના ઓરડામાં બેસીએ છીએ. તમે નિર્ણય ઉપર આવો ત્યારે અમને જણાવજો." શેઠે ઊભા થતા કહ્યું.

રામચરણે અને વેદીએ ચારે બાજુ જોયું. તેમને શંકા હતી કે ઓરડામાં તેમની વાતો છૂપી રીતે સાંભળી જાય તેવું કોઈ યંત્ર હોવું જોઈએ. પણ તે છુપાવવાનું કંઈ સ્થળ ન જોયુ, એટલે તેમને નીરાંત થઈ.

શેઠ અને મૅનેજર બહાર ગયા એટલે તરત દીનેશ બોલી ઊઠયો, "જોઈ એની લુચ્ચાઈ? એને કંઈ આપવું નથી, અને આપણી પાસે હડતાળ બંધ કરાવવી છે।"

"મને લાગતુ જ હતું કે આમાં એની બદમાશી હોવી જોઈએ. નહિ તો, આટલી મીઠાશથી વાતો ન કરે!" રામચરણે કહ્યું. "મિલમાલિકો જો ઉદાર હોય તો આપણને માથાકૂટ જ શાની પડે!"

"એણે કેટલી સીફતથી વાતો કરી! જાણે બધું આપી દેવા તૈયાર થયો." સુબોધે કહ્યું. તેને ધીરે ધીરે શેઠની ચાલબાજી દેખાવા માંડી હતી.

"પણ તેની બદમાશી ક્યાં છે?" વેદીએ પૂછ્યું. તે સમજી શક્યો હતો કે શેઠ બધી શરતોનો સ્વીકાર કરવા તૈયાર નહોતા પણ તેને એમાં એની બદમાશી કે સીફત દેખાતાં નહોતાં. એણે એને જે ઠીક લાગ્યું તેની સીધી વાત કરી હતી.

"વેદી, તું હજી એવો જ રહ્યો." પ્રાણલાલે કહ્યું. તેને પણ હજી કંઈ ખાસ સમજ નહોતી પડી. પણ વેદીને આવું કહેવાની તક એ છોડે તેમ નહોતો.

"અંગત વાત કરવાની છોડી હું એમ પુછું કે તમે આ સૌ કબૂલ કરો છો કે નહિ?" દીનેશે કહ્યું.

"હું કબૂલ નથી કરતો. આપણી બન્ને શરતોનો સ્વીકાર ન થાય ત્યાં સુધી હડતાળ બંધ નહિ પડે." રામચરણે કહ્યું.

"હું એમ કહું છું કે રજાની વાત આપણે પડતી મૂકીએ અને પગારનો સહેજ ઓછો દર સ્વીકારી લઈએ." પ્રાણલાલે કહ્યું.

"હું પણ એમ જ કહું છું. જોઈએ તો થોડો વખત આપણે પંદર દિવસને બદલે અઠવાડિયાની રજા માટે

પણ વાટાઘાટ કરીએ " સુબોધે તેને ટેકો આપ્યો. "ચોવીશ હજારની ખોટ કરતા બાર હજારની ખોટ ઓછી તો ખરી જ ને?"

"સુબોધ, તુ યે વેદી જેવો જ રહ્યો. એણે સોળમો રૂપિયાને પંદરે ગુણ્યા એટલે ચોવીસ હજાર રૂપિયાની ખોટ આવી, એ તને કોણે કહ્યું? એણે હિસાબ કર્યો ને તે કબૂલ રાખ્યો" દીનેશે કહ્યું.

"હિસાબ શુ ખોટો છે?" પ્રાણલાલે કહ્યું. "તું તો, પત્રકાર જ રહ્યો તને વળી હિસાબની શી ખબર પડે?"

"પંદરસો માણસમાથી એક માણસ એક દિવસ ગેરહાજર રહે — એક શુ કામ, દશ માણસ કે વીસ માણસ જુદા જુદા ખાતામા ગેર હાજર રહે તોય તેથી શુ તે દિવસે માલ ઓછો પેદા થાય છે? તેમના પગાર જેટલુ મિલને નુકસાન થાય છે? ગેરહાજર રહેલા માણસોને બદલે તે દિવસ પૂરતા તેઓ શુ નવા માણસો રાખે છે? ત્યારે તેમને નુકસાન ક્યાં આવ્યુ? ગેરહાજર રહેલા માણસને બદલે તેની પાસેના બીજા માણસને વધારે કામ કરવુ પડશે, તેટલું જ. તેને વધારે ચીવટ રાખવી પડશે પણ મિલને તો તેમાં જરાય નુકસાન નહિ ખમવુ પડે"

પ્રાણલાલ અને સુબોધ સમજે ત્યાર પહેલા રામચરણ સમજ્યો હવે તેને શેઠની બદમાશી સમજાઈ તે તો

લાલપીળો થઈ ગયો 'બદમાશ, આપણને સમજાવવા પટાવવા આવ્યો હતો'

'પણ આપણે ઠંડકથી વિચાર કરીએ' પ્રાણલાલે તેને શાંત પાડતાં કહ્યું 'દીનેશના કહેવા પ્રમાણે શેઠે ખોટા વાદ કરી, ખોટા આંકડા આપણી સામે ધરી, પંદર દિવસની ચઢતા પગારે રજાની માંગણી નાકબૂલ કરી છે તેનો આપણે અસ્વીકાર કરીએ છીએ અને આપણી શરતનો સ્વીકાર ચાહીએ છીએ'

"ઠીક છે" સુબોધે કહ્યું

'કાયદાની ભાષા બોલતા તને આવડી ગઈ લાગે છે' દીનેશે કહ્યું 'હા એ એક વાત થઈ હવે પગારની બાબત તેની બદમાશી પણ સમજી શકાય એવી છે'

'કેમ, એમાં શી બદમાશી?' વેણીએ પૂછ્યું એને શેઠ આ લોકો મનાવવા ધારતા હતા, તેટલો બદમાશ નહોતો લાગ્યો

"એનો વિચાર પગાર વધારવાનો છે જ નહિ પણ આપણે હાલ આ વચનને લીધે હડતાળ બંધ કરીએ, અને પછી તે આજે આપણી સામે જેમ આંકડા ધર્યા તેમ આંકડા ધરે સમજાવવાનો પ્રયત્ન કરે કે પગાર વધારવો અશક્ય છે અને ના પાડે પછી તમે શું કરો? તમે તો સમાધાનની શરતોથી બંધાયેલા રહો કસમ આ ગઢી

'પગારની બાબતમાં એમ નક્કી કરવામાં આવ્યું છે કે કંપનીના છેલ્લા પાંચ વર્ષના હિસાબ તપાસી નફાતોટાના આંકડા જોઈ, જે પગારના ધોરણનો દર યોગ્ય જણાશે તે તરત ચાલુ કરવામાં આવશે.' સાંભળ્યું? પહેલાં તો, 'પગારના ધોરણનો દર યોગ્ય જણાશે' એટલે કોને યોગ્ય જણાશે? એને કે આપણને?"

"તું તો દૂધમાંથી પોરા કાઢવા જેવું કરે છે. એનો અર્થ વળી એક જ કે આપણા બંને પક્ષને જણાશે" વેદી વચમાં બોલી ઊઠચો.

"હા, આપણે એવો સુધારો તો અત્યારે જ દાખલ કરાવી શકીએ." સુબોધ બોલ્યો.

"વારુ, આપણે માની લઈએ કે શેઠ એ અર્થ કબૂલ કરશે. તો પણ, ધારો કે આપણો પક્ષ અમુક વધારો સૂચવશે, પણ જો એ કબૂલ નહિ કરે તો? બંને પક્ષ કબૂલ કરે તો જ વધારો અમલમા આવે ને? બોલો, પછી તમે શું કરશો? તે કહેશે કે તેણે પોતે તો શરતોનું પાલન કર્યું છે. તે કહેશે કે કંપનીના નફાતોટાનો હિસાબ જોતાં એક પાઈનો વધારો શકય નથી. ત્યારે તમે શું કરશો? તમે ફરી હડતાળ પાડશો? ફરી મજૂરો તરત તૈયાર થશે? મજૂરો પણ આવી છોકાબારીવાળી શરત કબૂલ કરવા માટે ત્યારે હસશે નહિ? અને ફરી હડતાળ

ઉપર જવા એટલા જલદી તૈયાર પણ નહિ થાય." દીનેશે સ્પષ્ટીકરણ કર્યું.

"હા, તારી વાત ખરી છે." વેદીએ તરત નિખાલસતા પૂર્વક કબૂલ કર્યું.

"જોઈ પહેલેથી છેલ્લે સુધી તેની બદમાશી ?" રામચન્દ્રે જોરથી કહ્યું. "આપણને છોકરાં ધારે છે! આપણને પટાવવા આવ્યો છે."

"જો તમે સહમત હો તો આપણે શેઠને એમ કહીએ કે આપણી શરતોનુ શબ્દેશબ્દ પાલન કરવાને તે તૈયાર હોય તો જ આજની ઘડીએ હડતાળ બંધ કરી શકાય. જો એમાંથી જરાય કાપકૂપ કરવાની હોય તો અમે તે કબૂલ કરતા નથી."

બધા કબૂલ થયા. શેઠની ઉઘાડી પડી ગયેલી બદમાશીનો હવે બધાને ખ્યાલ આવ્યો હતો.

શેઠને બોલાવવામાં આવ્યા. દીનેશે તેમનો નિર્ણય કહી સંભળાવ્યો. "અમે ઘણા જ *દિલગીર છીએ* કે અમે તમારી દરખાસ્ત કબૂલ કરી શકીએ એમ નથી. અમને એમ લાગે છે કે અમારી પહેલાં મોકલાવેલી શરતો યોગ્ય છે, અને તેનાથી કંઈ પણ ઓછું લેવા અમે આજની ઘડીએ તૈયાર નથી."

"તમે ભૂલ કરો છો." શેઠે મીઠાશથી કહ્યું. એનામાં ધીરજની ખોટ નહોતી. "તમે મજૂરો ઉપર નકામી બેકારી લાદો છો તમારી આ હઠથી તેમના ઉપર શી શી પીડા આવી પડશે તેનો તમને પૂરેપૂરો ખ્યાલ નથી."

"તમને આ બંગલામાં બેઠા તેમના ઉપર શી શી પીડા આવી પડશે તેનો ખ્યાલ છે, તે જાણી અમને આનંદ થાય છે, અને તેમને પણ જો આ ખબર આપીશું તો તમારી સહાનુભૂતિ માટે તમારો ઉપકાર માનશે. આપણે જઈશું ?" દીનેશ એના સહયોગીઓ સામે જોઈને કહ્યું.

બધા ઊભા થયા. "તમે પસ્તાશો" શેઠે કહ્યું. હજી તેના મોંમાંથી સાકર ઓછી થઈ નહોતી. "પણ તમને જ્યારે ઠીક લાગે ત્યારે મને જણાવશો હું ફરીથી વાટાઘાટ કરવા તૈયાર છુ " શેઠે તેમને વિદાય કરતા કરતાં કહ્યું.

"તદ્દન છોકરાઓ નથી" શેઠે મનમા કબૂલ કર્યું. અને મેનેજર સાથે હવે આગળ શાં પગલાં ભરવા તેની મસલતમાં ગૂંથાયા

## ૧૯

યુદ્ધ મવાગ્ના જાહેર થયુ હતું પરતુ, બોંબગોળાઓનો અનુભવ મમિતિને ખપોગની મસનત પછી જ થયો તેમણે એ પણ જોયુ કે શત્રુ સામી છાતીએ લડવાને તૈયાર નહોતો, પણ કોઈ પણ છળકપટ આદરે એવો હતો તેઓ એની બાજીમા લગભગ ફસાઈ ગયા હતા, તે પણ તેમને દેખાયુ

દીનેશ તો તરત છાપામાં રિપોર્ટ આપવા ચાલી ગયો એનું હૃદય ક્રોધથી ભરેલુ હતું શેઠ કરતા વધારે ક્રોધ તો તેને તેના મિત્રો—હડતાળિયાઓના નેતાઓ ઉપર ચડ્યો હતો તેઓ શેઠના મીઠા શબ્દોથી ભોળવાઈ ગયા હતા.

છતાં પોતે તેને સારી રીતે મ ડેલી શક્યો તેનો તેને આન દ થયો હતો તે જાણતો હતો કે આજની વાતથી

પ્રાણલાલ અને સુબોધ આખી જિંદગી સુધી તેને તેમનો દુશ્મન ગણશે; પણ તેને તેની દરકાર નહોતી. તેણે તેમને બતાવી આપ્યુ હતું કે ફક્ત સિદ્ધાંતોના જ્ઞાનથી આ કામ થતુ નથી. મૂડીવાદીઓ સામે થવામાં ઘણી સાવધતા વાપરવી પડે છે, તે તેમને તેણે શીખવ્યું હતું.

વેદી એની સાથે ખરેખર સારી રીતે વર્ત્યો હતો. તેણે છૂટા પડતાં તેનો ઉપકાર માન્યો હતો. "ખરેખર, દીનેશ, તું નહોત તો આજે ગોટાળો જ થઈ જાત! મેં નહોતું ધાર્યું કે તુ આટલો હોશિયાર હશે" તેણે સાદાઈથી કહ્યું હતુ. દીનેશને કબૂલ કર્યા વિના છૂટકો નહોતો કે વેદી ગમે તેટલો જડ હતો, પણ તે જૂઠો, કે દંભી નહોતો જે હોય તે ખરુ અને તરત કહેતો. અર્ધસત્યો કહેવાની આવડત તેનામા નહોતી જૂઠું તો તે બોલી શકતો જ નહિ

તેને એક વાતનો ઘણો સંતોષ થયો હતો અને તે આનંદ તે છુપાવી શક્યો નહિ વેદી સદાને મળવા જવાનો હતો દીનેશે જ એ સૂચવ્યુ હતુ અને વેદીએ તે કબૂલ કર્યું હતું વેદી ત્યા જઈને ખરી વાતથી સદાને વાકેફ કરશે પોતે પોતાના વખાણ જેટલા કરી શકશે તેનાથી વેદી વધારે સારી રીતે કરી શકશે

તેણે ઑફિસમા આવી તંત્રીને વાત કરી અને રિપોર્ટ તૈયાર કર્યો "અમારા ખબરપત્રી તરફથી મળેલી ખાસ

ખબર ઉપરથી અમે પાકે પાયે કહી શકીએ છીએ કે આજે સવારે મિલના ઝગડામા જે સમાધાનનું વાતાવરણ દેખાતુ હતું તે બપોર પછી વિખેરાઈ ગયુ છે આમ થવાનુ કારણ મિલના મેનેજિંગ એજન્ટ ભગવાનદાસ શેઠે અખત્યાર કરેલી વિરોધીનીતિ હતુ એમના કહેવા પ્રમાણે મજૂરોએ જે પગારનો વધારો અને ચડતે પગારે માદગીની રજા માગી હતી તે માગણીઓ બેહુદી હતી, અને તેથી કોઈ પણ પ્રકારે તે કબૂલ કરવા તૈયાર નહોતા આથી, સમાધાન હાલ તરત તો અશક્ય લાગે છે, અને મજૂરો માટે તરત તો હડતાળ અને તેથી પરિણમતી હાડમારી જ છે'

સાજે પહેલી નકલ તૈયાર થઈ કે તે સદાને ત્યા જવા નીકળ્યો મારે નસીબે સદા એકલી હતી 'દીનેશ, મારે તને અભિનદન આપવાં જોઈએ, આજે તે જે હોશિયારીથી શેઠના દાવપેચ પકડી પાડયા તે માટે કોઈને ય માન ઊપજે અને વધારે સતોષ તો એ થાય છે કે આ સમિતિમાં તારુ નામ મે સૂચવ્યુ હતું'

'સદાબેન, મે કઈ ખાસ કર્યું નથી એવી ખોટી સભ્યતા હું બતાવતો નથી હું એમ માનુ છુ કે એ વખતે હું ન હોત તો આ લોકો જરૂર ગોટાળો કરી બેસત પણ હજી તો પારાશમા પહેલી પૂણી છે આ સૌ ક્યાં જઈ અટકશે તે કહેવાતું નથી મિલના કાર્યવાહકો હવે

જેમનુ તેમ ચાલવા દેશે નહિ. તેમની હમેશની કાળપગાઓની નીતિ શરૂ થશે પરિણામે મારામારી—"

"તે તો છે જ કાલ સવારે તમારે ખાસ ધ્યાન આપવાનુ છે"

"એમા શુ થવાનું છે, તે ધારી શકાય એમ છે. છતા ય હવે મજૂરોને ખરી હાડમારી ભોગવવાની છે ઓછામા ઓછી મહિના એક સુધી હડતાળ ચાલશે પોલીસને આશ્રય લઈ કાર્યકરોને પકડે નહિ તો સારુ, કારણ કે જે કંઈ થોડા ઘણા કાર્યકરો છે, તેમના ઉપર જ હડતાળનો આધાર છે."

"દીનેશ, મજૂરોની હડતાળ નેતા ઉપર કે કાર્યકરો ઉપર અવલબી રહે છે, એ માનવુ ભૂલ ભરેલુ છે હા, હડતાળનો પૂરો ઉપયોગ કરવાની શક્તિ દરેક નેતામા હોતી નથી પણ સારો નાયક કે કાર્યકર ચાલી જવાથી હડતાળનો ને ક્રાંતિનો વેગ ઓછો થતો નથી, ઊલટો વધે છે જેમ જેમ વધારે દબાણ આવતુ જાય, વધારે ને વધારે ઘર્ષણ થતું જાય તેમ તેમ, તે ક્રાંતિમા નવુ બળ આવે છે. આ હડતાળમા પણ તેમ જ થશે જો કાર્યકરોને પકડશે, તો હડતાળમા નવુ બળ આવશે તેનુ બળ ચાલી નહિ જાય"

"તે તમે જાણો. મને હડતાળોનો ઘણો અનુભવ નથી આ પહેલો જ પ્રસંગ છે કે જેમા હુ અંગત ભાગ

લઉં છુ, અને એથી જ મારી હિંમત ઓછી થતી જાય છે ”

“વેદીની સ્થિતિ પણ એવી જ છે તેને પણ એ જ બીક લાગે છે હું ધારુ છુ કે કે આ પહેલા પ્રસગથી એ એટલો ગભરાઈ ઊઠયો છે, કે હડતાળ પૂરી થયા પછી તેનું હૈયુ ઘણું જ બળવાન બનશે અત્યાર સુધી એને મૂડીવાદીઓ માટે ફક્ત શાબ્દિક ધિક્કાર હતો તેના ભાષણોમાં જ એ વ્યક્ત કરી શકતો પણ હવે તે જેમ જેમ નજર આગળ જોતો જશે, તેમ તેમ એ ભાષણોનો ધિક્કાર ઓછો થશે, પણ ખરો ધિક્કાર એનામા પ્રકટશે જ્યાં સુધી એ વેદના અનુભવાય નહિ, જ્યાં સુધી તેનો પ્રત્યક્ષ અનુભવ મળે નહિ ત્યા સુધી, એ ફક્ત શાબ્દિક ધિક્કાર જ રહે છે—”

“ કદાચ તમારી વાત ખરી હશે ” દીનેશે કહ્યુ પણ સદાના છેલ્લા વાક્યોથી એનું મન પાછુ વમળમા ગૂથાયુ શા માટે વેદીની વાત ? શા માટે એનામા આવો વ્યક્તિગત રસ લેવામા આવતો હશે ? એનુ હૈયું લાગણીવશ છે કે એનામાં મૂડીવાદીઓ સામે ખરો ધિક્કાર છે, તેનાં આવા અન્વેષણ શા ?

“ કેમ વિચારમાં પડી ગયો ? ”

“ ના, હુ તમારા શબ્દોનો વિચાર કરતો હતો મને તમારો ‘ શાબ્દિક ” ધિક્કાર સમજાતો નથી ”

"નહિ સમજાય, કારણ કે તારામાં પણ એ ચાબ્દિક ધિક્કાર જ છે જ્યારે વેદીની માફક તારા હૃદયમાં એવો આવેશ આવશે, કે જ્યારે શબ્દો હોઠ બહાર કે કલમમાં નીકળી શકશે નહિ, ત્યારે ખરી લાગણી, ખરો ક્રોધ કે ખરો ધિક્કાર આવ્યો કહેવાય"

"મહાબેન ખોટું ન લગાડતાં તમે આ એક પછી એક સિદ્ધાંતો કહ્યે જાઓ છો, પણ તેનું સ્વરૂપ તમને શી રીતે સમજાયું? આનો જવાબ ન આપવો હોય તો ન આપતાં પણ પત્રકારના સાધારણ કુતુહલે આ પ્રશ્ન પુછાવ્યો છે, એમ પણ ન માનતાં તમે જ્યારે વાત કરો છો, ત્યારે એંશી વર્ષની ડોશીની માફક વાત કરો છો પણ તમારી ઉંમર મારા કરતાં કંઈ ખાસ વધારે નથી, એમ લાગે છે—"

"દીનેશ, તારો પ્રશ્ન પત્રકારનું કુતુહલ નથી એટલે જવાબ આપું છું મારી ઉંમર નાની છે, છતાં ય એ ઉંમરમાં ઘણું શીખવાનું મળ્યું છે, અને બાકીનું અનુભવે શીખ્યું તે સૌને પરિણામે હું એક શીખી છું — તટસ્થ રહેતાં. તટસ્થ રહી શકવું પ્રવાહ સાથે ન તણાવું, એ ઘણી મહાન સિદ્ધિ છે એ સિદ્ધ કરવા માટે, એક જાતનું તપ કરવું પડે છે મેં એક એવો તપસ્વી જોયો તેને પગલે અનુસરવા મેં નક્કી કર્યું આજે ઘણે અંશે હું મક્કમ થઈ છું"

"તમારી વાત મને પૂરી ન સમજાઈ"

"હું ધારું છું કે હું બરાબર સમજાવી શકી નથી મનુષ્યજાતિનો ઇતિહાસ તો તને ખબર છે પહેલાં પશુઓ ફક્ત તેમનામાં રહેલી વૃત્તિઓથી દોરાતા જતા હતા ભૂખ લાગે ત્યારે ખાતા, દુશ્મન દેખાય એટલે ભાગી જતા ધીરે ધીરે એ પશુઓનુ ઊર્ધ્વગમન થતું ગયુ તેમ તેમ તેઓ વૃત્તિઓમા ભેદ પાડતાં શીખ્યા ક્યારે ખાવુ, કેવુ ખાવુ તે સમજ્યા દરેક દુશ્મનથી ન ભાગવુ, પણ નબળા દુશ્મન સામે થવુ બને તો, જરૂર દેખાય તો, દુશ્મનને મિત્ર કરવો, એ એના ઊર્ધ્વગમનનું બીજુ પગથિયુ આગળ વધતા છતા મનુષ્ય આજે પણ વૃત્તિઓથી થોડા ઘણો દોરાય છે લાખો વર્ષોથી ઘડાયેલી એ ગ્રંથીઓને તે દૂર કરી શકતો નથી આથી એનામા હજી કામ ક્રોધ વગેરે વૃત્તિઓ, લાગણીઓ રહ્યાં છે તે તજી દે તો નિષ્કામ, નિસ્પૃહ બને નિરવૈગુણ્ય બને, તેને હું તટસ્થ જ કહું છુ તે ફક્ત પોતાના અનુભવથી દોરાય છે, લાગણીઓ એને ખોટી બાજુએ દોરી જતી નથી, તે બીજા કોઈ પ્રવાહથી ઘસડાતો નથી ' સદા અટકી

"મને તમારી વિચારસરણી તદ્દન ખોટી લાગે છે સદાબેન! લાગણી એ મનુષ્યે પશુવૃત્તિનું સુધારેલું સ્વરૂપ છે લાગણી એ મનુષ્યનો ખાસ ગુણ છે લાગણીથી

તે ખરો અનુભવ લઈ શકે છે. જીવનનો રસ ચાખી શકે છે."

"એટલે ?" મદા ચમકી આ તેને સાંભળવું નહોતું. મહિનાઓ પહેલા છેડેલી દીધેલી એ ચર્ચા આજે કરવાને તે તૈયાર નહોતી.

"એટલે ? હું તે કેમ સમજાવી શકું ? ઇંદ્રિયોના ઉપભોગો પશુઓ પૂર્ણતાથી કરી શકતા નથી. સુંદર કે બેડોળ ચીજનો ફરક તેઓ જોઈ શકતા નથી. હું ધારું છું કે સુંદર સૂર્યાસ્ત જોઈ તેમના હૃદયમા કંઈ અવનવી લાગણી થતી નહિ હોય. સુશ્રાવ્ય સંગીત સાંભળી તેમના હૃદયમા તનમનાટ થતો નહિ હોય. મનુષ્યે તે મેળવ્યાં છે. તેના ઉપાધિભર્યા જીવનમા તે સુખો એક મીઠી વેલડી જેવા છે. તે વેલડીને પણ કચરી નાખવી ?"

"એ કચરી નાખવાનું હું કયા કહું છું ? ભલે ઉપભોગ કરો, પણ એ ઉપભોગ પછી તમારા મનમા કોઈ પણ પ્રકારની અસર ન રહેવી જોઈએ."

"એ કેમ બની શકે ? સુંદર સંગીત સાંભળ્યા પછી આપણે તાનમાં આવી જઈ સાદી રીતે કામ કરતા નથી ? સુંદર ચીજ જોઈએ તો તે આખો દિવસ સારો જતો નથી ? મને અનુભવ નથી, પણ કવિઓ કહે છે, કે પ્રિયતમાને મળ્યા પછી, તેની પ્રેરણા લીધા પછી, તેઓ સારું સર્જન કરી શકે છે—"

"હા, વિરહગીતો લખે છે !' મદાએ આખો વિષય ઉરાડતાં કહ્યું " આપણે આ ચર્ચા બીજે કોઈ વખતે કરીશું મારે હમણાં હોસ્પિટલમાં જવાનો વખત થશે અને તારે સભાનો વખત થશે ચાલ જા '

દીનેશ કમને ઊભો થયો

## ૨૦

તેના ગયા પછી સદા બેસી રહી. આ છોકરાએ તેના હૃદય ઉપર અસર કરી હતી, તે તે જાણુતી હતી. આજે જ નહિ, પણુ ઘણા વખતથી તે જાણુતી હતી, કે જો તે સંભાળ નહિ રાખે તો તેનો લાગણીવશ સ્વભાવ તેને દુઃખ દેશે તે જાણુતી હતી કે ઘણા વખત પહેલા લાગણી કચડી નાખવાના પાઠો તેને શીખવવામાં આવ્યા હતા, તે હજી તેણે તૈયાર નહોતા કર્યા ઊલટુ, તેને હવે દિવસે દિવસે લાગતું જતુ હતું કે તેનું હૃદય એ કક્ષાએ કદી પહોચી શકશે નહિ. તે દીનેશને કે બીજા કોઈને આવુ પ્રવચન આપતી ત્યારે તે પોતના દંભનો વિચાર કરતી. પણુ તે જાણુતી હતી કે તેના સાભળનારામાંનો કોઈ પણુ એ પ્રવચન પ્રમાણે વર્તશે, તો તે સુખી થશે. કંઈ નહિ તો દુઃખી તો નહિ જ થાય

પણ તે રસ્તો શક્ય હતો ? એક માણસે તે શક્ય કર્યો હતો, તે તે જાણતી હતી તેને કશુ જ વ્યગ્ર કરતુ નહિ. ફક્ત જનતાને માટે કામ કરવું, તે સિવાય તેને બીજો કંઈ મોહ નહોતો. એને અંગે કોઈ પણ જાતનુ કામ કરવા તે તૈયાર રહેતો. તેમાં તેને અભિમાન નહોતુ કે નાનમ નહોતી. હમેશાં તે સુખી દેખાતો, બીજાને સુખી કરી શકતો.

બીજાઓ પણ તે પ્રમાણે કરવા ધારે તો કરી શકે, એમ તે માનતી. રામલાલ પણ એ આદર્શને ઘણે અંશે પહોચી શક્યા હતા. હા, તેમનામા કદીક મદ દેખાતો, પોતાની જાતનું અભિમાન નજરે પડતું. પોતે કરેલાં કામોનો ઇતિહાસ, સાભળનારને કંટાળો આવે ત્યાં સુધી, તે સંભળાવતો. પણ બીજી રીતે તે સંયમી લાગણીઓના મૂર્ત સ્વરૂપ હતા. તેમના પ્રસંગમાં આવ્યા પછી સદાને પોતાને હિંમત આવી હતી.

પણ આજે દીનેશની વાત સાંભળી પાછુ તેનુ મન ચકડોળે ચઢ્યું હતું. શા માટે માણસે લાગણીઓનો આનંદ ન અનુભવવો ? શા માટે ઇન્દ્રિયો આપી છે તે સુખો ન ભોગવવાં? શા માટે લાગણીવિહીન થવુ ? શા માટે લાગણીઓ સંયમમાં પણ રાખવી ? શા માટે ખાઈ પીને મોજમજા ન કરવી ?

હા, એથી આખરે દુઃખ મળવાનો પૂરેપૂરો સંભવ હતો. મોજશોખના અતિરેક પછી તો દુઃખ વધારે જલદીથી અને વધારે તીવ્રતાથી મળવાનું. પણ થોડો સમય તો એ મોજશોખ જીવનની એક મધુર સ્મૃતિ બની રહેતી નથી? અને સદા જ્યારે પાછલા અમુક દિવસોની યાદ કરતી, ત્યારે સુખની એ લહેર તેની નસોમા પથરાઈ જતી

## ૨૧

દીનેશ સભા સ્થળે આવ્યો ત્યારે મેદાન ચીકાર ભરાઈ ગયુ હતું મહામહેનતે જગ્યા કરતો કરતો તે વક્તાઓ બેઠા હતા ત્યા પહોંચ્યો ત્યારે પ્રાણલાલ સુબોધને બોલવાનું કહેતો હતો.

સુબોધ ભાગ્યે જ બોલતો તે મ ત્રીનું કામ બજાવવામાં પાવરધો હતો. પણ બોલવાનું કામ તેનું નથી, તેમ તે હમેશાં કહેતો આજે એને બોલ્યા વિના છૂટકો નહોતો, કારણ રામચરણ અને દીનેશની ગેરહાજરીમા વેદી સિવાય બીજો કોઈ સારો વક્તા તેને દેખાયો નહિ વેદીએ ગઈ કાલે જે ગોટાળો કર્યો હતો, તે પછી તેને શરૂઆતમાં કંઈ પણ બોલવા કહેવુ તે જોખમ હતું આથી, શરૂઆતના થોડા શબ્દો કહી, તેણે સુબોધને બોલવાનું કહ્યું

"મિત્રદરો, તમને સવારે અમે આશા આપી હતી તે પૂરી થઈ નથી, તે પ્રમુખ મહાશયે તમને કહ્યુ મારે તેમા વધારે ઉમેરવાનુ નથી રહ્યુ. પણ એટલુ જ કહીશ કે મિલના શેઠે જે જાતની વર્તણૂક અમારી સાથે ચલાવી હતી, તે અપમાનજનક હતી. એનો અર્થ એ નથી કે અમને દંડા મારી તેમણે અમને કઢાવી મૂકયા. ના, તેમ નહોતુ. તમે માનશો કે તેમણે અમને ગાળો દીધી. ના, તેમ પણ નહોતું ત્યારે? તેણે માન્યુ કે અમે હજી ધાવણભીના બાળકો છીએ, અને અમને શુ કરવુ અને શુ ન કરવુ તેની સમજ નથી. અમને તેમણે ભોળવવાનો પ્રયાસ કર્યો તેમણે કહ્યું કે તમારી શરતો હું કબૂલ કરીશ હાલ હડતાળ બધ કરો અમારુ કહેવુ એજ હતું કે પહેલા અમારી શરતો કબૂલ કરો, અને પછી અમે હડતાળ બંધ કરીશુ અમે —"

"ખોટી વાત — તમે અમને ફસાવ્યા છે" સભાના એક ખૂણામાથી અવાજ આવ્યો

તરત સભામાં ઘોઘાટ થઈ રહ્યો.

"કોણ છે એ?" સુબોધે મોટેથી કહ્યુ.

"અમને પૂરી ખબર મળી છે. શેઠે બધુ કરવાની હા પાડી છે, પણ તમે નકામા હડતાળ ચાલુ રાખવાની જીદ પકડો છો" બીજા એક માણસે એક છાપું ઊંચે ધરતાં કહ્યુ

ફરી ઘોંઘાટ શરૂ થયો કોઈનું કહેલું સંભળાતું નહોતું દીનેશ ઊભો થયો તેણે પ્રાણલાલની સાથે કંઈ વાત કરી અને પછી પાસે બેઠેલા એક બે માણસને કંઈ કહ્યું અને બેસી ગયો

સભામાં ફરી શાંતિ થઈ ત્યાર પહેલાં તે બે માણસો પેલા ઘોંઘાટ કરનારા બે માણસોને પકડી લાવ્યા હતા તેમને ત્યાં આવેલા જોઈ સભા ઠંડી પડી પ્રાણલાલે કહ્યું, "બની શકે કે ત્યાં શું બન્યું તે આ ભાઈઓને અમારા કરતા વધારે ખબર હોય હું તેમને તે કહેવાની વિનંતી કરું છું "

બેમાથી એક માણસે કહ્યું, "મે આ છાપામાં લખ્યુ છે, તે જ કહ્યું છે તેમા લખ્યુ છે કે શેઠની પૂરેપૂરી મરજી હોવા છતા હડતાળના નાયકો જીદે ભરાયા અને તેમણે સમાધાનની પાતળી દોરી તોડી નાખી " તે બેસી ગયો બન્ને જણને ત્યાં બેમનુ સહીસલામત લાગતું નહોતું, તે તેમની ચકરવકર થતી આંખો ઉપરથી દેખાતું હતુ

પ્રાણલાલ ફરી ઊભો થયો તેણે પેલા માણસના હાથમાથી છાપુ લઈ કહ્યું, "ભાઈઓ, તમે આ છાપામાં માનો છો? આ છાપાએ કદી દેશની સાચી વાત આપી છે? કોંગ્રેસનો કદીય પક્ષ લીધો છે? મજૂરોની ચળવળ વિષે કદી સાચુ લખ્યુ છે? એથી ઊલટું મગરૂર પક્ષના છાપા

તરીકે તે પ્રખ્યાત છે તેના દ્વેષની વાતો આપણે સૌ જાણીએ છીએ

" અને આ ' નવશક્તિ " જુઓ ' તેણે દીનેશના હાથમાંથી છાપુ લઈ કહ્યું ' આમાં શું લખ્યું છે ? અને તમે સાચી વાત માનશો કે આ સરકારી ભાટ જેના છાપાની વાત સાચી માનશો ? '

' નવશક્તિની " સભાઓમાંથી પ્રતિધ્વનિ આવ્યો

' અને હવે તમારા વતી આ ભાઈઓને એક પ્રશ્ન પૂછીશ હું આશા રાખુ છુ કે તમે એ પ્રશ્ન સાભળશો, ત્યારે તમને મારો પ્રશ્ન યોગ્ય લાગશે

તેણે તે માણસો તરફ ફરી કહ્યુ " આ સભા તરફથી હું તમને પૂછી શકુ કે તમે કોઈ મિલમાં કામ કરો છો ? '

' હા હા, મિલમા ખચકાતો જવાબ એ એમાંથી એક જણે આપ્યો

' કઈ મિલમા જરા કહેશો ? પ્રાણલાલે પૂછ્યુ ' એ જ બીજી કઈ ? ' પેલાએ સ્વસ્થ થઈ બોલી નાખ્યુ

' એ જ એટલે હડતાલવાળી મિલ ? ભાઈઓ ! તમે આને એ મિલમા કદી જોયો છે ? '

'ના; એ એ મિલનો નો'ય.' સભામાંથી બેચાર જણ બૂમ મારી બોલ્યા.

'ના, પહેલાં અમે એ મિલમાં હતા, હમણાં તો રામમિલમાં છીએ.'

આ સાંભળી સભા ખડખડાટ હસી પડી. પણ પેલા આણસોને આ હસવું ભોંકાયું.

"આ ભાઈઓ રામમિલમાં—તેમના કહેવા પ્રમાણે—કામ કરે છે અને છતાં તેમને આપણી હડતાલની આવડી બધી ચિંતા થઈ છે! આપણી વર્તણુકથી તેમને નુકશાન થયું છે!" ફરી સભા હસી પડી. એ હાસ્યમાં ઠોરતા હતી.

"હશે, છતાં ય તમે મજૂરો છો—તમારા કહેવા પ્રમાણે—એટલે તમારી સહાનુભૂતિ સમજી શકાય એમ છે. સભા તરફથી હું બીજો પ્રશ્ન પૂછું, "તમે તે મિલમાં કયા ખાતામાં કામ કરો છો?" તેની આવી વિવેક ભરી વાતનો પડઘો સભામાંથી આવ્યો.

"બદમાશો છે. એ તો!"

"આપણને ઉશ્કેરવા આવ્યા છે."

"ઉશ્કેરનાર બદમાશ!"

"આપણો શત્રુ!"

"સી. આઈ ડી.ઓ!"

"શાંત રહો!" પ્રાણલાલે વધતા જતા કોલાહલને અટકાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું, "તેઓ કયા ખાતામાં કામ કરે છે, તે તેમને યાદ નહિ હોય."

"મારો બદમાશને!"

"અમને લઢાવવા આવ્યા છે, પણ એમને પુરાજ કરો."

"ના, ચોક્કસ ખાત્રી કરવી જોઈએ." પ્રાણલાલે કહ્યું, "કદાચ તેમના કોટના ખિસ્સામા તેમના નામનો અને કયા ખાતામાં તેઓ કામ કરે છે તેનો કાર્ડ હશે." તેણે માણસોમાંના એકનો હાથ પકડતાં કહ્યું. પણ એકાએક તેણે હાથ છોડાવ્યો, અને બંને માણસો માણસોની ભીડમાં થઈ નાસવા પ્રયત્ન કરવા લાગ્યા.

મજૂરો એકાએક એમના પર તૂટી પડયા. "મારો, મારો!" "પકડો!" "એમને છોડતા નહિ." એવા પડકાર થવા માંડયા.

એવામાં બીજી બાજુથી અવાજો આવવા માંડયા. ધીરે ધીરે તે અવાજોમાં ચીસો સંભળાઈ, વેદનાની બૂમો ઉમેરાઈ. નાસભાગ થઈ રહી.

પ્રાણલાલ અને બીજા કાર્યકર્તાઓ ગભરાઈ ગયા. પ્રાણલાલને પોતાની મૂર્ખાઈનુ ભાન થયુ. પોલિસે અને મિલ માલિકે ગોઠવેલા કારસ્તાનનુ અજાણ્યે રમકડું બની જવા માટે

તેને રીસ ચડી તેણે આ લોકોને આવી રીતે ઉઘાડા પાડી મજૂરોને ઉશ્કેરવા જોઈતા નહોતા પહેલો હાથ મજૂરોએ ઉપાડ્યો હતો, એ દેખીતી વાત હતી અલબત્ત પેલા બે માણસોનું ખૂન થાય તો યે તેમને મળેલી શિક્ષા ઓછી હતી, છતાંય અત્યારે દોષ તો મજૂરો ઉપર આવ્યો હતો

તેઓ કંઈ પણ નક્કી કરે ત્યાર પહેલા તેમણે વેદીની ચીસ સાંભળી તેના ઉપર એક લાઠી પડી હતી તેઓ પાછા ફરી જુએ ત્યાર પહેલા તો તે જમીનદોસ્ત થઈ ગયો હતો

બે સાર્જંટો દીનેશ અને પ્રાણલાલ પાસે આવ્યા "આ સભામાં હુલ્લડ મચાવવા માટે અમે તમને પકડવા આવ્યા છીએ"

પળમાં આ સૌ બની ગયું પ્રાણલાલે અને દીનેશે દૂર ઊભેલા સુબોધ તરફ જોયું તરત તે લોકોની ભીડમાં ગુમ થઈ ગયો "અમે તમારી સાથે આવવાને તૈયાર છીએ"

"ચાલો, ત્યારે!" તેઓએ સાર્જંટો સાથે ચાલવા માંડ્યું

મજૂરોને આ વાતની જોતજોતામાં ખબર પડી ઉશ્કેરાયેલું ટોળું તેમની આજુબાજુ ફરી વળ્યું

"તેમને છોડી દો''

"અમે તેમને નહિ લઈ જવા દઈએ'

પ્રાણલાલે માર્જન્ટોને સમજાવ્યું કે ઉશ્કેરાયેલા મજૂરોને ઠંડા પાડયા વિના તેમને લઈ જવા અશક્ય છે. સાર્જન્ટે તેને બોલવાની રજા આપી.

પ્રાણલાલે ટૂંકામાં તેમને કહ્યું કે, "હડતાળમા પકડાવાનો સંભવ તેમને પહેલેથી સમજાવવામાં આવ્યો હતો. પહેલે જ દિવસે તેઓ પકડાઈ ગયા, તેમાં તેમનું સદ્‌ભાગ્ય છે કે દુર્ભાગ્ય છે, તે કોણ જાણે. પણ હવે પછી હડતાળનું નાવ બરાબર ટકાવી રાખજો, અને આજના જેવો પ્રસંગ ફરી ન બને અને કાયદાની જાળમાં ન ફસાવાય, તે ઉપર ધ્યાન આપજો " પ્રાણલાલે ઉશ્કેરાયેલા મજૂરોને શાંત પાડયા અને—

"ઇન્કિલાબ ઝિન્દાબાદ !'

"હડતાળ ઝિન્દાબાદ !"

"મૂડીવાદ બરબાદ !"

એ ભીષણ ઘોષણાથી ગુંજતા વાતાવરણમા સાર્જન્ટો તેમને લઈ ગયા

## ૨૨

સુબોધ વેદીને દવાખાનામાં પહોંચાડી સીધો રામલાલને ત્યાં આવ્યો. તે છેક જ એકલો પડી ગયો હતો. સમિતિના બે સભ્યો કેદ પકડાયા હતા, એકને ઈજા થઈ હતી રામચરણનો બપોર પછી પત્તો જ નહોતો

આથી, તે રામલાલ પાસે ગયો. ત્યાં ગયા સિવાય એને કોઈ રસ્તો સૂઝ્યો નહિ.

પણ તે રામલાલને ઘેર ગયો ત્યારે રામલાલ ઘેર નહોતા મહા પણ હોસ્પિટલમાં ગઈ હતી

તે છેક જ એકલો પડી ગયો હતો. તે ચીફાઈને મજૂરો જે ચાલીમાં રહેતા હતા ત્યા ગયો.

તેને જોઈ મજૂરો ઘરમાંથી બહાર નીકળી આવ્યા ખાટલા ઢાળી, તેઓ ચાલના દાદર આગળ બેઠા જેટલો

સુબોધ ગભરાઈ ગયો હતો, તેટલા તેઓ પણ ગભરાયા હતા. તેમને તો બીક હતી કે સુબોધ હોસ્પિટલમાં ગયો હશે.

પણ સુબોધને ત્યાં આવેલો જોઈ તેમના જીવમાં જીવ આવ્યો. તેઓએ પ્રાણલાલ અને દીનેશની ખબર પૂછી. વેદી વિષે પણ તેમણે જાણ્યું. માથામાં ઘા પડ્યો હતો પણ બહુ ઊંડો નહોતો. આઠેક દિવસમાં તે ફરી બહાર આવી જશે જોઈએ.

"પણ હવે તમે જોઈ શકશો કે મૂડીવાદ કેટલી હદે પહોંચી શકે છે! આજના રમખાણમાં તેમણે કેવી યુક્તિથી પોતાનું કામ પાર પાડ્યું! પણ ગભરાવાની કંઈ જરૂર નથી. હવે તો યુદ્ધ શરૂ થઈ ગયુ છે. એકાદ બે કાર્યકરોને પકડવાથી યુદ્ધ કંઈ બંધ પડે એમ નથી. આમાં તો એકેએક સૈનિક સેનાપતિ છે. એકેએક મજૂર નાયક છે. તમારે યાદ રાખવું કે આના કરતાં પણ વધારે પગલાં ભરવામાં આવશે. આપણી સભાઓ ભરવા દેવામાં આવશે નહિ. આપણા સ્વયંસેવકો પિકેટિંગ કરતાં પકડાશે. પણ આપણે તો એકેએક મજૂર આ યુદ્ધમાં હોમાઈ જાય ત્યાં સુધી લડવાનું છે, કારણ કે તો જ આમાં વિજય મળે એમ છે. યાદ રાખવું કે તમારે તેમ કરવામાં ગુમાવવાનું ઘણું થોડું છે, અને મેળવવાનુ ઘણું વધારે છે. પહેલાંના મજૂરો

કરતાં તમે ઘણી સારી સ્થિતિમાં છો. એનું કારણ એ નથી કે માલિકોએ તમારા ઉપર દયા કરી છે, પણ મજૂરોએ પોતે હડતાળો પાડીને એક પછી એક વિજય મેળવ્યો છે, એ યાદ કરો. જો તમે હવે હિંમત હારશો, તો મજૂરના નામની અમર કીર્તિને ઝાંખપ લગાડશો, અને આ તમારાં બાળકો મોટાં થશે ત્યારે તમારા જેવી ગરીબાઈમાં જ રહેશે. તમારી જ માફક આ ચાલોમાં કીડાની માફક સબડ્યા કરશે. મૂડીવાદીઓ જે મોજમઝા ભોગવી રહ્યા છે, તે વિષે તેમને તો માત્ર ખબર જ પડશે. એ મોજશોખ કેવી છે, તે અનુભવવાનો તો તમને જેમ લહાવો નથી મળ્યો, તેમ તેમને પણ નહિ મળે. તમે જેમ બદબો અને અસ્વચ્છતામાં રહો છો, તેમ તેમને પણ રહેવું પડશે. બોલો, આ બધું કબૂલ છે?"

"કબૂલ તો ન હોય. પણ, તમે પકડાઈ જાઓ પછી અમારે શું કરવું?" એક મજૂરે પાસે આવી કહ્યું.

"હું નથી ધારતો કે મને હવે તરત પકડે; પણ જો મને પકડશે, તો ગઈ કાલે જે એને ભાષણ આપ્યું તે કામ હાથમાં લેશે. તે પકડાશે, તો તમારામાંથી જ બીજા નીકળી આવશે. પણ જ્યાં સુધી આપણી શરતોનો પુરો સ્વીકાર નહિ થાય ત્યાંસુધી હડતાળ ચાલુ રાખવી. તેની જોખમદારી તમારા હાથમાં છે."

" તે બેન શું કરે છે ? "

" તે પણ મજૂરોમાં જ કામ કરે છે. પણ આ શહેરમાં થોડા જ વખત પર આવ્યાં છે. સદાબેન તેમનું નામ. તે પહેલાં મુંબઈમાં અને કાનપુરમાં કામ કરતાં. તે પણ હિંમતવાળાં અને હોશિયાર છે, તે કહેવાની જરૂર નથી. કાલથી જ કામ કરવા આવશે, એમ હું આશા રાખું છું."

" પ્રાણલાલભાઈ અને દીનેશભાઈ ઉપર શો આરોપ છે ? "

" રમખાણ અને હુલ્લડ મચાવવાનો. છએક મહિનાની સજા થશે. પણ બન્ને જણા જેલથી ટેવાઈ ગયા છે, એટલે તેમને ભારે નહિ પડે ! "

" બિચારા ! "

" બિચારા શું વળી ! અલબત જેલનુ ભયકર જીવન હેતુ છે, તે તમારાથી અજાણ્યું છે. પણ ત્યાંના છ મહિના કરતાં અહીંનું આખું જીવન વધારે ભયંકર છે. સવારથી તે સાંજ સુધી, બાળપણથી ઘરડા સુધી, એ જ મિલમાં એજ શાળ કે તરાક આગળ કામ કરવુ, એને માટે જે સહન-શીલતા જોઈએ, તે છ મહિનાના જેલજીવન માટે જોઈતી નથી. કારણ કે ત્યાં છ મહિના પછી ચોક્કસ છુટકારો મળે. પણ અહીં તો મૃત્યુ જ છુટકારો આપે ! " સુબોધે કહ્યું.

"સાચું કહ્યું, ભાઈ, અમારે તો મરણ એ જ છૂટકારો!'

"સુબોધભાઈ, તમને કોઈક મળવા આવ્યું છે' બહારથી અવાજ આવ્યો સુબોધ ચમક્યો કંઈ પોલીસની પાછી ધમાલ તો નથી ને? તે ઊભો થયો, અને તેની સાથે બીજા મજૂરો પણ ઊભા થયા

"એ તો હું છુ ગમલાલભાઈ પણ આવ્યા છે' સદાએ અંદર આવતાં કહ્યુ રામલાલ તેની પાછળ આવ્યા. 'મને આ વિષે હૉસ્પિટલમા ખબર પડી વેદીએ બધી વાત કહી તેને તાવ ચઢ્યો છે હું ઘેર આવી, ત્યા ગમલાલભાઈ પણ આવ્યા હતા, અને અમે તમને શોધતા અહીં આવ્યાં"

'મારુ કર્યું બેન!' એક મજૂરે કહ્યુ 'અમે તમારી જ વાત કરતા હતા"

"સવારે તમે કહ્યુ હતું તે ધ્યાનમા રાખી, મે નક્કી કર્યું છે કે તમને સમિતિની ખાલી પડેલી જગ્યામા લેવા. રામલાલભાઈ, તમે પણ'

'મને ક્યાં વચ્ચે નાખો છો?" રામલાલભાઈએ કહ્યુ "સારિયે પછી વારો આવશે ત્યારે હું આવીશ હમણા તો તમારા જુવાનોનું કામ છે સદા ભલે આવે"

"અલબત હું આવીશ." સદાએ કહ્યું. "હુંય એજ કહેવા આવી છુ  આવતી કાલે સવારે તેઓ કાળ-પગાઓ લઈ આવશે. અને ફરી રમખાણ કરાવવા પ્રયત્ન કરશે. પણ હવે આપણે શાંતિ રાખ્યા સિવાય છૂટકો નથી. જો જરા છમકલું થયુ કે તેઓ નેતાઓને પકડી જશે અને બીજાઓને માર મારશે!"

"અમે પૂરી શાંતિ રાખીશું, બેન!"

"કાળપગાઓને કામ કરવા ન જવાની વિનંતી જ કરવી. હાથથી રોકવા નહિ. સો બસો કાળપગાઓની મદદથી મિલ નહિ ચાલી શકે. માટે તમે ગભરાતા નહિ તમે અડગ રહેશો તો વિજય આપણો જ છે, એ ચોક્કસ માનજો"

"અમને એની ખાત્રી છે, બેન!" મજૂરોનો વિશ્વાસ જીતતા સદાને વાર લાગી નહિ

## ૨૨

દીનેશ અને પ્રાણલાલને જુદા જુદા લૉકઅપમાં પૂરવામાં આવ્યા હતા. આથી દીનેશ એકલો પડી ગયો હતો, અને તેને વિચાર કરવાનો પૂરતો વખત મળ્યો. સવારથી સાંજ સુધીના પ્રસંગો તેની દૃષ્ટિ સમક્ષ ચિત્રપટ માફક આવી ગયા. કેટલે વખતે તેણે આવો કામગરો દિવસ ગાળ્યો હતો! સવારે તેને ખ્યાલ નહોતો કે રાતે એને લૉકઅપમાં સૂવું પડશે — સૂવાનું નહિ, પણ બેસી રહેવું પડશે!

દીનેશ એકલો જ લૉકઅપમાં હતો. તેણે પોતાના છાપખાનામાં ટેલિફોન કરાવી પોતાના એક મિત્ર પાસે પોતાની માને ખબર મોકલાવી હતી, અને બીછાનું મંગાવ્યું હતું. જમવાની તેની ઇચ્છા નહોતી.

તેનું મગજ સદાના વિચારોથી ભરેલું હતું. સદા વિષે શુ ધારવું તે તે નક્કી કરી શકયો નહિ. લૉકઅપના નિરાશાજનક વાતાવરણમાં તે વિચારો પણ એટલા જ કાળા દેખાતા. ઘડીકમાં તેને સદા રામલાલની ઉપપત્ની દેખાતી, તો ઘડીકમાં બધા યુવાનોનું મન બહલાવનાર યુવતી દેખાતી. કદીક તેને વેદી ઉપર અદેખાઈ આવતી, તો કદીક રામલાલ પર ચીઢ ચઢતી. તે જો કેદ પકડાયો નહોત તો એના ભૂતકાળ વિષે વાત કરી શકાત અને એનું પૂર્વજીવન જાણી તેના હાલના જીવનનો કોયડો ઉકેલી શકાત.

તેના વિચારો અટક્યા. તેના કેદખાનાનું લોખંડના મળિયાવાળું બારણું ખૂલ્યું. એક ગોરો સાર્જન્ટ અંદર આવ્યો, અને બારણું ફરી બંધ થયું.

"કેમ શો વિચાર ચાલે છે?" સાર્જન્ટે પૂછ્યું.

"ખાસ કંઈ નહિ!" દીનેશને તેના આગમનથી આશ્ચર્ય લાગ્યું. પણ, કદાચ તેને ઑફિસમાં ગમતું નહિ હોય માટે તેની જોડે ગપ્પાં મારવા આવ્યો છે, એમ તેણે માન્યું. પણ બીજી જ પળે તેની એ માન્યતા ખોટી પડી. પેલાએ એને એક તમાચો માર્યો. "કંઈ ખાસ વિચાર આવતો નથી, કેમ? ક્યાંથી આવે? સરકારને તોપને ગોળે ઉડાવી દેવાના વિચાર હોય ત્યાં બીજા વિચાર ક્યાંથી આવે?" કહી તેણે બીજો તમાચો દીનેશને માર્યો.

દીનેશ એકાએક થયેલા આ હુમલાથી અસ્વસ્થ બન્યો, પણ તેણે બૂમ પાડી કહ્યું, "ખબરદાર, જો ફરી મને હાથ લગાડ્યો છે તો !"

"તો તું શું કરશે ? કર, જે કરવું હોય તે !" કહી તેણે દીનેશના મોંઢા ઉપર મુક્કો મારી. દીનેશે તે ચૂકવી દીધી, અને મોટી બૂમ પાડી કહ્યું, "બહાર નીકળ, બદમાશ ! તારું મગજ ઠેકાણે નથી, તને દારૂ ચઢી ગયો છે !"

"હું બદમાશ ? હું દારૂડિયો ?" કહી ઉશ્કેરાઈ તેણે દીનેશનાં બાવડાં પકડયાં. દીનેશ અને તેની બાથંબાથ લડાઈ શરૂ થઈ.

દીનેશ કસરતબાજ નહોતો. નાનપણમાં તે અખાડામાં જતો, પણ કૉલેજમાં ગયા પછી તેણે કસરત ખાતર કસરત ભાગ્યે જ લીધી હોય. સાર્જંટ તેનાથી બળવાન હતો. તેણે થોડા વખતમાં દીનેશને નીચે નાંખ્યો, અને દીનેશ ફરી ઊભો થાય ત્યાર પહેલાં તેણે પોતાના ખીલાવાળા બૂટોની ચાર પાંચ લાતો ચોડી દીધી.

દીનેશને પોતાની પરિસ્થિતિનું પૂરેપૂરું ભાન થયું. તેનાથી કંઈ પણ કરી શકાય એમ નહોતું. તે આ નરપશુના હાથમાં પૂરેપૂરો હતો. જેમ તે વધારે બોલશે,

તેમ તે વધારે ચીઢાશે તે પણ ચોક્કસ હતું. આથી લાત ખાધા પછી પણ તે ચૂપ રહ્યો.

"કેમ, હવે બોલતો નથી? બેભાન થઈ જવાના ઢોંગ કરે છે? કૂતરા, સુવ્વર, ઊભો થા." કહી તે દીનેશને ઊભો કરવા નીચો વળ્યો. તેનું લાલચોળ ગળું તેના હાથ પાસે જોઈ દીનેશને ગળચી દાબી દેવાનું મન થયું પણ મહામહેનતે તે રોક્યું અને મુર્ચ્છાવશ થયો હોય તેમ પડી રહ્યો.

"બિલકુલ કમતાકાત! એટલામાં બેભાન થઈ ગયો! અને સરકારને ઉથલાવી નાંખવાની વાતો કરે છે!" કહી બબડતો બબડતો, વેર બરાબર નહિ લેવાયું તેથી નિરાશ થતો, તે બહાર નીકળી ચાલી ગયો.

તે ગયો, પણ દીનેશ પડી રહ્યો. તેને પોતાની પામરતાનું ભાન થયું. આવા પશુઓ તેમના પર રાજ્ય ચલાવે છે, અને તેને ગુલામ તરીકે રહેવું પડે છે! બપોરે મળેલા ભગવાનદાસ શેઠ જેવા લોકો આવા પશુઓને પેટપૂરતું ખાવાનું આપે છે, અને પોતાના જ દેશના લોકો ઉપર રાજ્ય ચલાવવાની છૂટ અને તક આપે છે!

સાર્જંટના બૂટ હજી તેને ચમચમતા હતા. એ લાતે લાતે તેણે એનું લોહી પીવાનું પણ લીધું હતું. આવા સાર્જંટો, પોલીસો, સિપાઈઓ, અને તેમને નોકરીમાં

રાખનારા શેઠિયાઓ અને મૂડીવાદીઓ — તે સૌના લોહીથી તેના અપમાનનું તર્પણ થશે

માર્જંટના બૂટ હજી ચમચમતા હતા એ લાતે લાતે સદાનો વિચાર કર્યો હતો ચીસ પાડવાની સ્વાભાવિક વૃત્તિ દાબતાં એને બપોરનો વાર્તાલાપ યાદ આવ્યો હતો લાગણી શા માટે? દુ ખ શામાટે? પીડા ને વેદના શામાટે? શામાટે ઇંદ્રિયો દમવી નહિ? શામાટે ઉપભોગ માટે મહેનત કરવી? શામાટે એ ઉપભોગ પછી તેનું પ્રત્યાઘાતી દુ ખ સહેવુ?

આમ, વૈરાગ્યના વિચાર કરતો તે, બત્તીનો પ્રકાશ માકડ, ચાંચડ અને મચ્છરનો સામનો હોવા છતાં ઊંઘી ગયો

## ૨૪

બીજે દિવસે સવારે ૭ વાગે સુબોધ અને સદા મિલના દરવાજા આગળ હાજર થઈ ગયા. મજૂરોનુ ટોળુ પણ આગલા દિવસ જેટલુ જ હતુ થોડી થોડીવારે હમેશના પોકારો થતા હતા, અને ઉત્સાહપૂર્વક તેનો પ્રતિધ્વનિ થતો.

સ્વયંસેવકો મિલના દરવાજાની બે બાજુ લાઈનબધ્ધ ઊભા રહી ગયા હતા પોલિસો મિલના કંપાઉન્ડમાં હતા, તેમજ બહાર પણ હતા.

આખરે સાત વાગ્યાનું ભૂંગળુ વાગ્યુ. તેની સાથે જ એક દિશામા કેટલાક મજૂરોનું ટોળુ આવ્યું. દરવાજા આગળ આવતા તેમને સ્વયંસેવકોએ અંદર ન જવાની વિનંતી કરી. તે તરફ ધ્યાન ન આપતાં તેઓ એક પછી એક અંદર ચાલી ગયા. તેમના પગ બે ચાર પથરા પડયા.

પણ પોલિસે કંઈ કર્યું નહિ. પાંચ મિનિટમાં આખો પ્રસંગ પૂરો થયો

પા કલાક થયો, અડધો કલાક ગયો, પણ મિલના મોટાં ચક્કરો ચાલુ ન થયાં મજૂરોમાં હસાહસી ચાલી

'કોણ જાણે ક્યાંથી લઈ આવ્યા છે?"

'મુઆ કાળપગાઓ!"

'કંઈ ભાંગી ન નાખે તો સારું! નહિ તો નુકસાનમાં વધુ નુકસાન!"

"તેમાં ક્યાં શેઠને ખીસ્સામાંથી આપવાનું છે?"

"ભાઈઓ" સુબોધનો અવાજ સંભળાયો "કાળ-પગાઓ અંદર ગયા છે, પણ કંઈ કામ શરૂ થયું નથી, તે જ બતાવી આપે છે કે તેઓ ફક્ત દેખાવ પૂરતા જ મિલમાં આવ્યા છે"

"અને દેખાવ પણ કેવો!" કોઈ હસતાં હસતાં કહ્યું

'નર્યા આફ્રિકાથી આવ્યા છે."

'ખરી વાત છે," સુબોધે આગળ ચલાવ્યું "દેખાવ કરવામાં પણ તેઓ નિષ્ફળ નીવડ્યા છે આના કરતાં તો તેઓ ચૂપ બેસી ગયા હોત તો તેમનું ડહાપણ દેખાત હડતાલ અખત્યાર વાળે જેમને પોલીસ કોર્ટમાં આવવું હોય તે"

ભવે આવે. સા બિરાદર પ્રાણુલાલ અને દીનેશના કેસ ચાલશે. પણ જેઓ આવે તેમણે એટલુ યાદ રાખવાનું કે કોઈ પણ પ્રકારનું ધાંધલ ન થાય. તેમને મજ્ઞ થાય તો, વધારેમાં વધારે પોકારો કરી આપણે અણગમો દેખાડવો, પણ તે સિવાય બીજુ કંઈ કરવુ નહિ

મજૂરોએ પણ બપોરે કોર્ટમા શાતિ રાખી જ્યારે કેદીઓને લાવવામાં આવ્યા ત્યારે તેમણે "ઇન્કિલાબ ઝિન્દાબાદ"ના પોકારો કર્યા

મેજીસ્ટ્રેટ આ સાભળી ચીઢવાયો તેણે પોલીસને કહ્યુ કે આ કેદીઓનો કેસ સાધારણ નહોતો. કેસ ખોલતા જ દીનેશના વકીલે કહ્યુ કે તેના અસીલને આગલી રાતે પોલીસ સ્ટેશન પર રહેલા સાર્જન્ટ ઉપર વિના કારણે મારવાની ફરિયાદ કરવાની છે

મેજીસ્ટ્રેટ ચમક્યો; "એ સાર્જન્ટનું નામ શુ?"

"નામ આપવાને પોલીસ અમલદાર તૈયાર નથી. તે કહે છે કે ગતને વખતે એક કરતા વધુ સાર્જન્ટો સ્ટેશન પર આવે છે, અને રાતના સાર્જન્ટ દિવસે આવતા ન હોવાથી એનુ નામ એને જાણવુ મુશ્કેલ લાગે છે!"

"પણ નામ વગર ફરિયાદ શી રીતે હોઈ શકે?"

"જો બધા સાર્જન્ટોને હાજર કરે તો મારો અસીલ તેને ઓળખી કાઢવા તૈયાર છે"

"તેનો પુરાવો છે ?"

"હા, બાજુ પરના લૉકઅપના લોકોએ એ સાર્જંટને અંદર જતાં, અને પછી બહાર આવતાં જોયો હતો. એ દરમ્યાન એમણે મારા અસીલની ચીસો સાંભળી હતી, તેમજ તમાચા અને લાતના અવાજો સાંભળ્યા હતા."

"એ કંઈ પૂરતી સાબીતી નથી."

"તે ઉપરાંત મારા અસીલના શરીર પર તે હુમલાથી થયેલાં ચિહ્નો પણ છે. તેણે મારેલી લાતથી મારા અસીલના શરીર પર લીલામા પણ બાઝી ગયાં છે."

"મારું, એ કેમ નોંધાવજો. હાલ તો બીજા જ કેસની વિગત છે."

પણ એ કેસ બહુ લાંબો વખત ન ચાલ્યો. પોલીસે પકડવાને લગતી જુબાની આપી, વધુ જુબાની માટે અઠવાડિયાનો વખત માગ્યો, જે મેજીસ્ટ્રેટે આપ્યો.

ફરી "ઇન્કિલાબ ઝિન્દાબાદ"ની બૂમો પડી. મેજીસ્ટ્રેટે પોલીસને આ અવાજ કરનારાઓને બહાર કાઢવાનું કહ્યું

## ૨૫

"આઠ દિવસની મુદત માંગી છે, તે બતાવી આપે છે કે તેમનો વિચાર સજા કરવાનો નથી." સુઓવે કહ્યું.

"અને એમના ધારવા પ્રમાણે આઠ દિવસમાં આ હડતાળનો અંત આવી જવો જોઈએ." સદાએ કહ્યું. "તમે હોસ્પિટલમાં આવો છો ? વેદીની તબિયત ઘણી બગડી છે."

"ના, હું મિલ ઉપર જઈશ. જોઉં તો ખરો કે કાળપગાઓએ શી ધાડ મારી છે !"

"તો ત્યાંથી છાપાંઓને અહેવાલ પણ મોકલી આપજો. દીનેશે ખાસ કહ્યું છે કે એના છાપામાં જોઈએ તેટલો લાંબો અહેવાલ છપાવી શકાશે "

"સારું તેની ગોઠવણ કરીશ."

સુબોધે દોઢ દિવસમાં જોયું કે તેણે મદાને ધારી તેવી નહોતી. તેની દૃઢ માન્યતા હતી કે સ્ત્રીઓ રાજકીય ચળવળમાં ભાગ લે છે, તે ફક્ત મોજશોખ પૂરતો જ. ઘરમાં બેસી રહેવું ન ગમે, એટલે રાજકીય વાતોમાં રસ લે એ બહાને એમને યશ મળે, અને વખત પણ પસાર થાય વળી એમની જોડે કામ કરનારાઓની રસપિપાસા પણ થોડે અંશે છીપે

વળી રાજકીય કાર્યમાં સ્ત્રીઓ અડચણકર્તા છે, એમ એ ચોક્કસ માનતો તે કેટલીક કોલેજની છોકરીઓના સંબંધમાં આવ્યો હતો, તેઓ એક વખતે મજૂર સંગઠનની અને દેશસ્વાતંત્ર્યની વાતો કરતી હતી આજે તેઓ કેવળ ગૃહિણીઓ બની બાળકોનું સંગઠન કરી રહી હતી

પણ મદામાં તેણે જુદી જ સ્ત્રી જોઈ તેણે રાજકીય અને મજૂરોને લગતી ચળવળોનો અભ્યાસ કર્યો હતો, તેમ જ અનુભવ પણ મેળવ્યો હતો. તે ઉપરાંત એની અથાગ શક્તિ અને અડગ ઉત્સાહ કોઈની પણ પ્રશંસા પામે તેવાં હતાં

દોઢ દિવસમાં તે જોઈ શક્યો, કે તેઓ પાંચ કેટલા દિવસથી નહોતા કરી શક્યા તે એ આટલા થોડા વખતમાં કરી શકી હતી મજૂરોને તેણે મહાશક્તિઓ બનાવી હતી.

" આ સ્ત્રીને તો જગતની મહારાણી બનાવવી જોઈએ " તેણે મનમા કહ્યુ.

અને ખરેખર તેમજ હતુ તે જ્યા જતી ત્યા મહારાણી જ બની રહેતી તેની શક્તિ અને ઉત્સાહ ચેપી હતાં. જેઓ તેના સંસર્ગમાં આવતા તે બધા કામ કરવા મ ડી પડતા. તે બધા જ તેના હુકમ અનુસાર કામ કરવામા તેમનુ અહોભાગ્ય માનતા.

અત્યારે તેને વેદીની ફીકર પેઠી હતી વેદીને લાગેલો ઘા ઉપરથી સાધારણ હતો, પણ તેણે છેક મગજ સુધી અસર કરી હતી આગલી રાતે તાવ આવવાનો શરૂ થયો, અને તે સવારે ઊતર્યો નહોતો આથી, તેની સ્થિતિ ખરેખર ચિંતાજનક હતી

હૉસ્પિટલમા તેને અટકાવનાર કોઈ નહોતુ તે બધાની જાણીતી હતી વેદીના વૉર્ડમા જઈ તેણે નર્સને તેની ખબર પૂછી. તેનો તાવ વધતો જતો હતો, અને હજી તે મુર્ચ્છાવશ હતો ડૉક્ટરે તેને ખસેલ કરવાની ચોખ્ખી ના પાડી હતી

" કેટલો તાવ છે ? "

" તાવ તો ઘણો લાગે છે ! '

" હું તેને જોઈ શકું ? "

" તેને અડકો નહિ તો "

બન્ને જણ તેની પથારી આગળ આવ્યા આંખો મીચીને તે નિશ્ચેતન પડ્યો હતો તેના મોઢા ઉપર શાંતિ છવાઈ રહી હતી

એકાએક તે ચમકી તેના હોઠ હાલતા હતા તેણે પોતાના કાન તેના મોઢા આગળ આણ્યા તાવની ગરમીથી મોની આજુબાજુની હવા ગરમ થઈ હતી તેના હોઠમાંથી અસ્પષ્ટ અવાજ નીકળતો હતો

"તે કંઈક બબડે છે!"

"બની શકે મગજ પર ઈજા થઈ હોય, તો કદાચ તેને સનેપાત થાય!"

"બિચારો! તે એટલો સશક્ત છે કે મગજની ઈજા જ તેને આમ નિશ્ચેતન બનાવી શકે!" સદાથી કહેવાઈ ગયું

"તે કોણ છે? તમારો કંઈ સગો છે?'

"ના માત્ર મિત્ર, અને થોડા જ વખત પર થયેલો પણ સરસ છોકરો છે!'

'તે શું કરે છે?'

"શું કરે છે?" સદા હસી. આ નર્સને શું કહેતું? મજૂર કાર્યકર એટલે શું તે તે સમજી શકશે? મજૂરોનું સંગઠન કરનારનો અર્થ તે જાણતી હશે? એથી તો

જૂઠું બોલવું મારું. "મને ખાસ ખબર નથી, પણ હું ધારું છું કે તે પત્રકાર છે.. કાલે એક સભામાં હુલ્લડ થયેલું તેમાં તેને લાગ્યું છે."

"હા, મેં આજે છાપામા વાંચ્યુ કે મજૂરોના ઉશ્કેરાયેલા ટોળાએ ઘણા જણને ઘાયલ કર્યા. બીજી હોસ્પિટલમાં તેઓ ગયા લાગે છે. કારણ કે અહીં તો આ અને એક મજૂર જેવો લાગતો એમ બે જ જણને લાવવામા આવ્યા હતા!"

મદા હસી. આ સ્ત્રીની બાઘાઈ પર હસ્યા સિવાય કેમ રહેવાય?

"કેમ હસો છો?" તેણે તરત પૂછ્યું.

"ચાલ, આપણે દૂર જઈ વાતો કરીએ. નહિ તો આને ખલેલ પહોંચશે." મદા તેને દૂર લઈ ગઈ.

"હવે તુ તારા કામમાં વળગ, અને બીજા લોકો શા માટે હસે છે, તેના પ્રશ્નો કદી ન પૂછતી. જો પૂછશે, તો તારે કદી ન સાંભળવાનુ સાભળવુ પડશે." મદાએ ટકોરથી કહ્યુ

નર્સને આ કંઈ સમજાયું નહિ. પણ મદાને વધારે હસતી જોઈ, તે બીજા કામમાં રોકાઈ. મદા ડૉક્ટર પાસે ગઈ.

## ૨૬

જેલમાં દીનેશ અને પ્રાણલાલને એકત્ર રાખવામાં આવ્યા હતા, પણ દીનેશ જોઈ શક્યો કે પ્રાણલાલ સાથે વાત કરવા માટે તેની પાસે વિષય નહોતો.

તેનું શરીર હજી દુખતું હતું. એ પાંચ મિનિટના પ્રસંગે એની આખી મનોદશામાં કાળો રંગ પૂર્યો હતો. એ અપમાનના ડંખે તેના હૃદયમાં વિષ પ્રસરાવ્યું હતું. રાષ્ટ્રીય ચળવળ વખતે તેણે માર ખાધો હતો. પણ તે માર બીજાઓને પડતો હતો, તેમ તેને યે પડતો હતો. બધા જ પોલીસ અમલદારો સરખી રીતે વર્તતા હતા. પણ ગઈ કાલે તેમ થતું નહોતું. દારૂના કેફમાં પોતાનો રોષ કાઢવા માટે જ દીનેશને શોધી કાઢ્યો હતો, અને તેને મારી પોતાનો રોષ એ રીતે પ્રદર્શિત કરી તે ચાલી ગયો હતો. એ અપમાનમાં રાષ્ટ્રીય ચળવળમાં ચલાવેલી વ્યવસ્થિતતા નહોતી, એ તો ફક્ત વ્યક્તિગત ગુંડાબાજી હતી.

આવી ગુંડાબાજી પાછળ રહેલુ અંધ બળ, નરી પાશવતા તે મૌ મૂડીવાદને આભારી છે, તે શોધી કાઢવુ દીનેશ માટે અઘરૂં નહોતુ. તેને રમખાણુ કરવા પકડવામાં આવ્યો છે, તે વાત તદ્દન ખોટી છે તે તે જાણતો હતો. મિલના મૅનેજરે કે કોઇ કે તેને અને પ્રાણલાલને દૂરથી ઓળખાવ્યા હશે, અને જેવુ રમખાણુ શરૂ થયું કે તેમને પકડવામા આવ્યા.

વળી આઠ દિવસની મહેતલ માગીને પોલીસે એ વાત ચોક્કસ કરાવી હતી. સીધેસીધી એક મહિનાની સજા ફગવતાં એમને કોઈ અટકાવે તેમ નહોતુ. ગઈ કાલના બે માણસોએ જુબાની આપી હોત તો, તે તેમનો ગુનો પુરવાર થઈ શકત. તેમની વિરુદ્ધ જુબાની તૈયાર કરવી મુશ્કેલ હતી

છતાય પોલીસે આઠ દિવસની મહેતલ માગી એ ઉપરથી દેખી શકાયુ કે પોલીસ તેમને સજા કરાવવાને તૈયાર નથી. ફક્ત શેઠ કે મૅનેજરના કહેવાથી, હડતાળિયાઓથી તેમને આઠ દિવસ માટે જુદા પાડવામાં જ આવ્યા છે.

સદાએ પણ હડતાળમાં કામ કરવુ શરૂ કર્યું છે, તે જાણીને તેને ઘણો આનંદ થયો હતો: પણ બીજી જ પળે તેને દિલગીરી થઈ, કે પોતે તે વખતે જેલમાં પડયો હતો.

ગમે તેમ તોયે સદા ત્યા હશે, ત્યાંસુધી હડતાળ ઘણા જોરથી ચાલશે, તે નિ:સંશય હતુ. બે દિવસ પહેલાં સદાએ

જ્યારે ભાષણ આપ્યું હતું, ત્યારે તે જોઈ શક્યો હતો કે સદા મજૂરો ઉપર સારી અસર કરી શકી હતી. આજે કોર્ટમાં પણ મજૂરો એના તરફ જે માનથી અને પૂજ્ય ભાવથી વર્તતા હતા, તે ઉપરથી પણ જોઈ શકાતું હતું કે તેણે તેની સ્વાભાવિક શક્તિથી તેમને પોતા તરફ આકર્ષ્યા હતા.

પણ સદાની બીજી એક વાતે ફરી તેનામાં અદેખાઈ આણી હતી. વેદી ઘણો માંદો હતો; અને જોકે સદા તેની હંમેશાં સારવાર નહોતી કરતી, પણ એની પાસે દિવસના જેટલા ભાગમાં હડતાળનું કામ ન હોય, ત્યારે તે જતી, એ વાત ચોખ્ખી હતી. પોતે જ્યારે જેલમાં પડયો હતો, ત્યારે વેદી ઉપર ઊભી કરેલી અદેખાઈના પડછાયા લાંબા થતા હતા.

પડયાં પડયાં આવા વિચારો કરી તેનું મન વ્યાકુળ થઈ રહ્યું હતું તે વખતે પ્રાણલાલ બહારથી મંગાવેલી ચોપડી વાંચી રહ્યો હતો.

'શું આ માણસને એવી કંઈ લાગણીઓ નહિ થતી હોય? તેને કોઈ સ્ત્રી પ્રત્યે એવો ભાવ નહિ થયો હોય? મારા આટલા સહવાસ દરમ્યાન એને મેં કોઈ વખત કોઈ સ્ત્રી સાથે જોયો નથી. કોઈ સ્ત્રી વિષે વાત કરતાં જોયો નથી. એના ઘરમાં પણ તે એના કુટુંબ સાથે લાગણીપૂર્વક

બળતો નહિ. જાણે પોતે એક દેવ હોય અને કુટુંબનાં બીજાં માણસો તેની સેવા કરવા સર્જાયાં હોય તેમ તે વર્તે છે."

'સ્ત્રીઓ એના તરફ આકર્ષાતી પણ નથી. કોઈ દિવસ સ્ત્રી સાથે મેં એને જોયો નથી. શું એના હૃદયમાં સ્ત્રીઓને માટે સ્થાન જ નહિ હોય?

'પણ સ્થાન હોય તોયે શું? એની આવી ખેદકારી ભરી વર્તણૂક કોઈ પણ સ્ત્રીને તેનાથી દૂર નસાડી મૂકે. તેનું કુટુંબ તેને આવી રીતે કેમ વર્તવા દે છે, તે યે નવાઈ ભરેલી વાત છે. એ પાઈ કમાતો નથી. મોટાભાઈ પાસે ખર્ચવા માટે એ પૈસા લેતો પણ હોવો જોઈએ. ઘરમા કોઈ માંદુસાજું હોય તો તેની કદી તેણે સારવાર કરી નથી. પણ જો તેને માથું પણ દુઃખે તો તે હોહા કરી, કોણ જાણે કેવો ય રોગ તેને લાગુ પડયો હોય તે પ્રમાણે વર્તે અને ઘરના માણસ પાસે ચાકરી કરાવે.

'અને તે સૌ ચાકરી કરે પણ છે! એનો મોટોભાઈ અને નાનોભાઈ તો તેને પૂજે છે. તેને કુટુંબનો હીરો ગણે છે. તેને ખાતર કંઈ પણ કરવા તૈયાર થાય છે. પોતાના કુટુંબમાથી એક માણસને ગણને ચરણે ધરવા માટે તેઓ પોતે પણ અભિમાન માને છે. અને તે આવો માણસ?

'એનામાં પોતાની શક્તિનો ખોટો ખ્યાલ છે, એટલું જ. અલબત્ત નસીબ એને મદદ કરતું રહ્યું છે. દરેકમાં એને માન મળે છે, અને એની શક્તિના ખોટા ઢેરને શીંગડાં ઉગાડે છે. એ પોતાના મનમાં વધારેને વધારે અભિમાની થતો જાય છે. પણ ક્યાં સુધી?

'આ ઉંમરે એ પ્રૌઢ માણસની માફક વર્તે છે. યુવાનીની ઉચ્છૃંખલતા એને નાદાની લાગે છે. ડાહી ડાહી રીતે વાત કરવામાં એને મઝા પડે છે. કોઈ સાંભળનારું મળે તો તેનો મદ પોષાય છે. સાંભળનારું તેની મશ્કરી કરે તો તેનાથી ચીઢવાય છે. આવું અકાળ માનસિક વાર્ધક્ય તેને કયાં લઈ જશે?

'જયારે આખું જગત સર કરવાને યુવાનો ઝઝૂમે છે, ત્યારે આવા માણસોને વૃદ્ધ થવું ગમે છે. જૂની દુનિયાને અલોપ કરી નવી દુનિયા સરજાવવાને તનતોડ મહેનત કરી રહેલા યુવાનો આની આગળ ઘૂંટણિયાં તાણતાં બાળકો લાગે છે! જે જુવાનોને ગઈ કાલ ખપતી નથી, અને આજ શોભાવી લેવી છે, તેને આ માણસ હસે છે. આજને સુધારી લઈ તેની મીઠાશ ચાખવામાં આ માણસ શક્તિનો વ્યય થયેલો સમજે છે. આજમાં આવતી કાલને સુધારવાના બીજ રોપવાં એ આદર્શવાદીઓનાં ખોટાં સ્વપ્ન લાગે છે. વિશ્વમાં આવું અકાળ વૃદ્ધત્વ વધતું જાય છે, અને યુવાનોના

માર્ગમા આવી ઊભુ રહે છે પ્રગતિના માર્ગનો બાધક થઈ પડે છે

'આના કરતા તો વૃદ્ધો સારા કે તેમને વૃદ્ધો કહી, ગઈ કાલના માણસ કરી બાજુ પર ખસેડી શકાય છે પણ આવા યુવાનોના આગેવાનોથી તોબાહ યુવાનોના પ્રતિનિધિ થઈ યુવાનોના માનસને ન સમજી શકનાર આવા વૃદ્ધ યુવાનો પોતાને આજે મહાન માની રહ્યા છે . '|'

દીનેશ સામે એક હાડપિંજર આવી ઊભુ રહ્યુ તે તેની સામે ચિત્રવિચિત્ર ચાળા કરતું હતુ ભયકર મોઢા કરતુ હતુ આખના ખાડાઓ વધુ ઊંડા કરતું હતું એના દાત કચકચાવતું હતું એના લાકડી સમા હાથો ગમે તેમ હલાવતુ હતું એના પગો કોઈ ભયકર નૃત્ય કરી રહ્યા હતા

પળેક દીનેશ ગભરાયો પછી તેને તે નૃત્ય વિચિત્ર લાગ્યુ તેની હાસ્ય વૃત્તિને ગલીપચી થઈ આવી તે ખડખડાટ હસી પડ્યો

જાણે ઘોર ગુબજમાથી પ્રશ્ન આવ્યો, તું શુ હસી રહ્યો છે?"

દીનેશને તેના અવાજથી વધુ હસવુ આવ્યુ "તારા હાસ્ય કરવાના દિવસ પૂરા થઈ ગયા છે તે હાડપિજરના દાતોમાંથી કર્કશ અને ઘેરો અવાજ આ યો

"તું શા ઉપરથી કહે છે?" દીનેશે હસવું ખાળતાં કહ્યું.

"અમારો નાશ કરવા તૈયાર થનારને અમે ઝબ્બે કરીશું, તેનો નાશ કરીશું. અને પછી ખુશાલીમાં તેમની ઉપર, તેમનાં શબો ઉપર અમે તાંડવ રચીશું"

દીનેશને ફરી હસવું આવ્યું. "તારા નાશમાં હવે બાકી શું રહ્યું છે? તારું શરીર ક્યાં છે? આ નર્યા હાડપિંજરમાં ક્યાં છે એક પણ ધબકતા લોહીની નાડી? ક્યાં છે એક પણ સશક્ત સ્નાયુ—?"

"અમારે તેની કશીય જરૂર નથી. આ હાડપિંજર પાછળ અમારો આત્મા છૂપાઈ રહ્યો છે. તમારા જેવા કેટલાયે આવ્યા અને કેટલાયે તે આત્માને ખોળી તેનો નાશ કરવા ચાલ્યા. પણ આત્માને શોધવા જતાં હાડકાંની ભાળમાં તેઓ જ લપેટાઈ ગયા. તેઓનો જ નાશ થયો."

"હશે મારે તારો નાશ નથી કરવો. તારાં હાડકાંઓ એની મેળે જ ઓગળશે. એની મેળે જ ધૂળમાં મળશે. એક પછી એક સાંધાઓ છૂટા થશે, અને પછી તે રગદોળાશે. બધાં હાડકાં એમ છૂટાં પડશે, ને તારા આત્માને બીજું કોઈ હાડપિંજર શોધવું પડશે. હું તારો નાશ કરવાને માટે મહેનત નહિ કરું."

"પણ કરે છે તેનુ શુ? તેથી હું તને ચેતવણી આપવા આવ્યો છુ, કે હજી વખત છે, હજી દુર રહે અમારા વિનાશ પહેલા તારો જ નાશ થશે"

"તુ તારુ ઓળખાણુ આપીશ?"

'મારૂં ઓળખાણ? શા માટે આપુ? તુ પોતે જ મને ઓળખી શકતો ન હોય તો મારે તે જણાવવાની શી જરૂર? ભલે તું તારી મેળે મને ઓળખવાની અને નાશ કરવાની મહેનત કર્યા કરે પણ એક દિવસ તુ જ મારામાં સમાઈ જશે તુ જ મારી માફક તારો નાશ કરવાની ઇચ્છા રાખનાર યુવાનોને મારી માફક જ કહેશે—

ચારે બાજુથી બીજા હાડપિંજરો આવી પહોચ્યા, અને એક ભયાનક ભૂતાવળ રચાઈ રહી દીનેશની ચારે બાજુએ તે ફરી વળી, અને નૃત્ય કરી રહી તેના પગનાં હાડ। તાલ આપતા હતા ને તેઓ તેમના દાતનો અવાજ કરી ગાતાં હતાં

'તમે સૌ કોણ છો?" આ ભયાનકતાના અતિરેકથી સહેજ ધ્રૂજી દીનેશે પૂછ્યુ.

પણ જવાબમા તેમના નૃત્યનો ખડખડાટ જ આવ્યો તેઓ તેની આજુબાજુ વર્તુળમા ફરી રહ્યા હતા, અને ધીરે ધીરે તે વર્તુળ નાનુ થતું જતું હતું

"તમે સૌ કોણ છો?'

કંઈ પણ જવાબ ન મળ્યો

વર્તુળ એટલુ નાનું થઈ ગયુ હતું કે તેમના નૃત્યથી હાલતી હવાનો ઠંડો પવન તેને લાગતો હતો મૃત્યુની શીતળતા ભરી એ લહેરો તેના મગજમા મૂર્ચ્છા આણતી હતી.

દીનેશે ફરી એક પ્રયત્ન કર્યો. બની શકે તેટલે મોટે અવાજે તેણે કહ્યુ, "દૂર હઠો. મને જવા દો!"

વર્તુળ હજી નાનુ થતુ ગયુ કદીક કદીક તેમના હાથ અને પગનો તેને સ્પર્શ થતો હતો. હિમથી ય વધુ શીતળ એ સ્પર્શથી તે દાઝી ઊઠયો.

તેણે શરીરની બધી શક્તિ એકઠી કરી અને તે ભૂતાવળની હાર ભેદી આરપાર ચાલી ગયો

એકાએક એ નૃત્યનો ઘોર અવાજ બંધ પડયો. દીનેશે પાછા ફરી જોયુ ત્યા કોઈ નહોતું. ફક્ત કબરમાથી આવતો હોય તેવો ઘેરો અવાજ આવ્યો, "અમે છીએ જૂનવાણી માનસ અમને તોડનાર, અમને દૂર કરનાર, અમારો નાશ કરનાર નકામી મહેનત કરે છે. યુવાનોનાં એ ખોટા બણગાં છે એ જ યુવાનોને આવતા યુગના યુવાનો જૂનવાણી કહી હસશે. તું અમારામાં સમાઈ જશે. તું ય આ ભૂતાવળમાંનો એક થઈ જશે—"

દીનેશના શરીર પર એક કમકમાટી આવી ગઈ. તેના શરીરના સ્નાયુ ઢીલા પડી ગયા ગયા. તેના જ્ઞાનતંતુઓ

જડ બની ગયા. ઢીલા કાદવનું બન્યું હોય તેમ એનું શરીર જમીન પર ફસડાઈ પડ્યું.

વાતાવરણમાં ફરી ભયાનક હાસ્ય પથરાઈ રહ્યું. એ હાસ્યની ભયંકરતા અંતીમ નિદ્રામા સુતેલા મૃડદાને પણ જાગ્રત કરે એવી હતી.

દીનેશ ઊભો થયો. "ના, ના, હું તમારામાં કદી નહિ સમાઉં. કદી તમારામાનો એક નહિ થાઉં. આવતા યુગના યુવાનો મને કદી વૃદ્ધ નહિ કહે. ના, ના, ના, ના—'

અને તે જાગી ઊઠ્યો. તેણે ફક્ત ભયાનક સ્વપ્ન જ જોયુ હતું. પણ તે સ્વપ્નનો દેખાવ ભૂલી જવાય એમ નહોતો. તેના શબ્દેશબ્દ તેને યાદ હતા.

પ્રાણલાલ તેની બૂમ સાંભળીને તેની પાસે આવી પહોંચ્યો હતો.

"કેમ શું થયુ?"

"કંઈ નહિ, આખું શરીર દુખે છે." દીનેશે જૂઠું કહ્યું. પ્રાણલાલના મોઢામાં પેલા હાડપિંજરનું રૂપ દેખાયું. એ એમાં કઈક અદ્ભુત સામ્ય હતું!

"હું તો ચમક્યો."

"ના, એવુ કંઈ દુખતું નથી. પણ સૂઈ ગયો હતો અને પાસું બદલતાં એકાએક દુખ્યુ એટલે બૂમ પાડી ઊઠ્યો."

"તો સારું." કહી તે પાછો પોતાને સ્થાને જઈ બેઠો.

દીનેશે પાસું બદલ્યું. તેનું મગજ જૂનવાણીના શબ્દે શબ્દે વીંધાઈ ગયું હતું. શું આવતા યુગના યુવાન તેને પણ જૂનવાણી ગણશે? તેના કામોને, તેના આદર્શોને મૂર્ખાઈભર્યા ગણશે? તેમાં તેમને જૂનવાણીની ગંધ આવશે? ના, ના, તે એવું કામ કરી રહ્યો હતો કે જગતના કોયડાનો તેમાં ઉકેલ હતો. એ ઉકેલ પ્રાપ્ત થતાં જ જગતને સુખ મળશે. પછીના યુવાનોને આવી વેદના સહેવાની નહિ રહેશે. મૂડીવાદ સામે, અજ્ઞાન સામે, કિલ્લાબંધી રચી રહેલા સમાજ સામે લડવાનું નહિ હોય. તે સૌ ક્યારનાં ય જમીનદોસ્ત થઈ ગયા હશે. તે સૌ ક્યારનાં ય ભૂતકાળની ઊંડી કબરમાં સમાઈ ગયાં હશે; ઇતિહાસની ગાથામાં દુઃસ્વપ્ન તરીકે ચીતરાઈ રહ્યાં હશે.

ના, ના, આ એક જ રસ્તે જગતનો ઉદ્ધાર છે. આ એક જ રસ્તો સર્વ ધર્મનું, સર્વ જાતિનું, બધા સમાજનું સમીકરણ કરશે. આજની દુનિયાના મહાન વિચારકો એમાં શાશ્વત સત્ય જોઈ રહ્યા છે. તે ધ્યેયના માર્ગ માટે ભિન્ન મત હોય તો યે તેણે જે માર્ગ પકડ્યો છે, તે માર્ગ જ ધોરી રસ્તો છે. એમાં કોઈ પણ જાતની અંધારગલીઓ નથી, આડા અટપટા રસ્તા નથી. એ જ રસ્તે થઈ, જગદુદ્ધારના અંતીમ ધ્યેય આગળ જઈ પહોંચાશે.

## ૨૭

વેદીનો સનેપાત વધ્યો હતો. તેનો તાવ પણ ઊતર્યો નહોતો. ચારેક વાગે સદા પાછી હૉસ્પિટલમા આવી, ત્યારે નર્સે તેની સ્થિતિથી તેને વાકેફ કરી.

"ડૉક્ટરને લાગે છે કે તેના મગજ પર સખત અસર થઈ છે, અને જો તેને કોઈ પણ રસ્તે આરામ નહિ મળે તો તે ભાગ્યે જ જીવે."

મરણથી સદા ટેવાઈ ગઈ હતી. નર્સ તરીકે તેણે કેટલાય માણસોને મરતા જોયાં હતાં. કેટલાય મૂડદાં ઉપર તેણે તેની આંખો બંધ કરી, ચાદર ઓઢાડી હતી.

પણ વેદીના મરણ વિષે આવી રીતે વાત સાંભળતાં સદાની આંખમાથી આંસુ આવ્યા.

"તમે આટલાં પોચા હૃદયનાં છો?" નર્સ અજાયબ થઈ. તેને ખબર હતી કે સદા પણ તે જ ધંધો કરતી હતી.

" ના, હું પોચી નથી. પણ આ બીચારો આ ઉમરે મરે તે ઠીક નથી "

" મરણ ક્યારે ઠીક હોય છે? પણ જન્મમરણ એ ચોક્કસ વાત છે અને તમે જુવાનોને મરતાં જોયાં નથી ? "

" જોયા છે, પણ—"

" તમારા કોઈ મિત્રને નહિ."

" હા. આ બિચારો મરી જશે તો મને તેની ખોટ સાલશે "

" કેમ ? "

" તે બીજાનુ કામ કરે એવો માણસ છે. એણે પોતાની આખી જિંદગી બીજાના ભલા માટે આપી દીધી છે. "

" પણ તમે તો કહેતા હતા કે તે પત્રકાર છે ! "

" હા, પત્રકાર છે. પણ તે ઉપરાંત બીજું ઘણુ કામ કરે છે. "

" બીજું શું ? "

" બેન, તમને એ સમજાવવાનો વખત કે સ્થળ નથી. અને કહીશ તો તમને તે હસવા જેવી વાત લાગશે એવું કામ કરનારને તમારા વર્ગનો સમાજ રખડેલ, ધંધા વિનાના, ખોટુ તૂત ઊભું કરનારા કહે છે. "

" એટલે ? "

" સમજાતુ ? સમજશો ? ગઈ કાલે મજૂરોની સભામા થયેલા ગમખાણ વિષે તમે વાચ્યુ છે તમે તે આજના સવારના એક છાપામાં વાચ્યુ હતું અત્યારે સાજે આ છાપુ નીકળે છે, તેમા તે વિષે શુ આવ્યુ છે, તે વાચ્યુ ? વાચી સંભળાવુ ? " સદાનો અવાજ તીખો હતો વેદીની માદગીને લીધે, અને સતત કામને લીધે, તેના જ્ઞાનતતુઓ તીવ્ર બની ગયા હતા નસને આ સૌ વિચિત્ર લાગ્યુ પણ તેણે જ જિજ્ઞાસા બતાવી હતી એટલે સાભળવુ એમ તેને લાગ્યુ

" સાભળો મજૂરોની હડતાળનો આજે બીજો દિવસ શરૂ થયો પહેલે દિવસે મિલના શેઠે જે પ્રેમથી, અને સહૃદયતાથી હડતાળસમિતિના સભ્યોને પોતાને ઘેર આમત્ર્યા હતા, તે પ્રેમ અને સહૃદયતા તેમણે ફરી સાજે બતાવી અમે ખોટો આક્ષેપ નથી મૂકતા માનવાને અમને સપૂર્ણ કારણ મળે છે, કે ગઈ કાલે સાજે લાલ મેદાનમા થયેલા રમખાણ પાછળ એ શેઠની સહૃદયતાની લાગણી જ હતી

'કોઈક બે માણસોએ સભામા ધાધલ કરવાની શરૂઆત કરી હડતાળના નાયકોના ભાષણોમા ખલેલ કરવા માડી પણ શોધી કાઢતા વાર ન લાગી કે તે માણસો શેઠની એ સહૃદયતાના હથિયાર હતા . "

અને સદાએ આખો હેવાલ નર્સને વાંચી સંભળાવ્યો.

"આ છાપા પ્રમાણે તો એમ લાગે છે કે પોલીસે જ રમખાણ મચાવ્યું. તેમણે મજૂરોને અને આ માણસને માર્યા."

"હા, તોફાન કરી ઉશ્કેરનાર બદમાસોને મજૂરો પકડે, નાસવા ન દે, તો પોલીસ એમની વહારે ન જાય?" સદાએ કડવાશથી કહ્યું.

નર્સ વિચારમાં પડી ગઈ. સવારે તેણે છાપામાં બીજું જ કંઈક વાંચ્યું હતું. તેમાં તો એમ લખ્યું હતું કે સમાધાન ન કરવા બદલ મજૂરોના નાયક ઉપર મજૂરો પણ ગુસ્સે થઈ ગયા હતા, અને એમનું ટોળું તોફાન ઉપર ચડી ગયું હતું. સારે નસીબે, પોલીસને એવા તોફાનની ખબર પહેલેથી પડી હોવાથી તેમણે ટૂંક વખતમાં એ તોફાની ટોળાને વીખેરી નાખ્યું.

"ત્યારે મેં સવારના છાપામાં વાંચ્યું તે તદ્દન ખોટું?"

"હા, દુનિયામાં જે અનેક જુઠાણાં ચાલી રહ્યાં છે, તેમાં એ એક વધારે."

"ત્યારે મારે કાલથી એ છાપું બંધ કરવું પડશે." નર્સે કહ્યું. તે માનતી આવી હતી કે છાપામાં જે આવે છે, તે બધી ખરી ખબરો આવે છે. એક જ પ્રાંતના બે

આવા ઊલટા સમાચારો બનાવી શકાય, તે તેને તદ્દન નવુ લાગ્યુ

"હજી બીજુ સાભળવુ છે?" કડવાશથી સદાએ કહ્યુ "સાભળો" અને સદાએ દીનેશને જેલમા પડેલા મારનો હેવાલ વાચી સંભળાવ્યો.

નર્સ તેની સામે ડોળા ફાડી જોઈ રહી. "આ બધુ સાચુ?"

"હા પણ તે વિષે એક પણ શબ્દ તમારા કાલ સવારના છાપામા નહિ આવે વાચકોને દુ ખ થાય અને તેમનુ મન ઉશ્કેરાય એવી વાતો આપીને તેઓ વાચકોનો આખો દિવસ બગાડવા માગતા નથી."

"પણ આવા બિચારાઓને શા માટે તેઓ આમ નિર્દય રીતે માર મારતા હશે?"

"તેમને પૂછી આવો તેઓ બરાબર સમજાવી શકશે. બાકી સાચી રીતે, તેમના લમાડ મગજથી આવા સાચાખોટા અને નીડર યુવાનો જોઈ શકાતા નથી"

'તમે તેમને ઓળખો છો?

"કોને દીનેશચંદ્રને? હા, જેમ આ ચતુર્વેદીને ઓળખુ છુ તેમ તેને પણ ઓળખુ છુ. બન્નેનું એક જ દિવસે ઓળખાણ થયુ. આજે એક હોસ્પિટલમા છે અને બીજો જેલમાં છે."

"પણ એમનો કંઈ વાંક તો હોવો જ જોઈએ?"

"હા, કેમ નહિ? ઘણો મોટો વાક, ઘણો મોટો દોષ તેમની મોટી ભૂલ એ જ કે ગરીબોની તેમણે મૈત્રી કરી મજૂરો સાથે કર્યા, તેમને માટે લડવાની તૈયારી કરી અને તે કોની સામે? શ્રીમંતો સામે, પૈસાદાર સામે, સમાજના નેતાઓ સામે આ દોષ, આ પાપ કંઈ નાનુસનું નથી આ મજૂરોની દોસ્તી કરી, સમાજના એ દેવો સામે થવા માટે કદાચ આ છોકરાની જિંદગી જશે, પેલાને છ બાર મહિના કેદ મળશે"

"અરર! પણ એમને એમ કરવાની શી જરૂર? બીજું કંઈ કામ નથી? દીનેશચંદ્ર તો નોકરી કરતા હતા તે આમાં શા માટે જોડાયા? એમાં એમને શો ફાયદો થાય?"

"ફાયદો? કોનો ફાયદો? કેવળ પોતાના જ ફાયદા સારુ જીવન આપવામાં આવ્યુ છે? ખાઈપીને મોજ મઝામાં જ જીવન સમાઈ જવુ જોઈએ?

"ના, એમ નહિ પણ—"

"દુનિયાના મોટા ભાગના લોકોને પોતાના નિકટનાં મિત્રો અને સગા વહાલાં સિવાય બીજાં કોઈની પડી નથી પણ આવા યુવાનોને મન આખુ કચડાયેલુ જગત એમનુ

કુટુંબ છે દુનિયાના ગરીબો એમના માતપિતા કરતા ય વધારે પ્રિય છે તેમના રક્ષણ માટે તેમજ લાભ અને હિતને માટે તેઓ પોતાની જિંદગીની દરકાર ન કરતા શ્રીમંતો સામે માથા ઊંચકે છે શ્રીમંતો તેમને આવી રીતે સુધારવાનો પ્રયત્ન કરે છે કેટલાક જણા સુધરી પણ જાય છે કેટલાક વધારે બગડે છે જેમ એક વખત જેલ જઈ આવેલો ચોર ફરી જેલ જતા બીતો નથી, તેમ એક વખત શ્રીમંતોને હાથે પીડાયેલો માણસ હમેશને માટે તેમનો દુશ્મન બની જાય છે, અને ગરીબોની સાથે કે તેમને મોખરે રહી, પોતાનુ આખુ જીવન લડતમા વ્યતીત કરે છે ”

નર્મ આ સૌ સાંભળ્યા કરતી હતી તેને આ કઈ નવુ જ મળાયુ અત્યાર સુધીની તેની જિંદગીમા તેણે પણ પોતાના મિત્રો અને સગા સિવાય બાજીની દુનિયાની દરકાર કરી નહોતી એવી રીતે બીજાઓની દરકાર કરનાર આવા યુવાનો પણ જગતમા પડયા છે, તેની તેને આજે જ ખબર પડી

રાષ્ટ્રીય ચળવળ વખતે અનેક માણસો જેલમા ગયા છે, તે એણે છાપામા વાચ્યુ હતુ પણ દેશને ખાતર, દેશના સ્વાતંત્ર્ય ખાતર એમ કરવુ એ યોગ્ય હતુ અસલના વખતમાં હજારો સૈનિકો પોતાના દેશ અને ધર્મ ખાતર પોતાના દેહનુ બલિદાન આપતા હતા પણ ગરીબોને ખાતર, શ્રીમંતો સામે થનાર માણસો પણ દુનિયામા છે, તે

તે જાણતી નહોતી ખરી રીતે જોવા જતા ગરીબોની દુનિયાની જ તેને ખબર નહોતી તે ભિખારીઓને ઓળખતી હતી, પણ તે સિવાય પણ બીજા ગરીબો છે તે એ નહોતી જાણતી

"એ જીવન પણ વીતાવવા જેવુ છે હાથે કરી કૂવામાં ન પડવા વિષે આપણી કહેવતની ચોપડીઓ કહે છે પણ આ યુવાનો હાથે કરી ગરીબાઈને આમત્રે છે શ્રીમતાઈને અળગી કરે છે "

"તમે એ બધાને કેવી રીતે ઓળખો છો ?' નર્મને જે પ્રશ્ન ક્યારનો મૂઝવતો હતો, તે એણે પૂછ્યો

## ૨૮

હડતાલનું વાતાવરણ ગંભીર થતુ જતું હતુ મુખ્ય કાર્યકર્તાઓમાથી બે જણ જેલમા અને એક દવાખાનામાં પડ્યો હતો રામચરણનો પત્તો ન હતો.

હડતાલ તથા તોફાનના સમાચારો છાપામાં છપાઈ ચૂકયા હતા. એની અસર મધ્યમ વર્ગના લત્તામા થઈ હતી, કામદારોના લત્તામા પણ થઈ હતી પણ બે ઊલટી જ અસરો હતી એક વર્ગ ડઘાઈ ગયો હતો 'જોયુ આ હડતાલ પાડવાનું ફળ ?' એ પ્રશ્ન સૌના મુખ ભયગ્રસ્ત કરી ગયો હતો એ સૌને હડતાળિયાઓની મૂર્ખતા ઉપર તિરસ્કાર આવ્યો હતો અથવા દયા આવી હતી. અને પોતાને કશુ લાગતુ વળગતું ન હોવા છતાં એનો ડર તેમને ડારી ગયો હતો.

પણ કામદારોના લત્તામાં એવું ન હતું. સરકારની પોલિસોની ગુંડાશાહીથી તેઓ ઊકળી ઊઠ્યા હતા કેવળ રામમિલમાં જનારા જ નહિ, કેવળ એ સભામાં હાજરી આપનારાં જ નહિ, કેવળ એકાદા લત્તાના નહિ પણ શહેર અમસ્તના મજૂરલત્તાઓમાં હોહા મચી ગઈ હતી કેવળ કાપડની મિલના જ નહિ, પણ બીજી ફેક્ટરીઓનાં કામદારો પણ અંદર અંદર વાતો કરી રહ્યા હતા, " આજે એમનો વારો તો કાલે આપણો "

" અને એ તો ન બોલીએ એમ વધારે ચગદી ઘાલે '

' પણ એ શેઠનું સત્યાનાશ જાય તે પોલિસ બોલાવી લાવ્યો હતી મગદૂર તો આવવું હતું ને સામે મોંઢે ! આ તો જાણે સરકારે એનો પોતાનો ' ' અરે, સરકાર વળી બીજો કયો આવવાનો હતો ? એ બધા અંદરના ને અંદરના સાળાબનેવી ભેગા થયા એટલે સરકાર જોયું નહિ આજે ? '

' આ સાંચાબાંચા તોડીફોડીને એક દાડો સાફ કરી નાખવા જોઈએ. સાલા કમાય છે આપણી ઉપર ને પાછા પાટુ ય આપણને મારે છે. '

' તોડવાથી તો કંઈ ના વળે. પણ સૌ સંપ કરીને બધી મિલ કારખાના નામે થોડા દા'ડા ઊભી દઈએ તો જુવો મજા.'

'હા, હા, એ વાત ખરી કીધી તમે, શેણાભાઈ' અને સાંભળનારા પ્રત્યેકના મનમા એ 'ખરી વાત' નો પડઘો પડ્યો

આ જ વાત આ શબ્દોમા કે બીજા શબ્દોમાં લત્તે લત્તે થઈ રહી હતી કોઈ મોઢા બહાર લાવતુ તો કોઈ હોઠ પર તો કોઈના મનમા જ એનુ ધમમાણ મચતું પણ આજ લગીના સૌના અનુભવો એક જ હતા સૌ શેઠિયાઓની અને સરકારની એકત્ર શોષણ અને દમનનીતિના ભોગ બનેલા હતા મિલકુલ ભણતર વિનાના એ સૌ કામદારો, તેમને કશુ સમજાવતાં પહેલા જાણે સમજી ચૂકયા હતા બહુ બોલ્યા વિના બંડ પોકારી રહ્યા હતા અને છતા આજલગી વર્ષો થયા તેઓ જડની જેમ દબાયેલા જ રહ્યા હતા આવે કોક કોક પ્રસંગે તેમના લોહી આજ પહેલા પણ ઊકળી ગયા હતા પણ પાછા ઠંડા પડી ગયા હતા

પણ આજે જુદો જ જુવાળ હતો આગની હડતાલોમાં મળેલી નિષ્ફળતા યાદ કરી નિરાશ થઈને બેસી રહેવાનું તેમને ન સૂઝ્યુ પણ પાછલી નિર્બળતા તોડી છોડી, ફરી એકવાર એકસંપ થઈ, મરણિયા થઈ ઝઝૂમવાનો તેમને ઉત્સાહ વ્યાપ્યો જોકે, આ અદ્ભુત ફેરફાર શાથી થવા પામ્યો હતો એનાં કારણોની એ

કામદારોને પોતાને જ પૂરી માહિતી ન હતી તેઓ કેવળ એટલું જાણતા હતા કે આ શહેરના થોડાક જુવાનો — પેલા સમાજવાદી કહેવાતા જુવાનો સાથે ગતોની રાતો મહિનાઓ લગી વાતો કર્યા પછી તેમનામા ઘણી બધી સમજ, નવી શક્તિ અને જાગૃતિ આવી હતી

'તમારા પોતાનામાં જ ક્રાંતિના બીજ છે એ જુવાનિયાઓએ તો કેવળ એને બહાર આણ્યાં છે આજે એ પકડાઈ ગયા હોય, ઘાયલ થયા હોય, કે જતા ન્યા હોય પણ એથી તમારા ક્રાંતિનાં બીજ નાશ પામવાનાં નથી હવે એમની જરૂર પણ નથી એકવાર એ બહાર આવે, એમાંથી ફણગો ફૂટે એની જ જરૂર હતી હવે કોઈની મદદ વિના તમે કદમ ભરી શકશો. તમે તમારા પોતાના જ આગેવાન છો તમારે બહારના કોઈની દોરવણીની શી જરૂર છે?'

મહાબેનની આ વાણીએ તેમનામાં આત્મભાન જાગૃત કર્યું.

માજના સમગ્ર કામદારોના જંગી સરઘસમાં એનો પ્રત્યક્ષ પુરાવો મળ્યો બધી મિલો, બધાં કારખાનાંના કામદારો એમાં સામેલ થયા 'દુનિયાના મજદૂરો એક હો' નો ગગનભેદી સૂર સાફ લાગ્યો

## ૨૯

મદા મગધમ પૂરુ થતા હોસ્પિટલમાં પહોચી ત્યારે રાતના નવ થવા આવ્યા હતા બપોરવાળી નર્સ ન હતી પણ બીજી એક નર્સ વેદીના બીછાના આગળ ઊભી હતી

વેદીની સ્થિતિ વધારે ગભીર બની હતી તેને મનેપાત શરૂ થયો હતો. તેના શબ્દો સ્પષ્ટતાથી મમજાતા ન હોતા તે છતા મદા, પોતાનું નામ ઘણી વખત સાભળી શકી તેને બીક લાગી તે ડૉક્ટર પાસે ગઈ ડૉક્ટરે તેને ન ગભગવાનું કહ્યુ "સનેપાત છે, પણ તેથી કંઈ ગભરાવાનું કારણ નથી એનુ શરીર એનુ મરમ છે કે એ એને ટેકો આપશે આજ રાતના આરામ પછી કાલ મવારે તેના શરીરની સ્થિતિ સુધરવા માડશે'

"ડૉક્ટર, તમે માત્વન આપો છો, પણ મારુ મન તે માનવા તૈયાર નથી"

"એ તો દરેક દરદીના સગા એમજ માને છે કે ડૉકટર તેમનાથી કંઈક છુપાવે છે પણ તમે તો નર્સ છો તમે જાતે જ સમજી શકશો કે એવી મગજની ઈજાથી સનેપાત થાય એમા ઘણું ગભરાવાનુ કારણ નથી જો કાલ સવાર પછી આરામ ન થાય, તો જ આપણે વિચાર કરવાનો છે ત્યા સુધી રોગને એનુ કામ કરવા દીધે જ છૂટકો તમારે જોઈએ તો તમે અહી રાત રહો જેથી કંઈ કામ પડે, તો તમે તરત આવી શકો" ડૉકટરે સૂચવ્યુ

"ઉપકાર ડૉકટર ' કહી સદા પાછી વેદી પાસે ગઈ નર્સને સદાનું આ આવવુ જાવુ ન ગમ્યુ

' તમારા શા સગા થાય છે?'

"મારા ભાઈ થાય છે!" સદાએ ટૂંકામા પતાવ્યુ "ડૉકટરે મને અહી રાત રહેવાની પરવાનગી આપી છે. હું આશા રાખુ છુ કે તમને કંઈ વાધો નહિ આવે'

"મને શો વાધો આવે? પણ દરદીને કોઈ પણ રીતે ખલેલ કરતા નહિ કહી નર્સ ચાલી ગઈ

સદા વીજળીની ઝાંખી બત્તીના પ્રકાશમાં વેદી સામે જોઈ રહી તેનો અસ્પષ્ટ બબડાટ સમજવાનો પ્રયત્ન કર્યો પણ કંઈ સમજી શકાયુ નહિ ઊલટી તે પોતાના જ વિચારમા પડી ' આ મારો ભાઈ જ છે ને! મારા બીજાં ખરાં સગાવહાલા ક્યાં હશે તેની મને ક્યાં ખબર છે?

તેઓએ તો ક્યારનું મારા નામનું સ્નાન કરી લીધું હશે. તેમણે નક્કી કરી દીધું હશે કે હું જો જીવતી મળું તો મારું ઓળખાણ કે સગાઈ પણ સ્વીકારવી નહિ.

"પણ એવા સગાંઓ મારે શા કામનાં? તેમનાં નાનાં નાનાં જીવનની ગૂંચો ઉકેલવામાં ય અશક્ત નીવડનાર સગાંઓથી દૂર થવાથી, મને ઊલટું સ્વાતંત્ર્ય મળ્યું છે. કાઠિયાવાડના નાનકડા ગામમા જન્મેલી હું, જો ઘેરથી નાસી છૂટી નહોત તો અહીં કદી આવી શકત? જગત કેટલું વિશાળ છે, તે જાણી શકત? અને એ વિશાળ જગતના પોલાણમા કેવુ કેવુ દુઃખ ખીચોખીચોને ભર્યું છે, તે યે ક્યાંથી જાણી શકત? ત્યાં રહી હોત તો મારાં અને મારાં સગાવહાલાંના દુ:ખોથી ગભરાઈને પ્રભુ યાદ કરત, દુ:ખ વિસારવા ભગવદ્ભજનનું ઓસડ પીત, અને ઘરડી ડોશી થાત ત્યારે એ નાનકડા સમાજની રાણી થઈ બધા ઉપર જો હુકમી ચલાવત.

"પણ તેથી મને શો ફાયદો મળત? એ બાળપણમાં મને સુખ ન મળત. એ જુવાનીમાં સુખ ન માણી શકત. મારા જેવી સાધારણ વર્ગની સ્ત્રીને પરણવા સિવાય બીજો કોઈ રસ્તો જ નહોઈ શકે. હું કોઈકને પરણત. એ પૈસાદાર હોત તો હુ મોભાદાર ને પ્રતિષ્ઠિત ગણાત. એ ગરીબ હોત તો મારે યે બીજાના ઓશિયાળા થઈને રહેવુ પડત.

"એ જીવનથી છૂટી તે સારું જ કર્યું. મોટી બેને પણ એ જીવનમાંથી છુટકારો મેળવ્યો નહોત તો મારે પણ ત્યાં જ રહેવું પડત.

"એ બેન અત્યારે ક્યાં હશે? પણ શા માટે મારે એ બેનનો પણ વિચાર કરવો ઘટે? મારાં સગાંવહાલાં તો આ બધાં છે. જગતના કોઈ પણ માણસ કરતાં મારા કુંટુંબીઓ વધારે છે. આખો મજૂર અને કિસાનવર્ગ, આખો દલિત અને શોષિતવર્ગ મારાં સગાં છે.

"હા, કેટલાંક સગાંઓને હું સારી રીતે પીછાનું છું. તેઓ મને પીછાણે છે. તેઓ મારા ઉપર અને હું તેમના ઉપર આધાર રાખું છું. એ સૌ લોકમાં અને મારામાં જે એક સમાન વસ્તુ છે, તે કદી દૂર થવાની નથી. ગરીબાઈમાં સડયાં સડયાં તેઓ સૌ શ્રીમંતોને જાણ્યે-અજાણ્યે ધિક્કારે છે. હું પણ તેમને ધિક્કારું છું. તેમનામાં કદાચ વ્યક્તિગત ધિક્કાર વધારે હશે. મારામાં વર્ગીય ધિક્કાર વધારે હશે. પણ એ તો, એ ગરીબો અને મારા ઉછેર, અનુભવ અને પરિસ્થિતિમાં ભેદ છે, એને લીધે. બાકી મારો આ ગરીબવર્ગ માટેનો પ્રેમ વધારે, તેટલો શ્રીમંત વર્ગ પ્રત્યેનો ધિક્કાર વધારે એ તો ચોક્કસ છે.

"પૂર્વજીવનના કોઈક મને હવે મળે તો મને ઓળખે? મારાં માતાપિતા, ભાઈબેન, મને ઓળખી શકે?" તેને

મનમાં હસવું આવ્યું. 'તેમનામાં નહોતા સંસ્કાર, નહોતી દયા, નહોતો પરમાર્થ; તેમનામાં હતો ફક્ત સ્વાર્થ.'

"અને એ સ્વાર્થ જોવામાં ય તેઓ દીર્ઘદ્રષ્ટિ વાપરતા નહોતા. એક હાથથી દૂર એમનાથી દેખી શકાતું નહિ. પોતાના જ ઓળખીતા અને સગાંવહાલાંઓને પોતાનો સ્વાર્થ સાધવા તેઓ હથિયાર બનાવતાં. એમ કરતાં જો સગાંઓને ખબર પડતી, તો તેમનો ધિક્કાર મેળવી લેતાં.

'એ નાની નાની સ્વાર્થવાતો, એ મૂર્ખાઈભરી કૂપમંડૂકતા હજી ય એમનાં જીવનને કોરી રહી છે. ગામડે ગામડે અને ખોરડે ખોરડે એનો એ અંધકાર નજરે પડે છે. એમને પ્રકાશ જોતા આંખે અંધારાં આવે છે. એમની આંખો એ પ્રકાશ જોવા ચાહતી નથી.

"એમને કેમ સમજાવવું કે એ પ્રકાશથી ટેવાઈ જતાં તેઓ જ વધારે પ્રકાશ માંગશે, અંધકારથી વધારે દૂર જવાની ઇચ્છા કરશે?

"એમને કેમ સમજાવવુ કે નાની નાની સ્વાર્થ વાતોમાં આખું જીવન સમાપ્ત કરવુ એ જીવન વેડફી દેવા જેવુ છે. એ જીવનમાંનો થોડો ભાગ પોતાના કરતાં વધુ કમભાગી માણસો પાછળ જો વાપરે તો તેમને જે આત્મસંતોષ થશે, જે સુખ મળશે, તેથી વધુ સુખ મેળવવું અઘરું થઈ પડશે.

"પણ તેમને એ શીખવતા ૬૭ વર્ષો થશે એ અશિક્ષિત, અસંસ્કારી વર્ગ પોતાના અજ્ઞાનના કાદવમા ઊંડો ઊંડો જતો જાય છે પણ તેની તેમને ખબર પડતી નથી તેમને કોઈ ખેંચી કાઢવા આવે છે, તો તેમને તેથી પીડા થાય છે, અને વધુ ઊંડા જાય છે

"તેમના ઉપર જોહુકમી કરી શિક્ષણ પ્રસગાવવુ? તેમનામાં મારી મચડીને સસ્કાર ઘોચવા? શી રીતે તેમને સમજાવવુ કે તેઓ જીવે છે, તેનાથી સારુ જીવન તેઓ જીવી શકે એમ છે?

"એના કરતાં શહેરના મજૂરો ઘણા આગળ વધેલા છે તેઓ પોતાનો સ્વાર્થ અને સમાજનો સ્વાર્થ સમજે છે તે માટે લડે છે પોતાના આખા વર્ગની ઉન્નતિ માટે તેઓ પોતાની નાની નાની વસ્તુઓ જતી કરે છે

"પણ ગામડામાં એ કયા છે? ગામડામાં ઐક્ય ક્યાં છે? એક ખેડૂત બીજા ખેડૂતના ખેતરમા વધારે પાક જોઈ બળે છે શાહુકાર બને ખેડૂતના ખેતરમાં જરાયે પાક જોઈને બળે છે બ્રાહ્મણ પણ તે ખેડૂતોના પાકમાંથી ભાગ લેવા, દેવનો દૂત થઈ આગળ આવે છે અને ખેડૂત પોતાના ખેડૂતભાઈ પર દ્વેષ રાખી, આ શાહુકાર અને બ્રાહ્મણને તેમના દેણ આપે છે. શાહુકારને ન છૂટકે, બ્રાહ્મણને જાણી જોઈને.

"પણ એ ખેડૂતને કેમ કહેવું કે શાહુકાર અને બ્રાહ્મણ બન્ને તેનાં દુશ્મન છે. બન્ને તેની મહેનતના લોહી પર જીવનાર જળો જેવાં છે. તેનો ખરો મિત્ર તો તેના હાથ નીચે કામ કરનાર રોજીઓ છે. તેને કેમ સમજાવી શકાય કે એ જો ખેડૂતો સાથે મળે તો શાહુકારોને અને બ્રાહ્મણોને ભાગવું પડે? બ્રાહ્મણોને એમના જ દેવોનો આશ્રય શોધવા જવું પડે?

"પણ એમને સમજાવવા કોણ જાય? ગામડામાં જવું એ કંઈ સહેલું નથી. શહેરમાં મૂડીવાદીઓ મજૂર કાર્યકરને ઘણી હેરાનગતી પહોંચાડી શકે નહિ. પણ ગામડામાં તો તેને કોઈ જ પગ ન દે. ત્યાંના નાના નાના સરકારી અમલદારોનું જોર શહેરના લાટસાહેબ કરતાં પણ વધારે છે. ત્યાંના શાહુકારનું જોર અહીંના લક્ષાધિપતિ કરતાં ય વધુ છે

"એ શક્તિશાળી માણસોની સામે ઝઝૂમવું એ ઘણું દુષ્કર છે. ત્યાં રહી ખેડૂતોનું સંગઠન કરવા માટે ઘણી સહનશક્તિ અને ધીરજ જોઈએ. એ ગંદકી અને અસ્વચ્છતામાં રહી સરકાર અને શિક્ષણ આપવાનું કામ કોઈને પણ કંટાળો આપે એવું છે.

"એ કરવા માટે ક્યાં છે એવા સ્વયંસેવકો જે સામ્યવાદી વિજ્ઞાનનું બધું શિક્ષણ લઈ ખેડૂતોનું સંગઠન કરે અને તેમને કિસાનક્રાંતિ માટે, શ્રમજીવીક્રાંતિ માટે તૈયાર કરે?

"હું ધારું છું કે મારે જ ગામડામાં જવું બને તો અહીંથી બીજાઓને લઈ જવા ત્યાં બીજા તાલીમ લઈ કામ કરનારા મળી શકશે

"પણ ત્યાં મને કોણ રહેવા દેશે? અપરિણીત સ્ત્રીને આ ઉમરે ત્યાં સ્થાન નથી મારી ઉમરે કોઈ સ્ત્રી પરણી નહિ હોય તો તે ત્યાં ચુડેલ કહેવાય હું તેમની મહાનુભૂતિ મેળવવાને બદલે તેમનો તિરસ્કાર મેળવું તેમની સ્ત્રીઓ પણ મને કોણ જાણે શું ધારે!"

"વેદી કે દીનેશ પણ નહિ જઈ શકે તેઓ પણ પરણેલા નથી ન પરણેલા માણસોને ગામડામાં કામ કરવાનો હક્ક નથી જો તેઓ ત્યાં કામ કરવા જાય તો લાગતાવળગતા શ્રીમંતો તેમને લંપટ અને ચારિત્ર્યહીન તરીકે ગણાવવાની તક જરાય ન ચૂકે

"પણ હા દીનેશને તો મા છે તે જઈ શકે જરૂર જઈ શકે દીનેશને હું આ વિષે વાત કરીશ તે અને તેની મા કોઈ પણ ગામડામાં જઈ ત્યાં કેન્દ્ર બનાવી, આજુબાજુના તાલુકામાં કામ શરૂ કરે તો જરૂર ફતેહમંદ બની શકે કાલે જરૂર દીનેશ સાથે હું આ વિષે વાત કરીશ તે જરૂર જવાને તૈયાર થશે

"પણ જશે? એની મા વિરોધ નહિ બતાવે? તે પોતે પણ જવા રાજી હશે? કાલે બપોરે જ એણે જીવનના

મોજશોખની વાતો કરી હતી. એને ગામડામાં એ મોજશોખ નહિ મળે. એના શોખીન સ્વભાવને ગામડામાં નહિ ફાવે.

"તોયે હું એને સમજાવીશ. જાય તો મારું. નહિ તો હું બીજા કોઈકને ઊભો કરીશ. આ વેદી પરણ્યો નથી. નહિ તો તે આદર્શ સ્વયંસેવક બની શકે. ખેડૂતોમાં જરૂર માનીતો થઈ પડે. એ પોતે ખેડૂત હતો અને રહી શકે એવો છે.

"પણ એને પરણાવવો જોઈએ. કોને ખબર કે એ પણ કોઈ છોકરીને ચાહતો નહિ હોય? આ ઉંમરે એને સ્ત્રીના વિચારો ન આવ્યા હોય તેટલો છેક જડ તો એ નહિ હોય —'

"સદા, સદાબેન!" વેદીએ એકાએક બૂમ પાડી. સદા વિચારતંત્રામાંથી જાગી ઊઠી. પોતાનું નામ જ એના મોઢામાં?

નર્સ પણ તેની બૂમ સાંભળી દોડી આવી. "શું થયું?"

"કંઈ એકદમ બૂમ પાડી ઊઠ્યો."

"કદાચ સંનેપાતનું જોર વધ્યું હશે." કહી તે પણ ત્યાં બેઠી.

પણ વેદીએ ફરી મોટેથી બૂમ પાડી. સદા ફરી વિચારમાં પડી. એનું નામ તે લવી ઊઠ્યો એથી એને

વિચિત્ર લાગ્યુ. હા, તેઓ સારા સંબધમા આવ્યા હતા પણ સનેપાતમા કોઈ પ્રિયજનનું નામ સાંભળવાને બદલે તે એનું નામ કા બોલી ઊઠયો ?

"કદાચ તેને કઈ ખરાબ સ્વપ્નુ આવ્યું હશે એને મે કઈ ઓછો ધમકાવ્યો છે ? એનું ગાડાવાળાનું યુનિયન મે જ સુવાડી દીધુ મે જ એનો ઉત્સાહ કાપી દીધો મે જ એને એની વિચારસરણી ખોટી છે, એમ સમજાવ્યુ મે જ એનામાંથી એનો આત્મવિશ્વાસ ઓછો કરા યો છતા મારા કહ્યા પ્રમાણે તેણે હમેશા કર્યું છે એનામા એક જાતની ભક્તિ છે તે ઘણા ઓછામાં હોય છે તે દિવસે ભાષણમા એણે ગોટાળો કરેલો ત્યારે પણ તેણે મને કેવી દિલગીરી દર્શાવી હતી ! જાણે એમ કરવાથી હું જ ગુસ્સે કે નારાજ થઈ ગઈ હોઉ તેમ તે વર્ત્યો હતો અને કેમ—

' સદાબેન, તમે કહેશો તેમ જ હું કરીશ !' ફરીથી વેદી બોલી ઊઠયો

"એ શુ કહે છે ?' નર્સે પૂછ્યુ

"બરાબર સમજ પડતી નથી !' સદાએ જૂઠ્ઠુ કહ્યું

પણ વેદી લવ્યે જતો હતો "સદાબેન તમે કહેશો તેમ જ હું કરીશ ના ના, દીનેશ પર અદેખાઈ નહિ કરું દીનેશ મારા કરતાં ઘણો ચઢિયાતો છે તે

ભણેલો છે, સંસ્કારી છે, પ્રતિષ્ઠિત છે. એને સારા સારા લોકો ઓળખે છે. તમે એની મારા કરતાં વધારે દરકાર કરો તે હું સમજી શકું છું.

"એ નશીબદાર છે. હું કમનસીબ છું. જન્મથી જ હું કમનસીબ છું. મારે માટે કંઈ જ રહેતું નથી. બીજા મારે જોઈતી બધી વસ્તુઓ લઈ જાય છે. મારે તે જોયા કરવું પડે છે. તમે યે દીનેશ પાસે ચાલી જશો ?

"પણ હું તમને છોડવાનો નથી. તમે જ્યાં જશો ત્યાં હું આવીશ. દીનેશ મને લાત મારી કાઢી મૂકશે, તોયે હું બહાર ઓટલા ઉપર પડયો રહીશ. મને એમાં શરમ કે નાનમ નહિ લાગે. એમાં મારુ હું અહોભાગ્ય સમજીશ. કારણકે તમે યે એ ઘરમાં રહેતાં હશો.

"તમે એ જણા જગતના ઉદ્ધારની જે જે યોજનાઓ કરશો, તે હું બહાર બેઠો સાંભળીશ. તમે જ્યારે એ યોજનાઓ, એ સંકલ્પો સિદ્ધ કરવા જશો, ત્યારે હું ય તમારી પાછળ પાછળ આવીશ, અને તમને મારાથી થઈ શકતી મદદ કરીશ.

"પણ તમે એમ છેક છોડી દેશો, એ હું માનતો નથી. તમને મારે માટે સદ્દભાવ છે તે હું જોઈ શકયો છું. મારી જોડે જો કોઈ પણ માયાથી વર્ત્યું હોય તો તમે એક

જ છો પહેલે દિવસે તમે મારી સાથે વાત કરી ત્યારથી હું તે જાણું છુ

"તે દિવસે તમે મને મારી ભૂલ બતાવી હતી પણ કેવી રીતે? માસ્તર ધમકાવીને બતાવે તેમ નહિ પણ માતા નાના બાળકને બતાવે તે રીતે હુ તે કેમ ભૂલી શકુ? તે જ દિવસથી તમે મારી માતા, મારી મોટી બેન છો તમે જે માર્ગ બતાવશો, તે માર્ગે હુ જઈશ તમે જે કહેશો તે હુ કરીશ તમારી દરેક આજ્ઞા હું અનુસરીશ દરેક આદેશ માથે ચઢાવીશ પણ મને છૂટો ન મૂકતા મને તમારાથી દૂર ન કરતા તમે જ્યા જશો ત્યા હુ આવવા તૈયાર રહીશ તમે કહેશો તો મજૂરોની ખોલી કરતા વધારે ભયંકર નર્કમા આવીશ જેલ કરતા અધમ જહન્નમમા અનુસરીશ

"પણ મને છોડતા નહિ સદાબેન!" તે અટક્યો જાણે બોલી થાકી ગયો હોય તેમ હાફવા લાગ્યો

સદા ઊઠી અને તેના કપાળ ઉપર હાથ મૂક્યો કપાળ તાવથી ધગધગતું હતું

"એ જાગી ઊઠશે"

"કંઈ વાધો નહિ" સદાએ દૃઢતાપૂર્વક કહ્યુ નર્સ તો તે સાંભળી ડઘાઈ જ ગઈ વેદી શુ બોલી ગયો, તેની

તેને કંઈ સમજ પડી નહોતી. સમજવાની તેને કંઈ જરૂર નહોતી. એણે કોઈકના લવારા સાંભળ્યા હતા. કોઈક પૈસાની વાતો કરતું તો કોઈ સ્ત્રીની વાતો કરતું. આ સિવાય બીજા કોઈ વિષયના લવારા ભાગ્યે જ કોઈ કરતું. સદાને આવી રીતે વેદીના કપાળ ઉપર હાથ મૂકેલી જોઈને તેને ખાસ કંઈ વાંધો નહોતો. ફક્ત તેને ખલેલ ન પહોંચે તે તેને જોવાનુ હતું

પણ ખલેલ પહોંચી નથી, તે જોઈ શકાય એમ હતું. વેદીની હાંફ નરમ પડી હતી. એના હોઠ પણ હવે હાલતા ન હતા. એના મોઢા ઉપર શાંતિ અને સંતોષ પથરાઈ રહ્યાં હતાં.

## ૩૦

ક્યાંય સુધી સદા તે રીતે ત્યા બેસી રહી વેદીના લવારાએ તેના વિચારોને જુદી જ દિશામા દોર્યા એને ખ્યાલ નહોતો વેદી તેને આટની બધી ચહાતાં શીખી ગયો હતો એને એ પણ ખ્યાલ નહોતો કે દીનેશ તરફ બતાવેલી સહાનુભૂતિ તથા મમતાનો વેદી કે બીજો કોઈ ખોટો અર્થ લઈ શકે ખરી રીતે જોવા જતાં, તેને દીનેશ માટે વિશ્વાસપાત્ર મિત્ર તરફ જે લાગણી હોય તે સિવાય બીજી કાંઈ લાગણી હતી જ નહિ વેદી પ્રત્યે પણ તેવી જ લાગણી હતી ઊલટુ તેને તેની લાગણીઓનુ પૃથક્કરણ કરતાં લાગ્યુ કે વેદી જેટલો પ્રમાણમાં ઓછો બુદ્ધિશાળી હતો તેટલી તેની પ્રત્યે સદાને વધારે લાગણી હતી દીનેશ સાથે તકરાર કરી શકાય વેદીની સાથે તો નહિ જ વેદી સાથે તકરાર કરે તો સદા જાણતી હતી કે તે બે દિવસ ઊંઘે નહિ અને ત્રીજે દિવસે સવારે આવી તે પોતાનો વાંક નહોય તોય માફી માગી

જાય. ત્યારે તેને નિરાંત થાય. આથી જ, વેદીની સરળતાને લીધે જ સદાને તેના પ્રત્યે વધારે લાગણી હતી.

પણ દીનેશને તે ચાહતી હોય તેવું વેદી ઉપરાંત બીજું કોઈ માનતું હોય તો? રામલાલ એમ માનતા હશે? મોટે ભાગે તો નહિ જ. પણ કોને ખબર? અત્યાર સુધી તેને ક્યાં ખબર હતી કે વેદી પણ એમ માને છે?

અને દીનેશ શું ધારતો હશે? તે શું મનમાં ગર્વ લેતો હશે કે સદા તેને ચહાય છે? સદાએ નક્કી કર્યું કે પહેલી તકે દીનેશને મળી, બધી વાત કરી, આ ગૂંચને ઉકેલી નાખવી. જોઈએ તો તે ગૂંચને તોડી નાંખવી પણ વધારે ગૂંચ એકઠી થવા દેવી નહિ.

સ્ત્રી અને પુરુષ સાથે ફરે એટલે તેમની વચ્ચે પતિ પત્નીનો કે પ્રેમી પ્રેયસીનો સંબંધ હોવો જ જોઈએ એમ શા સારુ સૌ માની લેતાં હશે? એ રીતે તો તે રામલાલના ઘરમાં એકલી રહે છે તેનો પણ લોકો ખરાબ અને ખોટો અર્થ કરતાં હોવાં જોઈએ. તેણે નક્કી કર્યું કે બીજા દિવસથી રામલાલનું ઘર છોડી દેવું. જગત તેણે ધાર્યું હતું તેટલું આગળ વધ્યું નહતું.

તેને બીજા પુરુષ મિત્રો યાદ આવ્યા. બધાને તેને માટે એવી લાગણી હોય એવું તેને માનવાને ખાસ કારણ નહોતું. છતાંય તે એટલું તો જોઈ શકી હતી, કે તેની હાજરી

તેમને પ્રિય હતી. તેને એકલીને મળવા ઘણા જણા આવતા ઘણી વખતે તેની પાસે કોઈ મિત્ર હોય ત્યારે બીજો પુરુષ મિત્ર આવતો તો બન્નેને ઠીક લાગતું નહિ વાર્તાલાપ એકદમ અટકી જતો. અને આખરે એક કે બીજો જતો ત્યારે છૂટથી વાત થઈ શકતી.

આથી તેને મનમાં હસવુ આવતું પણ કોઈએ તેની આગળ એવી છૂટ લીધી નહોતી કે જેથી તેમની લાગણી વિષે તે ચોક્કસતાથી કહી શકે

હા, પણ એક મિત્ર એવો મળ્યો હતો કે જેણે તેને આવા મિત્રોથી ચેતવી હતી. તેણે જ તેને મંત્ર શીખવ્યો હતો કે લાગણીને સંયમમા રાખી શકાતી ન હોય તો ડામી દેવી તેના શબ્દો તેને બરાબર યાદ હતા "મદા" તેણે તેને જાણે કોઈ જડ વસ્તુને સંબોધતો હોય તેમ કહ્યું હતું. "લાગણી એ મનુષ્યને મળેલી મહાન લહાણી ગણાય છે પણ તે પશુઓની સહજવૃત્તિનું કેવળ શુદ્ધ થયેલુ સ્વરૂપ છે. મનુષ્યને મળેલી લહાણી તો એનું મગજ છે. એની તર્કશક્તિ છે. ખરુંખોટુ પારખવાની શક્તિ છે પણ હૃદય અને મગજ વચ્ચે હંમેશા યુદ્ધ ચાલે છે. હૃદય સેંકડો વર્ષની પોતાની સર્વોપરિતા છોડી દેવાને તૈયાર નથી ને મગજને પોતાના હક્ક જોઈએ છે એ હૃદય અને મગજના યુદ્ધમાં મનુષ્ય બરાબર ધ્યાન ન આપે તો કાયર કાયર થઈ જાય છે. મોટે

ભાગે વેવલી લાગણી જ વિજય મેળવે છે ને મગજને તેના હાથ નીચે રહેવુ પડે છે આથી જ માણસ મૂઝવણમાં પડે છે, ગૂંચવણમાં પડે છે બુદ્ધિનું સમતોલપણુ સાચવી શકતો નથી અને નાહક દુખી થાય છે તેને બદલે સામ્યવાદ તેને બુદ્ધિપ્રધાન થતાં શીખવે છે, વેવલી લાગણીઓને વશ ન થતા બુદ્ધિ જેને સાચું કહે તેને અનુસરવાનુ શીખવે છે, વાસ્તવિક અને વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચાર કરી તે પ્રમાણે વર્તવાનું કહે છે ''

આ શબ્દો સદા કદી ભૂલી શકી ન હતી એને સત્ય તરીકે તેણે સ્વીકારી લીધા હતા કેમકે, એ શબ્દોના ઉચ્ચાર નારના જ જીવનમા તે એ સત્યનુ મૂર્ત સ્વરૂપ જોતી હતી એ ચિત્રકાર મિત્ર — મિત્રથી ય વધુ સ્વજન — તેના પ્રત્યે લાગણી પ્રેમ નહોતો રાખતો એમ કોણ કહી શકે? અને છતા એ લાગણી, એ પ્રેમે કદી તેની બુદ્ધિ કુંઠિત કરી ન હતી કદી તેની શક્તિ રૂધી ન હતી તેણે સદાની છબી ચીતરવા પાછળ કઈ ઓછા કનાક ગાળ્યા ન હતા એના ઘડતર પાછળ ઓછો સમય, ઓછી શક્તિ ખરચી ન હતી તેનામા લાગણી ન હતી એમ કોણ માને? હા, એની લાગણી-ઓને તે સંયમમા રાખી શક્યો હતો

અને એમ ન થાય તો એને ડામી દેવી જોઈએ બીજું થાય પણ શુ? એને મુક્ત વિહાર તો ન જ કરવા દેવાય

સદા આ મિત્ર પાછળ આજે શું શું કરવા તૈયાર ન હતી? જો એ મળે તો સર્વસ્વ આપી દેવા એ તૈયાર હતી કેમકે એ સર્વસ્વ આપવામા જ તે સર્વસ્વ પામવાની હતી

સામ્યવાદનો પહેલો પાઠ જેની પાસે શીખી હતી— છેલ્લો પાઠ પણ તેની જ પાસે શીખવા તે તલસતી હતી. "પણ એ ક્યાં હશે અને હાથ લાગે તોય મને સ્વીકારવા આજે એ તૈયાર હશે? એને એક સ્ત્રીની ક્યાથી પડી હોય? આખા જગતના કલ્યાણમાં એક સદાની શાની પડી હોય?

"અને છતાં હું કમ્યુનિસ્ટ થવા મથું છુ એનો ધધો પણ સૌને કમ્યુનિસ્ટ બનાવવાનો નથી શુ? તો જરૂર એ મને નહિ તરછોડે એનું કર્તવ્ય જ મને નહિ તરછોડવા દે" સદાને અપૂર્વ શાંતિ થઈ

'બેન! હવે સૂઈ જાવ દરદીને શાંતિ વળી છે" નર્સે તેનુ ધ્યાન ખેચ્યુ

સદા ઝબકીને જાગી પણ તેજ ક્ષણે તેને યાદ આવ્યુ કે આજે રાતના ચાર વાગે તો નવી હડતાલકમિટી અને નવી વ્યૂહ રચનાનો વિચાર કરવા આજે સૌએ રામલાલભાઈને ત્યા મળવાનું છે એથી જેવી તે જાગી તેવી જ ભાગી

## ૨૧

મધરાતે રામલાલભાઈને ત્યાં મળેલાં આ થોડાંક જાણે આખી ધરતીને ડોલાવી ન નાખવાનાં હોય એટલી એમના ચહેરા ઉપર ગંભીરતા હતી. આ મળેલા જુવાનોમાંના ઘણાના પરિચયમાં રામલાલ, સુબોધ કે સદા આ બે દિવસમાં જ આવ્યાં હતાં. એ નવા બિરાદરોમાંથી મોટા ભાગના — લગભગ બધા કામદાર હતા. કેવળ એક જ 'નવશક્તિ' પ્રેસમાથી દીનેશની ધરપકડના ખબર સાંભળી નોકરી છોડી ચાલી આવેલો મધ્યમ વર્ગનો જુવાન હતો.

સદાનું કહેવુ તદ્દન સાચું હતું. મુખ્ય કાર્યકર્તાઓના પકડાઈ જતા મઝદૂરોમાંથી જ કામ કરનાર મળી આવશે, એ કેવળ આદર્શવાદી સ્વપ્નુ ન હતું. હમણાં જ થોડા કલાક પૂર્વે વીતેલી સાંજે તેણે જ્યારે મઝદૂરોને એ જ વાત કહી હતી ત્યારે તેણે કંઈ તેમની ખુશામદ કરી ન હતી.

પણ તેને પૂરી જાણ હતી, ગણત્રી હતી અને છેલ્લા બે દિવસ દરમિયાન તેણે એના અંકુર જોઈ લીધાં હતા. અત્યારે પોતાની એ ભવિષ્યવાણી સાચી પડેલી જોઈ એને ખૂબ સંતોષ થયો

રામલાલભાઈએ અતિશય કુશળતાપૂર્વક આખી પરિસ્થિતિનું બયાન ટૂંકામાં રજૂ કરી દીધુ અને આગળ પગલાં કેમ ભરવા તે સમજાવવા માંડયુ "હવે આપણે જો વધારે સંગઠિત અને વ્યવસ્થિત સ્વરૂપ નહિ ધારણ કરીએ તો આપણુ કામ નહિ ચાલે. આપણે તુરતાતુરત નવી હડતાળ કમિટી સ્થાપી દેવી જોઈએ અને એમાં વધારે સખ્યા આપણા આ નવા કામદાર બિરાદરોની રહેવી જોઈએ. મારી સલાહ તો છે કે એના એક મંત્રી તરીકે આપણે આ નવા બિરાદર, જેમને હું તો છેલ્લા સાડાચાર વરસથી ઓળખું છુ અને જેમનામાં મારો વિશ્વાસ છે એ યસીનને નીમવો જોઈએ. બીજુ આપણે આવતી સવારે ખૂબ વહેલા દરેકે દરેક કામદારચાલમાં પહોચી જવુ જોઈએ અને જે જે મિલ હડતાલ પર જાય તેના કામદારો અમુક જ એક ઠેકાણે ભેગા થાય તેવુ કરવું જોઈએ. રોજ સાંજના આપણે બને તેટલી મિલોના ઝાંપા આગળ સામટી સભાઓ ભરવી જોઈએ અને રોજ સવારે સરઘસ કાઢી રામમિલના ઝાંપા સુધી કૂચકદમ કરી આવવી જોઈએ.

"રોજ બુલેટિન પ્રસિદ્ધ કરવું જોઈએ અને આપણી સત્તાવાર ખબર એમાં આપવી જોઈએ.

"એક બીજી ફંડ કમિટી નીમવી જોઈએ અને એમાં તો મારા જેવા શહેરીનો ઉપયોગ પણ તમે કરી શકો છો. જોકે, આપણી મોટામાં મોટી મુશ્કેલી આ જ રહેશે. આપણી પાસે બહુ ફંડ ભેગું થવું મુશ્કેલ જ છે. અને એટલા પૂરતી આપણે વધારે જહેમત ઉઠાવવી પડશે, વધારે ભોગ આપવા પડશે. આ બધું કરવા એક સ્વયંસેવક દળ તો જોઈશે જ જોઈશે"

સુબોધ રામલાલભાઈની એકેએક સલાહ સૂચનાની મીગતવાર નોંધ લઈ રહ્યો હતો. તેની ભણી જોઈ રામલાલ બોલ્યા, "સુબોધ! શક્ય હોય તો કાલે ને કાલે દસ પંદર મિટિંગો કરો, સરઘસો કાઢો અને લત્તે લત્તે પત્રિકા વહેંચો એક દિવસમાં જ વાતાવરણ એવું ગરમ બનાવી દો કે પરમ દિવસે સામાન્ય — 'સર્વમાન્ય હડતાલ દિન' ઊજવી શકાય. કેમ શું લાગે છે, કાસીમ ?"

અને સૌ એકમત થયા વિખરાયા ત્યારે અઢી વાગ્યા હતા.

# ૩૨

ત્રીજા દિવસની સવાર હતી. મિલને ઝાંપે આગલા બે દિવસની જેમ પિકેટિંગ કરવા ઊભા રહેવાની આજે જરૂર ન હતી. આજે ત્યાં આપોઆપ ભારે મેદની જામી ગઈ હતી. આજે એકવીસ મિલોના કામદારોએ હડતાલ જાહેર કરી હતી. એકવીસે મિલના કામદારો ત્યાં ટોળે મળ્યા હતા.

બે ચાર મિલોવાળાએ પોલિસોના સંરક્ષણ હેઠળ મોટર-લોરી ભરીને કાળપગાઓને મિલમાં ઘુસાડ્યા હતા. જોકે આગલા બંને દિવસ જે અનુભવ થયો હતો તે એ મિલમાલિકો માટે તો કેવળ નિરાશાભર્યો હતો. નવા કારીગરોને રોકવાથી પરિણામ એ આવ્યું કે સંચા બગડ્યા, માલ બગડ્યો ને ફજેતી થઈ તે વધારાની. નવા અસવારને ઘોડો ઓળખી કાઢે છે. નવા કારીગરને પણ તેમ સંચો ઓળખી કાઢે છે.

કામદારોનું ટોળું શાંત ન હતું. પણ તોફાનીય ન હતું. કોઈની બળજોરી વિના તે સંયમી અને વ્યવસ્થિત હતું. આજે કોઈ અજબ જવાબદારીનું ભાન એકાએક તેમનામાં ક્યાંથી પ્રકટી નીકળ્યું હતું. આજે આટલો ફાટ ફાટ ઉત્સાહ તેમનામાં શાથી વ્યાપ્યો હતો ?

**'હડતાલો અમ મજદૂરોની વસંતની મિજબાની'**

એકાએક એક રણભેરી સરખો તીક્ષ્ણ આકાશવ્યાપી સૂર નીકળ્યો. અને આખી માનવમેદનીએ એ ઝીલી લીધો.

થોડી મિનિટમાં જ લાલ શાહીથી છાપેલાં ચોપાનિયાં ઊડી રહ્યાં. કોણ વહેંચી ગયુ, ક્યારે વહેંચી ગયું તેની કોઈને ખબર પણ ન પડી. પણ એ કાગળિયાં વહેંચાયા પછી પોલિસો અને સી. આઈ. ડી. ઓની આંખો વધુ કતરાતી બની હતી એટલી વાત નક્કી.

એટલામાં સભામયદાનને ચારે ખૂણે ચાર લાલ વાવટાઓ ઊંચા ફરકવા લાગ્યા. પોલિસો એમની પાસે દોડી પહોંચ્યા ને એમની જડતી લીધી. પણ એમની પાસે કશું જ વાંધા ભરેલું ન હતું.

એવામાં મોટા રસ્તા પરથી એક મોટર મયદાનમાં દાખલ થઈ. સૌની આંખો એ ભણી વળી. પણ સભા અવ્યવસ્થિત થાય તે પહેલાં તો એ મોટર આવી ઊભી

અને અંદરથી એક સ્ત્રી નીકળી. સીધી મંચ ઉપર જઈ ઊભી. એણે બોલવા માંડ્યું :

"મજદૂરોની જમાત આજે જાગી ઊઠી છે એની સામે થનારના ભુક્કા ઊડી જશે. ભલે પછી તે ગમે તેવી પ્રચંડ શયતાની શક્તિ હો." અને આ પહેલા જ વાક્યે મજદૂરોનાં હૃદય સદાએ હવાલે લીધાં. પછીના એકેએક વાક્યે એ હૃદયોને નીચોવી લીધાં. અને જ્યારે તે બોલી રહી ત્યારે એક પ્રચંડ મહાનદ એ હૃદયોમાંથી ઊલટી રહ્યો હોય તેટલો વેગ દેખાતો હતો. એ વેગમાં સમસ્ત જૂતવાણી તણાઈ જશે એવી જાણે આગાહી થઈ રહી હતી.

## ૩૩

માં સર્વમાન્ય હડતાલ દિનની તૈયારીઓમાં પડી ગયા હતાં. છતાં સદા શક્ય હોય ત્યારે વેદીને હોસ્પિટલમાં મળી આવવાનું ચૂકતી ન હતી. હવે વેદીની તબિયત સુધારા ઉપર હતી અને એથી સદાની એને વિષેની ચિંતા ઓછી થઈ હતી. તેમ છતા, વેદી પાસે વધારે બેસવા મળે અને એકાંતે, નિરાંતે ઘણી વાતો કરી વેદીના હૃદયનો ભાર હળવો કરી શકાય તો કરવાની તેની આતુરતા ઓછી ન હતી. પરંતુ તે પોતે જ હડતાલની પ્રવૃત્તિની અંદર એટલી ખૂંપી ગઈ હતી કે એમાંથી એટલો સમય, એટલી નિરાંત મેળવવી મુશ્કેલ બન્યુ હતુ. અને જે થોડો સમય તે વેદી પાસે જતી ત્યારે વેદી પણ હડતાલના જ સમાચાર જાણવા પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછતો હતો.

આથી, સદાને ઠીક થતું કે વેદી તાવના ઘેનમાં ભલે ગમે તેટલું લવ્યો હોય પણ હવે તે શાંત પડ્યો લાગે છે,

અને જે વાત દબાઈ ગયેલી છે, તેને ફરી ખણીખણીને ઉપર લાવવાની શી જરૂર છે ?

આ વિચારે તે વેદીને અંગેનો મનનો ખ્યાલ દૂર કરીને કેવળ હડતાળના કાર્યમાં જ મચી રહેતી વેદીને મળવા આવતી ત્યારે પણ એ જ વાતો કરી સંતોષ માનતી

તેમ છતાં આજે કોણ જાણે એકાએક વેદીએ પોતે જ સદાને પૂછ્યુ, "સદાબેન ! તમે રોજ આવો છો અને રોજ મૂંગા મૂંગા પાછાં જાવ છો, તો આવો છો શું કરવા ?"

સદાને આ પ્રશ્ન ન સમજાયો એમ નહિ પરંતુ આક્ષેપનો ઈન્કાર કરતી તે બોલી, "કેમ ? રોજ આખો વખત બોલું છુ તો હું કયે દિવસે મૂંગી મૂંગી ઊભી છુ તારી કને ? આજ લગીનું મારુ બધુ બોલ્યુ હવામાં ગયું કે શુ ?'

"સદાબેન ! હડતાલ સિવાયની બીજી કશી વાતો જ કરવાની તમારે નથી હોતી ?" વેદીએ આજે એકાએક હિંમત ભેગી કરી પૂછ્યુ.

"બીજી ? અત્યારે તો બીજી શી વાતો હોય ?"

વેદી ખસિયાણો પડી ગયો પણ તરતજ નેનામાં અણધારી ચતુરાઈ પ્રકટી નીકળી તેણે ફેરવી નાખી કહ્યું,

"વાહ! પ્રાણલાલ અને દીનેશ જેલમાં સબડે છે. એમની તો કશી જ વાતો તમે કરતા નથી?"

"હા, હા, એ તો આ ધમાલમાં તને કહેવાનું રહી જ ગયું પણ ખાસ જેલમાં સબડવા જેવું થાય એવું લાગતું નથી હજી કેમ મુલતવી રહ્યો છે અને હડતાલના ચાલવા ઉપર એનો આધાર છે" સદાએ સાર્જન્ટે દીનેશને માર્યાની તથા કેસને અંગેની બીજી વાતો પણ વેદીને કહી અને પોતે આજે કે આવતી કાલે દીનેશને કાચી જેલમા મળવા જશે એમ પણ જણાવ્યું.

'દીનેશને સદાબેન જેલમાં મળવા જશે? હું પોતે અહીં પથારીમા છુ. . . સદાબેન મને રોજ મળવા આવે છે. . . હડતાલની વાત કરી ઊભા ઊભા પાછા જાય છે. એવી જ મુલાકાત દીનેશ સાથે પણ થશે? કે જુદી જ? વધારે ભાવભરી? વધારે ઊમળકાભરી?' વેદીના મનમાં ગડમથલ શરૂ થઈ.

"દીનેશની બા પણ આજે તો દીનેશને જોના આવવાના છે. એ બિચારા એટલા માયાળુ છે. જેલમા દીકરાને મળવા જતા ય ઢીલાં પડી ગયા છે! પણ મે એમને હિંમત આપી છે ને હું સાથે જાઉં તો દીનેશને મળવા એ તૈયાર થયા છે કોણ જાણે એમને મારા ઉપર શીય મમતા જાગી ગઈ છે" સદાએ આજે ઘણે દિવસે

પાછી અગત વાત જાણે શરૂ કરી હતી. પણ વેદી જે વાત ઇચ્છતો હતો તે જ આ વાત હતી કે બરાબર ઊલટી?

દીનેશની બાની સદા ઉપર મમતા જામી હતી! એ વાક્યે વેદીના માદા મગજને હચમચાવી મૂક્યું.

"મહાબેન! મને થાય છે કે હું જલદી સાજો થઈ જાઉં પછી—" વેદી મહામહેનતે કશુ બોલવા જતો હતો.

"હા, તું જલદી સાજો થઈ જાય પછી મારે તને ઘણી વાતો કરવાની છે"

"વાતો? શી વાતો?" વેદીના શબ્દોમા અસામાન્ય અધીરાઈ હતી ચિંતા પણ હતી

"વાતો નહિ, યોજનાઓ. આપણે હવે આપણા કામને કેવી રીતે વિશાળ પાયા ઉપર લઈ જવુ જોઈએ, એની યોજનાઓ"

"પણ મારે તો કાર્ઈવર્સ યુનિયનનું કામ અધૂરુ છે, તે પૂરુ કરવુ જ જોઈશે"

"હા એ કામ અને તારા બીજાં કામ બરાબર ચાલે એટલુ તારે કરવુ જ જોઈશે. પણ તને આશ્ચર્ય થશે કે આ થોડા દિવસમાં જ દરેક ધંધામાંથી થોડાક થોડાક જુવાનો એવા તો બહાર આવી ગયા છે કે એ લોકોને જો કોઈ બરાબર દોરનાર અને હૂંફ આપનાર હોય તો તેઓ પોતાની મેળે જ બધુ આગળ ચલાવી શકે."

"સદાબેન! સાચે જ તમે એક જ સૌને દોરનાર અને દૂંફ આપનાર છો" વેદીના મુખ ઉપરની ફિક્કી રેખાઓ રંગ પકડતી હતી. તેની શુષ્ક આંખોમાં પાણીનો ચળકાટ આવતો હતો.

"હું ઇચ્છુ કે હું સૌની બિરાદરી જાળવનારી અને દૂંફ આપનારી બની ટકી રહું." સદાના કંઠમાં આજે અણધારી કોમળતા હતી

સદાએ વેદાને કપાળે હાથ મૂક્યો. વેદીએ એક મૂક નિ શ્વાસ લીધો, અને કોક ઊંડા પાણીમા ડૂબી ગયો હોય એમ શાત પડી રહ્યો. સદા ઊઠી. પોતે જવાની નિશાની કરી પણ વેદી એમને એમ જ શાત મૂક પડયો રહ્યો.

કોણ જાણે, એના દિલમા અનહદ આનંદ કે અદૃશ્ય ઉત્પાત ઉછાળા લઈ રહ્યો હતો?

## ૩૪

દીનેશની મા ગોદાવરી દીનેશને મળવા સદા તથા સુબોધ સાથે જેલને ઝાંપે આવી પહોંચી લોકોની ઠઠ જોઈ એનામાં હિંમત આવી ને સૌની સાથે અંદર દાખલ થઈ સુબોધ પ્રાણલાલ પાસે ગયો. ગોદાવરીને લઈ સદા દીનેશ પાસે ગઈ

દીનેશને ગોદાવરી અને સદાને ભેગા થઈ પોતાને મળવા આવેલાં જોઈ ભારે કૌતુક થયું, અનહદ આનંદ થયો સદાએ ખૂબ જલદી જલદી હડતાલની, વેદીની, પોતાની અને બીજા મિત્રોની ખબર આપી દીધી જતાં જતાં બોલી, "તું જલદી છૂટી આવે તો તારે માટે મેં એક બહુ જ મહત્ત્વનું કામ શોધી રાખ્યું છે"

"મારે માટે ?"

"હા, તારે જ માટે." અને સદાએ ગોદાવરીની સામે જોઈને હસીને પૂરુ કર્યું, "અને બા પણ એમાં સહમત જ છે."

ગોદાવરીના જવાબની રાહ જોયા વિના જ સદા સુબોધ પાસે ચાલી ગઈ દીનેશ અને તેની મા એકલા પડયા. બંનેના મગજમા હજી સદાનુ છેલ્લુ વાક્ય જ રટાઈ રહ્યુ હતું

"સારી છોકરી છે. મે નહોતી આશા રાખી કે તે આવી હશે." ગોદાવરીથી સદાના જતા તરત જ બોલાઈ ગયું.

"બધા જ પહેલાં એમ માને છે, પણ એના સબંધમા આવતાં બધા જ પોતાનો અભિપ્રાય બદલે છે." દીનેશ તટસ્થતાનો ડોળ કરી જવાબ આપ્યો

"એને વિષે કોઈ ગમે તે કહે પણ હવે તો હું માની શકુ જ નહિ એની સ્વતત્ર રીતભાત જ કહી આપે છે કે તે કહે એક અને કરે બીજુ, એવુ કરે જ નહિ આ એક દા'ડામા મે એને ઓળખી લીધી. રતન તે કાંઈ છૂપું રહેતું હશે?"

"હા બા સાચી વાત છે." દીનેશ ભૂલી ગયો કે પોતે આગલા વાક્યમાં જ તટસ્થતા બતાવવાનો પ્રયત્ન કર્યો હતો. "હું છૂટીશ પછી તેને આપણે ત્યા લઈ આવીશ"

"આપણે ઘેર? આપણા આવા નાનકડા અંધારા ઘરમાં?"

"એમાં શું? મજૂરોની વચ્ચે રહી કામ કરનારને નાનાં અંધારાં રહેઠાણો જોવાની ટેવ પડી ગઈ હોય છે. એને તે ખરાબ નહિ લાગે"

"પણ એ પોતે તો સારા ઘરમાં રહેતી હશે, અને માનતી હશે કે તું ય સારા ઘરમાં રહેતો હશે"

"એને તો ઘર છે જ નહિ અને તેને ખબર છે કે મને શો પગાર મળે છે એટલે તે પગારમાં કેવીક ઓરડીમાં રહી શકાય તે સારી રીતે સમજે છે ઊનટી તે દેખીને ખુશ થશે કે હું દેખાવને માટે ખોટા ખર્ચ કરતો નથી"

"તે તો તું કરતો નથી, એ હું જાણું છું નહિ કેફ, નહિ વ્યસન, નહિ બીડી તમાકુની ટેવ કે સીગારેટની ટેવ"

"બા, હવે મારે મારાં વખાણ નથી સાંભળવાં તું યે પેલી કહેવત જેવું કરે છે કે વરનાં વખાણ કોણ કરે કે વરની મા પણ સાંભળ, મારે આ જેલમાં બહુ વખત નહિ રહેવું પડે"

"કેમ, બીજી જેલમાં લઈ જશે?" ગોદાવરીના પેટમાં ફાળ પડી

"હા બીજી જેલમા" દીનેશે હસતા કહ્યુ "પણ આના કરતા મોટી જેલ એ જેલનુ નામ હિંદુસ્તાન"

"એટલે? મને ન સમજ પડી."

"એટલે કે અમે થોડા વખતમા છૂટી જઈશુ"

"પણ તુ તો હમણા કહેતો હતો કે તમે બીજી જેલમા જશો?"

"અરે, બા, તુ એટલુય ન સમજી? હિદુસ્તાન દેશ બીજી જેલ જ છે ને? ત્યા આપણે ધારીએ તેવું ક્યા કરી શકાય છે? બહાર નીકળીએ તો યે જેલ જેટલી જ બદી!"

"એમ કહે ને, ત્યારે. મને તુ આમ ગોળ ગોળ કહે તેમા સમજ ન પડે"

'આ છૂટવાનુ કારણ જાણે છે?'

'શું?"

"કે જો અમને છોડે નહિ તો આખા દેશમા એવી મોટી હડતાળ પડે કે સુતરનું એક વાર કપડું પેદા નહિ થાય"

"હાય, હાય, તો લોકો પહેરશે શું?"

"હાસ્તો, એટલું જ નહિ, પણ કાપડિયાઓ લોકોને વેચશે શુ, અને કાપડિયાઓને મીલમાલિકો વેચશે શુ?

આથી જ તેમને ન છૂટકે અમારી શરતો કબૂલ કરવી પડશે, અને અમે છૂટીશું !"

"સારું, ભાઈ તું છૂટે તો સોમ નાળા મારે બીજું કૈ જાણુંં નથી તારા કારણોમાં મને કૈ સમજ પડતી નથી અમે બૈરાઓ ઘરનું કામ જાણીએ બહારની વાત, તમે મરદો જાણો '

'સદાબેન, સ્ત્રી જ છે ને? પણ તે તો બધું સમજે છે '

"તે એ સમજે એ ભણેના લોકો એમને બધું આવડે મારું ભણતર ઓછું મને તો મારું ઘર ભલું અને મારો છો રો ભલો પરમેશ્વર આપે તો તેની વહુ અને છોકરા ભલાં ' તેણે આકાશ તરફ દૃષ્ટિ કરી કહ્યું

"બા, તું યે તોબાહ છે હજી તને આશા છે કે હું પરણીશ ? આ પ્રાણલાલ અને સુબોધ નથી પરણ્યા નથી પરણવાના રામલાલભાઈને તું ઓળખતી નથી તમારા જમાનામાં તે દાદા થયા હોત તે પણ પરણ્યા નથી આ સદાબેન પણ પરણ્યાં નથી કારણ કે તેમને બીજા ઘરબાર વિનાના માણસોને ઘર વસાવી આપ્યા પછી પોતાનું ઘર માંડવું છે '

ગોદાવરીનુ મોઢું પડી ગયું "મે તને ભણાવ્યો, એ જ ભૂલ કરી તારી કાકીનું ઘર જો. કેવું ભરેલું છે! સુરેશ તારાથી પાચ વર્ષ નાનો છે. તોય પરણ્યો છે, અને તેને નાનકડો કીકો છે."

"હુ ય પરણ્યો હોત તો અત્યારે તને એક વઢકણી વહુ અને બે ચાર, કચ્ચા પચ્ચા હોત. તું જ કંટાળી ગઈ હોત."

"હુ શાની કંટાળી જાઉં? એવી સરસ એક હીરા જેવી વહુ શોધી લાવત!"

"ત્યારે શોધી લાવ એ હીરાને આપણે વીંટીએ મઢીશું તો ચળક ચળક કરશે, અને લોકોને લાગશે કે આપણે લક્ષાધિપતિ છીએ"

'તારે તો એ નીત્યની મશ્કરી બાકી એવી સરસ છોકરી મળી શકે એમ છે!"

"પણુ બા તેં વિચાર કર્યો કે એક વધારે મોઢાને ખવાડવાને આપણે ખાવાનુ કયાંથી લાવત?"

"વહુ તો ઘરમાં લક્ષ્મી થઈને આવત એ એના ખાવા જોગુ લઈ આવત."

"હશે, પાછી તુ ચીઢવાશે. હુ જેલમાથી બહાર નીકળુ' પછી બીજી વાત. મને તું તારા હીરા એક પછી એક બતાવજે. જે વધારે ચમકતો હશે, તેને આપણે વીંટીમાં જડીશું." દીનેશે માને ખુશ કરવા કહ્યું.

"હા, ભાઈ સારુ." મા પણ ખુશ થઈને જતા જતાં બોલી.

## ૩૫

સદા દીનેશની મુલાકાત લઈ પાછી ફરી ત્યારે રસ્તામાં તેને એક વિચાર સતાવી રહ્યો હતો. પોતે આજે જ સવારે વેદીને અને અત્યારે દીનેશને પોતાને ન છાજે એવી વાત કરી આવી હોય એમ એને લાગવા માંડ્યું હતું. શું સાચે જ પોતે એ બંને જણ પરણી જાય એમ ઇચ્છતી હતી? એથી ક્રાંતિનુ કાર્ય શું આગળ ધપશે એવી પોતે ગણતરી કરતી હતી? અલબત, એમને કેવળ સુખી ગૃહસ્થો બનાવી દેવા તો એ નહોતી જ ઇચ્છતી.

પણ આ વિચાર પોતાના જ મનનો એક આડકતરો પડઘો તો ન હતો? પોતાની નિર્બળતાનો સૂચક તો ન હતો? નહિ તો એક દિવસે આટલી અધીરાઈપૂર્વક એકાએક વેદી, દીનેશ બંનેના મગજ ઉપર આ વીજળી ફેંકવાની શી જરૂર હતી?

વિચારમાં ને વિચારમાં ઘેર આવી ત્યારે રામચરણ કેટલાક નવા મિત્રોની સાથે મદાની રાહ જોતો અમુક સ્થળે બેઠો છે એવી ચિટ્ઠી મળી સદા બધુ ભૂલી જઈ ચિટ્ઠી અનુસાર નિયત સ્થળે પહોચી ગઈ

"રામચરણ તને ધન્ય છે અહી કેટલાકના મનમાં તો તું હડતાલથી બચવા ક્યાંક સરકી ગયો હોઈશ એવો વિચાર આવ્યો હતો પણ મને ખબર હતી કે તું પોતે કામદાર છે — પ્રોલિટેરિયટ છે મધ્યમવર્ગના જુવાનિયા ઓની જેમ આવેશમા ને આવેશમાં તું ખેચાઈ આવેતો નથી"

રામચરણ માથુ નીચુ રાખી શાત રહ્યો

રામચરણ હડતાલની શરૂઆતમાં જ એકાએક અદશ્ય થઈ ગયો હતો એ સીધો મુંબઈ પહોંચ્યો હતો એ અનેક સમાજવાદી અને કમ્યુનિસ્ટ કાર્યકર્તાઓને ઓળખતો હતો તેણે ત્યાં જઈ અહીની પરિસ્થિતિથી તેમને વાકેફ કર્યા અને એક બે દિવસમાં સદા, રામલાલ, સુબોધ પણ પકડાઈ જશે એવી ભીતિ જાહેર કરી સમજાવ્યું કે જો બે ત્રણ જણા આવી શકે, અને ગુપ્ત અથવા ખુલ્લી રીતે મદદ કરી શકે દોરવણી કરી શકે તો આખો મામલો સુધરી જાય એમ હતો એ અનુસાર ત્રણ નવા કોમરેડ આવી પહોંચ્યા હતા

પાંચે જણા અત્યંત જૂની ઓળખાણ હોય એવી નિકટતાથી સર્વમાન્ય હડતાલની વાતોમાં ગૂથાઈ ગયા. દરમિયાન રામલાલ, સુબોધ, કાસીમ તથા નૂરમહમદને ચિઠ્ઠી લખી બોલાવવામાં આવ્યા. સૌ આવી જતાં વીગતે વાતો શરૂ થઈ.

મુંબઈના કામદારોની વતી આ નવા કૉમરેડઝોની ખાત્રી સાંભળી અમદાવાદના કાર્યકરો તાજુબ થઈ ગયા. સાચે જ શુ એકી સાથે એકે દિવસે મુંબઈ, પૂના, સોલાપુર અને અમદાવાદમા જંગી સર્વમાન્ય હડતાલ પડશે? બીજા શહેરોના કામદારો અમદાવાદના કામદારોની સહાનુભૂતિનો દિવસ ઊજવશે? અને હડતાલ વધારે લંબાય તો આખા દેશભરમા પણ હડતાલદિન ઊજવી શકાશે? કેટલુ ભવ્ય!

અને એવી જ રીતે અમદાવાદના કાર્યકરોની સુસંગઠિત યોજનાની વીગતો જાણી મુંબઈના બિરાદરો અત્યંત સંતુષ્ટ થયા સાચે જ શુ આ મૂઠીભર માનવીઓએ ચાર દિવસમા જ શહેરના તમામ કામદારોને એકત્ર કરી દીધા હતા? દરેકે દરેક મિલ, કારખાનું, એટલુ જ નહિ પણ, બસ ડ્રાઈવરો અને ઘોડાગાડીવાળા સુદ્ધાં વિરાટ હડતાલમાં જોડાવાના હતા?

સૌને લાગ્યુ કે હડતાલનો બે દિવસમા અંત આવી જ જવો જોઈએ અને એકવાર જો એની જંગી શરૂઆત

થઈ ગઈ તો એને કાબૂમા રાખવી મિલમાલો કે સરકારને માટે પણ મુશ્કેલ થઈ પડવાનુ છે

હડતાલ કમિટીને મદદ કરવા જુદી જુદી સમિતિઓ નીમી આ સમિતિના નામ છૂપાં રાખ્યાં અને આખું તંત્ર વ્યવસ્થિત ચાલે એવી યોજના ઘડી વિજયની આશા સહિત સૌ છૂટા પડયા.

## ૩૬

"વેદી ! એક વાત કહું ?" મદા આજે અસામાન્ય રીતે મીઠું સ્મિત કરી વેદીને પૂછતી હતી

વેદીનો તાવ આજે છેક ઊતરી ગયો હતો એના મોઢા ઉપરથી તાવનો થાક ઊતરતો જતો હતો. સદાની વાત કરવાની આ ઢબથી તે ખૂબ આનંદિત થયો

"કહોને એમા પૂછવાનું શુ છે ?"

"પૂછવા જેવુ હશે, ત્યારે જ પૂછ્યું હશે ને"

' તો પછી કહી જ નાખો"

"જો, સર્વમાન્ય હડતાલ દિન ઉજવાઈ જાય એટલે હુ અહીથી જતી રહેવાનો વિચાર કરુ છુ."

"હડતાલ અધૂરી મૂકીને ?"

"એ ત્રણ દિવસમાં જ હડતાલનો ફેંસલો આવી જશે એમ લાગે છે. 'જનરલ સ્ટ્રાઇક' (સામાન્ય હડતાળ)ની વાતથી મિલમાલિક મંડળ ગભરાઈ ઊઠ્યું છે અને શનિવારે બપોરના તે લોકો મળનાર છે. બને ત્યાં લગી તો ફેંસલો થઈ જશે."

"તો પછી તમારે ભાગી જવાની શી જરૂર ?"

"એટલે શું હડતાલ ચાલતી હોય તો ભાગી જાઉં એવી હું છું એમ ને ? વાહ ભાઈ!"

વેદી ભોંઠો પડી ગયો. "ના, સદાબેન. તમારે જવું જ શું કામ પડે એમ હું પૂછું છું. આ હડતાલમાં વિજય મળ્યા પછી તો કેટલું બધું કામ થઈ શકશે ?"

"હા, પણ તેમ છતાં માન કે મારે જવું જ પડ્યું તો ?"

"ક્યાં જવું પડશે ?"

"ગમે ત્યાં"

"તો હું ય સાથે આવીશ." વેદીએ નિરાશ થઈ કહ્યું.

"પણ પછી તારા ગાડાવાળા અને લોરીવાળાનું શું થશે ?"

"તે હું બીજા ગમે તેને સોંપી દઈશ."

"એમ તે કંઈ ચાલે ?"

"ના, તમે બધુ ઉચાળાને ચાલ્યાં જાવ ને હુ બધાઈ રહું ? હુ તો તમે જશો ત્યાં આવીશ, તમારી સાથે."

"પણુ માન કે હુ પરણીને કોઈકને ઘેર ચાલી જવાની હોઉં તો ?"

વેદીનું મોઢું પડી ગયુ. તે થોડીવાર કંઈ બોલ્યો નહિ. પછી ધીમે અવાજે બોલ્યો :

"તમારા બનેના મિત્ર તરીકે હુ તમારી સાથે જ આવીશ. એ નહિ કબૂલ કરે ?"

"એ કોણ ?"

"કેમ તમારા પતિ !"

"મારા પતિ ?" સદા પાચ દસ સેકન્ડ પહેલાંની વાત ભૂલી જઈ આમ આશ્ચર્યપૂર્વક શાથી પૂછે છે તે વેદીથી સમજાયુ નહિ

સદા ખડખડાટ હસી પડી. એથી ઊલટું વેદીને વધારે ખરાબ લાગ્યુ

"વેદી, તુ પરણી જાય તો શુ ખોટુ ?" સદાએ વેદીને રીઝવવા પ્રયત્ન કર્યો. પણ આ પ્રશ્નથી તો તે ઊલટો વધુ ચીડાયો.

"હા, બધાને પરણાવતા જ ફરો રહ્યો છે હવે કંઈ ધંધો તમારે ? બસ પરણવાની જ વાત. ના, પણ

સદાબેન, સાચું બોલો. તમે ખરેખર અહીંથી જતાં રહેવાના છો ?"

"તને શું લાગે છે ?"

એટલામાં નર્સ અંદર દાખલ થઈ. સદાએ સિફતથી વાત ફેરવી દઈ નર્સને પૂછ્યું, "કેમ તમારું છાપું શું કહે છે ?"

"મેં તો એ છાપું બંધ કર્યું છે, અને બીજું છાપું મળ્યું નથી"

"તો સાભળો હડતાળે એવુ સ્વરૂપ પકડયુ છે કે હવે, મિલમાલિકોને બધી શરતોનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી વળી પેલા માર મારનાર સાર્જંટે પોતાનો ગુન્હો કબૂલ કર્યો છે એટલે તેને યે યોગ્ય સજા થશે. અને છેલ્લી સારી ખબર એકે તમારા દરદીને હવે આરામ થવા લાગ્યો છે"

"ડૉકટરના કહેવા પ્રમાણે તો હું આઠ દિવસમા સારો થઈ, બહાર નીકળી શકીશ"

"હાસ્તો, હવે રૂઝ આવે એટલી વાર. એક વખત ઘા રૂઝ પર આવવા લાગ્યો, એટલે ઘણા દિવસ નહિ જોઈએ."

"ત્યારે તો આજે સારો દિવસ છે." નર્સે કહ્યું.

"પણ બહુ ખુશી થવાની જરૂર નથી. જે દિવસનો પહેલો અર્ધો ભાગ સારો જાય તેનો બીજો અર્ધો ભાગ કેટલીક વાર એટલો જ ખરાબ જાય છે." સદાએ કહ્યું.

"ના, મને તો એવી નિરાશાવાદી વાતનો વિચાર કરવો યે ગમતો નથી." વેદીએ કહ્યું.

"તું શા માટે એવો વિચાર કરે? ખાસ્સા બિછાનામાં આખા દિવસ પડ્યા રહેવું હોય તેને નિરાશા શી?" સદાએ મશ્કરીમાં વાત ઉડાવી. પણ તેને પોતાના આગલા વાક્યથી બીક પેઠી હતી. કદાચ બાકીનો દિવસ ખરાબ જાય તો?

## ૩૭

મના ગોદાવરી બેન પાસે ગઈ તે તો તેને જોઈ અડધા અડધાં થઈ ગયાં "કાકી તમે ઘર સારું ગખો છો'

'હા બેન પહેલાંની ટેવ પડી છે પણ હવે શરીર ઘણુ ચાલતું નથી કયારે વહુ આવે ને મારો ભાગ ઉપાડી લે તેની વાટ જોઉં છુ

'તો દીનેશભાઈને પરણાવોને?"

તે હું કયાં ના કહું છુ પણ એની ઈચ્છા એ છોકરો નથી ને"

એ તો બધા જ ન પરણવાની વાતો કરે પણ આખરે પરણી જાય

'તો તમે એને સમજાવોને'

"હુ એને કેવી રીતે સમજાવુ ? હુ પોતે જ પરણેલી નથી. એટલે આધા માગ મોમા જ મારા શબ્દો તે પાછા દે છે."

"પણ બેન, તમેયે પરણો તો. કોઈનું પણ ઘર શોભાવો"

"જુઓ, કાકી — પણ તમને કાકીને બદલે બા કહુ તો ચાલશે ? કાકી તો તદ્દન મુર્ખાઈ ભરેલુ લાગે છે. કારણ કે માગ ને દીનેશભાઈના બાપ કદી જિંદગીભરમાં મળ્યા જ નહોતા; તો ભાઈ ક્યાથી હોઈ શકે?"

"હા, બેન, બા કહેશે તોય શુ ખોટુ ? તુય મારી દીકરી જેવી જ છે ને ? દીનેશના સહુ ભાઈબધ મારા દીકરા દીનેશ ન હોય તો સૌ મારુ કામ કરે, મને તેની ખોટ ન આવવા દે પહેલા એ જેલમા ગયો હતો, ત્યારે ય જરા એમ ન લાગવા દે કે દીનેશ ઘરમા નથી

"એ તો બા, દીનેશભાઈની લાયકાતને લીધે એના મિત્રો મળ્યા છે તમારે જેમ તમારા દીકરાને પરણાવવો છે, તેમ મારે મારા ભાઈને પરણાવવો છે તમે કોઈ સરસ છોકરી શોધી કાઢો તો હુ કોઈ પણ રીતે તેને સમજાવીશ"

"બેન, તારા મોમા સાકર જોઇએ તો હુ કાલે લઈ આવુ દીનેશ જેવો ન્યાતમાં છોકરો છે ક્યા ? આજ કાલ બધા જ મોટી મોટી વાતો કરે, પણ દીનેશની કીંમત

બધા જ મમજે છે. એ આગળ જતા શુનું શુ કરશે, તેવી સૌને આશા છે" ગોદાવરીએ કહ્યુ એની આંખો આગળનું સુનેરી ભવિષ્ય ભવ્ય હતું તેમા દીનેશ સોનારૂપાથી મઢેલો હતો આજુબાજુ અનેક નોકરચાકરો તેની તહેનાતમા ઉભા હતા, ને તેના હુકમની રાહ જોતા હતા.

મદાને તેનું સ્વપ્નુ તોડવાનું ઠીક ન લાગ્યુ દીનેશને પરણાવી, ગામડામાં મોકલવાનો તેનો વિચાર હતો, તે એણે ગોદાવરીને ન કહ્યો તે કહેત તો ગોદાવરી જ લગ્નની વિરુદ્ધમા જાત તે જ કહેત કે એનાથી તો એનો છોકરો કુવારો રહે તે ભલે હો

"મારુ ત્યારે બા, તમે તમારૂ ધ્યાન રાખજો હુ મારાથી બનતું કરીશ" કહી મદા ઊઠી "મારે, બપોરે પેના બધા આવવાના છે, એટલે જવુ છે હવે દીનેશભાઈ માટે છોકરી જોવાવો ત્યારે મને બોલાવજો હુંય ભાભીની પસંદગીમા મદદ કરીશ"

"મારુ, બેન, તને ગમશે તે દીનેશને પણ ગમશે તને જ હું બોલાવીશ મારી શોધી કાઢેલી છોકરી એને નયે ગમે"

## ૩૮

સદા ઘેર ગઈ ત્યારે રામલાલ એક નના જ આદમીની સાથે કાંઈક ગુફ્તગો કરી રહ્યા હતા મદાને જોઈ રામલાલે મીદાશપૂર્વક અંદર બોલાવી પેલા નવા પુરુષ સાથે ઓળખાણ કરાવી "આપણા દેશની ગેરકાયદેસર કમ્યુનિસ્ટ પાર્ટીના આ સૂત્રધાર છે અહીની હડતાલની વીગતો જાણવા અને શક્ય હોય તેટલી મદદ કરવા આવ્યા છે"

સદાને નીર્દેશી રામલાને નવા આગતુકને કહ્યું "આ બહેન અમારે અહી થોડા જ મહિનાથી આવ્યા છે પણ અમારી અહીની આખી પ્રવૃત્તિના પ્રાણ જેના એ બની ચૂક્યા છે"

મદા અને નવા આગતુકની આંખો, મદાએ ખડમા પ્રવેશ કર્યો તે જ ક્ષણે ચમકી ઊઠી હતી બનેએ વીજળીનો

આંચકો અનુભવ્યો હતો. પણ બંનેએ સંયમપૂર્વક આ નવેસરથી વિધિસરની ઓળખાણ કરી લીધી અને સામસામું સ્મિત કર્યું.

ત્રણે જણાં હડતાલની પરિસ્થિતિ અને વ્યૂહરચના ઉપર ઝીણવટથી વિચાર કરવામાં રોકાયાં. અને છતાં સદાનું ચિત્ત તેમાં રોકાવા કરતાં આ નવા આગંતુકમાં જ વધારે રોકાયું હતું. એને આજે કામની ઝીણી ઝીણી વાતોમાં રસ પડતો ન હતો. આ વાતો પોતાના જ કામને વિજય અપાવનારી હતી, તેમ છતાં તેના ચિત્ત ઉપર તો આ ઘડીએ નવા આવનારનું મોઢું જ કોતરાઈ રહ્યું હતું.

એના મોઢા ઉપર અવિરત કામના બોજાની સખ્ત રેખા ઉપસી આવેલી દેખાતી હતી. હૃદયમાંનો મૂડીવાદી સમાજરચના પ્રત્યેનો ધિક્કાર જાણે મુખ ઉપર પણ જમાવટ કરી બેઠો હતો.

સદાના મનમાં હજી પ્રશ્ન ઊઠ્યા જ કરતો હતો કે, 'આ એ જ હશે કે બીજો જ કોઈ?'

અને 'એ જ, એ જ એ; બીજો કોઈ નહિ.' એમ જવાબ પણ પોતાની મેળેમેળે આપી પોતાને સાંત્વન દઈ રહી હતી.

એ કલાકની વાતો પછી સૌ છૂટાં પડ્યાં.

સદાના મન પર એક જ શબ્દ પ્રકાશ પાથરી રહ્યો હતો: 'પુરુરવા.'

## ૩૯

કેટલાય યુગો પહેલા તે તેને મળી હતી તેણે તેને જીવન કેમ અને કોને માટે જીવવુ તે શીખવ્યુ હતુ તે ત્યારે જેમ તેમ કરી, પોતાનુ ભરણપોષણ કરતી હતી. પુરુરવા ચિત્રકાર હતો. તેણે તેનુ ચિત્ર ચીતર્યું હતુ, અને ચીત્ર ચીતરતા ઘણી ઘણી વાતો કરી હતી એ વાતોએ તેના જીવનમા પલટો આણ્યો હતો એને નવદૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી વિશાળ જગતને એ નવા જ દૃષ્ટિબિંદુથી જોઈ શકી હતી

તેણે તેને સમાજવાદના પાઠો શીખવ્યા. તેણે તેને ઊંડી ચાલીઓમા રહેતા ગરીબ મજૂરોના જીવનનો ઇતિહાસ કહ્યો એ ચાલીઓના અંધકાર ભેદી, તેને તે ત્યા લઈ ગયો, એ મજૂરોની દુઃખદ અને દયાજનક સ્થિતિ જોવા

ત્યારે તેને લાગ્યુ કે જગતનો એક વર્ગ એવો છે કે જન્મથી મરણ સુધી ગુલામીમાં ભૂખમરામાં, વેદનામા ગંદકીમા રહે છે જીવનની સારી વસ્તુઓથી તે અલિપ્ત જ રહે છે

ત્યારે તણે મનમા દૃઢ પ્રતિજ્ઞા લીધી કે જીવનભર એમને તે ગુલામીમાથી અને ગુનામીમાથી અનુસરતા દુ ખોમાંથી બચાવવા ત્યારથી તેણે તે જ જીવનધ્યેય બનાવ્યુ હતુ

પણ તે પુરુરવા ને આજના પુરુરવામા કેટલો ભેદ હતો ?

'કંઈ નહિ, માજે સભામા તો તે જરૂર મળશે" તેણે તેના મનને મનાવ્યુ

કેવો સરસ માણસ છે ? સાથે રહેવા મળે તો એની શક્તિની પૂરી ખબર પડે અદ્ભુત છે ' ગમલાલે કહ્યુ

સદા શાંત જ રહી

' જ્યારે હું તેને પહેલા મળ્યો ત્યારે તે ચળવળમા બહુ ભાગ ન લેતો તું અહી આવી ત્યારે દીનરા

ચળવળમાં જેવા ભાગ લેતા હતા, તેવા — પ્રસંગ પડચે મદદ કરતો. પણુ બાકીનો વખત તે ચિત્રકાર તરીકે કામ કરતો, અને એ દ્વારા તે લડતને મદદ કરતો. એના કેટલાંય જીવનચિત્રો પરદેશમા પણ ખ્યાતિ પામ્યાં છે. કેટલાય ચિત્રકારો ગરીબ જીવનનુ ચિત્ર ચીતરવામાં તેની પાસે પ્રેરણા પામ્યા છે. તે ચીતરતો, ત્યારે એ ચિત્ર જીવતું દેખાતુ. તે જીવનની કંગાલિયત પોકારી પોકારીને બોલી ઊઠતી. તેની કરુણા હૃદયમર્મો ચીરતી."

"હુ ધારું છુ કે હું પણ તેમને મુબાઈમા મળી છુ" મહામહેનતે શાંતિ રાખતા સદાએ કહ્યુ. "એ મુબઈના જ છે ને?"

"હા, પહેલા મુબાઈમા હતો. પણ ચારેક વર્ષથી, આખા હિંદને તેણે પોતાનુ કાર્યક્ષેત્ર બનાવ્યુ છે હવે તે ચીતરતો નથી; ફક્ત આજ કામમા પરોવાયેલો રહે છે"

"ચાર વર્ષ?" એ સમય સદાને યાદ આવ્યો ચાર વર્ષ પહેલા જ તે પુરુષને પહેલી મળી હતી થોડો વખત તેના સંબંધમા આવી હતી, અને પછી ચાલી ગઈ હતી. કારણ કે તેની પાછળ તે ગાંડી થઈ ગઈ હતી તે જે કહે તે કરવાને તે તૈયાર હતી. પણ તેના જીવનમાં એવી રીતે કોઈ સ્ત્રીને સ્થાન નહોતુ. આખા ગરીબ જગતની સ્ત્રીઓ તેની માતા હતી. તેમના પર તેને વહાલ હતુ. તેમને ખાતર

જ તે જીવતો તેમાની કોઈ એકને માટે તે હૃદયની વિશાળતા રૂધી રાખવાને તૈયાર નહોતો

મદા એમ્લી હતી તે પોતાના ઓરડામા ગઈ અને રડી પડી તે ખૂબ રડી વર્ષોના એકઠાં કરેલાં આંસુઓ ખળખળાટ વહેવડાવ્યા જીવનભર એક પુરુષની તેણે વાટ જોઈ હતી પણ તે આવ્યો ત્યારે તે તેને ઓળખી પણ નહિ શકી, એ વિચાર માત્ર અશ્રુસરિતા વહેવડાવવા પૂરતો હતો

તેનું મગજ એટલું નિર્બળ બની ગયુ હતુ કે તેને કઈ વિચાર જ ન આવતો થોડી થોડીવારે તે મહામહેનતે શાંત થતી, પણ બીજી જ પળે ડુસકા ખાતી, રડી પડતી તે પોતાને, પોતાની સ્મૃતિને ક્ષમા ન આપી શકી

આખરે તે શાંત થઈ તેણે પોતાની એક બેગ ઉઘાડી એની અંદરથી કઈક જૂના કાગળિયા કાઢ્યાં દરેક કાગળિયા એના જ લખેલા હસ્તાક્ષરોમા અધુરા પત્રો હતા ચાર વર્ષ પહેલાં છેલ્લો લખેલો એક કાગળ પણ એમાં હતો તેણે તે શોધી કાઢ્યો બીજા કાગળોમાં તે સામાન્ય લાગ્યો હતો તેણે તે વાંચ્યો 'આગળથી તમને મોડું પણ બનાવી

શકાય એમ નથી. તમારા આટલા શિક્ષણ પછી, આટલા સહવાસ પછી, આટલી ઊંચી ભૂમિકા ઉપર પહોંચ્યા પછી આવી અવનતિ થાય, ત્યારે મારાથી તમને શી રીતે મોઢું બતાવી શકાય? હું તમારા આગળ દંભી બની શકું, તમને સૌને છેતરું, પણ મને હું કેમ છેતરી શકું? મારો પોતાનો ગુન્હો હું કેમ વીસરી શકું? હું કેમ ભૂલી શકું કે એક પુરુષના પ્રેમ માટે હું આખા જગતની વિસ્મૃતિ કરી શકી? હું કેમ ભૂલી શકું કે નશામાં ચકચૂર બનેલા માણસની માફક મને કશાનુ ય ભાન રહ્યું નહોતુ. એ વિસ્મૃતિની વિસ્મૃતિ કેવી રીતે કરી શકું?

"એથી જ હુ આજે ચાલી જાઉં છું કારણ કે આવતી કાલે તમે આવવાના છો અને હું તમને મોઢું બતાવી શકું એમ નથી. તમે ઘણી વખત જ્યારે મારી સાથે સામ્યવાદની, ચિત્રની, સંગીતની વાતો કરતા ત્યારે, હું તમારા મોઢા ઉપર આશાના ભાવો જોતી હતી. તમારા મનમાં શુ થતું હતું, તે હું સમજતી હતી. હુ જોઈ શકતી હતી કે તમે મારે માટે મોટી આશા બાંધી રહ્યા છો. હું સામ્યવાદી થાઉં એટલું જ નહિ પણ તમારા એ કાર્યમાં સક્રિય સામીલ થાઉં એવી તમારી ઇચ્છાઓ તમારા મોઢા ઉપર મુદ્રિત થતી હું જોતી હતી. તેથી તમને આ સૌ કહ્યા પછી તમારું નિરાશાભર્યું મુખ જોવાની મારામાં હિંમત નથી

"માટે પુરુરવા, આશીર્વાદ આપો કે મારે માટે એક દિવસ એવો આવે કે જ્યારે તમે ધારો અને ઇચ્છો છો એટલી મજબૂત અને અલિપ્ત થઈ, તમારી પાસે આવુ અને શિક્ષણના બીજા ક્રમ માટે તૈયાર થાઉ"

આ પત્ર વાચતા વાચતાં તેને શાંતિ થઈ પુરુરવાની આખરી મુલાકાત ન કરી શકવા માટે તેણે પત્રમા સપૂર્ણ એકરાર કર્યો હતો હા, તે મજબૂત અને અલિપ્ત થઈ શકી નહોતી, અને તેટલા પ્રમાણમાં તે શિક્ષણના દ્વિતીય ક્રમની દિક્ષા માંગી શકે એમ નહોતી છતા ય, તે પુરુષની પાસે ફક્ત શિક્ષણ જ માટે જઈ શકાય ? તે આટલા બધા પુરુષ કાર્યકરો સાથે રહી કામ કરે છે તો તેની સાથે રહીને કેમ નહિ ?

પણ તે તેની સાથે રહી આટલી સારી રીતે કામ ન કરી શકે તેનો પુરુરવા માટેનો પ્રેમ તેની કામ કરવાની શક્તિ ઓછી કરે કાર્ય કરતા પુરુરવા માટે વધારે દરકાર કરાવે તે પોતાની નિર્બળતા સારી રીતે જાણતી હતી "ના, પુરુરવા સાથે રહીને કામ કરવાની શક્તિ મેં હજી મેળવી નથી તેની સાથે રહી કામ કરવાથી, હું ઓછુ કામ કરીશ, અને તેને ય તેથી કામ કરતા અવરોધીશ" તેણે નિશ્ચય કર્યો એ નિશ્ચયથી, એની સ્થિરતા વધી

## ૪૦

પુરુરવા સદાને ત્યાં જોઈ ચમકી ગયો હતો તેણે સદાને ત્યાં જોવાની જરાય આશા રાખી નહોતી.

સદા તેના જીવનમાં એક અદ્ભુત સ્વપ્ન મૂકી ગઈ હતી. એ સદાને ભૂલી શક્યો નહોતો. સદા ફરી મળે, અને એ સ્વપ્ન ફરી શરૂ થાય, તે દિવસ માટે તે સદા ઝંખતો.

તે દિવસ આવ્યો ત્યારે તે તેને માટે તૈયાર નહોતો. સદાને એકાએક મળવાથી તે ગભરાઈ ગયો હતો. તેણે કદી વિચાર કર્યો નહોતો કે સદા મળે તો ક્યાં અને કેવી રીતે મળશે વિચાર કર્યો હોત તો યે તે આવે એકાદ સ્થળે મળશે, તેનો તેને ખ્યાલ ન આવી શક્યો હોત.

સદા તેને પ્રથમ મળી ત્યારે અર્ધશિક્ષિત, ભોળી, ભલી ગરીબ બાલિકા હતી. છએક મહીનાના તેના સહવાસમાં તે

સ્ત્રી બની શિક્ષણ મેળવ્યુ વધુ જ્ઞાન મેળવવાની જિજ્ઞાસા કેળવી અને તે એકાએક ચાલી ગઈ ત્યારે ને પોતાનો વિચાર કરી શકે એવી હતી

જતા જતા તે એક પત્ર તેને લખતી ગઈ હતી, એ પત્ર હજી ક્યાક તેણે સઘરી રાખ્યો હતો તેના થોડાક અતિમ વાક્યો હજી તેને યાદ હતા તેણે તેમા પોતાની કાર્યદિશા વર્ણવી હતી આશિષ આપો કે એવો દિવસ આવે કે જ્યારે તમે મને ધારો છો અને ઈચ્છો છો તેવી મજબૂત અને અલિપ્ત થઈ તમારી પાસે આવુ અને તમારા શિક્ષણના દ્વિતીય ક્રમની દિક્ષા માગુ

પણ એની પાસે દ્વિતીય ક્રમ હતો ? પહેલો જ ક્રમ તેણે સપૂર્ણ રીતે શીખવ્યો હતો ?

પણ તે ક્યાથી શીખવી શકે ? તે પોતે જ તેમા પારગત નહોતો પોતે જ તમા અપૂર્ણ હતો હા, તણે સતાને ઘણુ શીખવ્યુ હતું પોતાને જે જે હજી શીખવાનુ હતુ તે ય તે શીખ્યો હતો એમ તેણે તેના ઉપર અસર થવા દીધી હતી કદાચ હવે સદા તેનાથી ય આગળ નીકળી ગઈ હોય તો ? તેને શી રીતે ક્રમ મળી શકાય ?

આ બાકે જ તે નાસી છૂટ્યો હતો બધા ઊભા થયા તે તક સાધી તે ઘર બહાર નીકળી ગયો હતો

તેને ફરી સદાને મળતાં પહેલાં વિચાર કરવાનો સમય જોઈતો હતો.

સદા સામ્યવાદી કાર્યકર થઈ છે, તે સાંભળ્યું તેથી તેની બીક વધી હતી. જે કાર્યદિશા સદાએ તેના પત્રમાં નક્કી કરી હતી, તે દિશામાં તે ઘણી દૂર પહોંચી હતી.

પણ તેણે તેના જ શિક્ષણ પ્રમાણે લાગણીઓ દૂર કરી હોય તો? લાગણી વગરનું જ જીવન એ સુખી જીવન, એ તેનો આદર્શ, જે એ પોતે હજી સિદ્ધ કરી શક્યો નહોતો, તે એણે સિદ્ધ કર્યો હોય તો? છતાં ગમે તેમ કરી હવે, સદાને મળવાની હિંમત એકઠી કરી હતી. વખતસર તે સભામાં આવ્યો.

તે સભા આગલા દિવસોના જેવી સભા નહોતી. જો આગલા દિવસની સભાઓ સરોવર સમી હોય તો આ મહાસાગર સમી હતી સાંજના છાપાંઓમાં બીજા શહેરોમાંથી આવેલા આગેવાનો વિષે ખબરો આવ્યા હતા. તેઓ શું કરવા માંગે છે, તેની અટકળો પણ આવી હતી આથી જેમણે જેમણે તે વિષે સાંભળ્યું હતું તે સૌ આવ્યાં હતાં.

આ ઉપરાત બીજે દિવસે શહેરની સૌ મીલોમા મહાનુભૂતિ માટે સામુદાયિક હડતાળ પાડવાની હતી એટલે બીજી મિલોના મજૂરો પણ ત્યાં આવ્યા હતા

એ સભાનું પ્રમુખપદ કિશોરીલાલ નામના વૃદ્ધ કાર્યકરને આપવામા આવ્યુ હતુ અખિલ ભારત મજૂર સંઘના તે મંત્રી હતા, અને આખુ જીવન તેણે આ જ ક્ષેત્રમા ગાળ્યુ હતું

તે જે વખતે આખા દેશમા પાડવાની હડતાળનું મહત્ત્વ સમજાવતા હતા તે વખતે સદા ત્યા આવી પુરુરવા એકદમ ઊભો થયો, અને તેની પાસે ગયો "સદાબેન, તમે મને ઓળખો છો ?'

સદાને, તેને તેની પાસે આવતો જોઈને સહેજ રોમાંચ થયો કેટલાય વખતથી વાટ જોએલી ક્ષણ પાસે છેક પાસે આવી રહી હતી પ્રશ્નની સાદાઈથી તે ખુશ થઈ પુરુરવા તે જ હતો તે જ સાદાઈ, તે જ સામાન્યની રીતભાતના બંધનથી અળગો

હા, ઓળખું છુ, કેમ નહિ ?' સદાએ હસી જવાબ આપ્યો. વર્ષોના મૌનથી એ બે વચ્ચે જે પડ બંધાયું હતું તે તૂટી ગયું

તમને હું અહીં મળીશ, તેનો મને ખ્યાલ નહોતો' પુરુરવાએ કહ્યું

"મને યે ખ્યાલ નહોતો કે હુ તમને આમ એકાએક મળીશ"

બન્ને ખડખડાટ હસી પડયાં. આજુબાજુના કેટલાક શ્રોતાઓએ તેમની તરફ ગુસ્સાથી જોયુ. પણ આજુબાજુના વાતાવરણથી તેઓ ઘણાં દૂર હતાં. તેમની ગુસ્સાની નજર એમને અસર કરી શકે એમ નહોતી.

"તમે માનશો, મને એમ જ લાગ્યા કરતુ હતુ કે તમે મારા એકાદ સ્વપ્નમા જ આવી ગયા હતાં" પુરુરવાએ કહ્યુ "હજી તમે મને સ્વપ્નમા મળ્યા છો કે ખરા, તે મારાથી સમજી શકાતુ નથી."

"આવી આજુબાજુની પરિસ્થિતિમા પણ તમને સ્વપ્ન લાગે છે?" સદાએ સામે પૂછ્યુ. બન્ને આ જગતમા ફરી આવી પહોચ્યા હતા

"હા, ખાસ કરીને આવી પરિસ્થિતિમા. મે એમ જ ધાર્યુ હતુ કે હું તમને કોઈક મજૂરની સભામા મળીશ"

"ખોટી વાત."

"ખરેખર."

"આપણે પછી વાત કરીશુ. અત્યારે આપણે આજુબાજુના લોકોને ખલેલ કરીએ છીએ" સદાએ કહ્યુ.

"આપણુ અહીં કામ જ શુ છે? કોઈ જગ્યાએ જઈ આપણે વાત કરીએ તો?" પુરુરવાએ સૂચવ્યુ.

"આપણા કરતા આ સૌ મહાન લોકો છે. તેઓ આ સભાનું કામ આપણી ગેરહાજરીમા પણ સારી રીતે ચલાવશે."

"પણ મારાથી એમ કેમ જઈ શકાય? હું તો—"

"તમે મોટા આગેવાન, ખરી કે? પણ તમે અહીથી છાનામાના ચાલ્યા જશો તો કોઈ વાંધો નહિ લે."

"તમારામા જરાય ગભીરતા આવી નથી."

"હજી ય નહિ? જો મારા મોઢા સામે જોશો તો તને ખબર પડશે કે—પણ એ બધી બહાર જઈને વાતો કરીએ ચાલો"

"તો હું રામલાલભાઈને કહીને આવુ." સદાએ કહ્યુ. પુરુરવાના ચહેરા પર એક વાદળી આવીને ચાલી ગઈ. સદાએ તે સાજના ઝાખા અજવાળામા જોઈ નહિ

બન્ને જણા ત્યાથી નીકળી પાસે એક બાગ હતો ત્યા ગયા.

"તમે સારી પ્રગતિ કરી છે" પુરુરવાએ કહ્યું.

"તમે એક વખત મને 'તમે' નહોતા કહેતા."

"હું જાણું છુ, પણ માનાર્થે બહુવચન વાપરવું જોઈએ."

"એ માન મારે જોઈતું નથી"

'તો હું એ આપવાને પણ બેસી રહ્યો નથી.' આ તો મને લાગ્યુ કે મહાન આગેવાનને માન આપવું જોઈએ માટે તમે કહી સંબોધતો. પણ મારી જીભને હુંકારો વધારે પ્રિય છે."

"તમે આટલા વખતમાંય આવા ને આવા જ રહ્યા જરાય ગંભીરતા નહિ."

"જો સદા, દહાડાના જાગ્રત અઢારે કલાક મારે ગંભીરતાથી વાત કરવી પડે છે. એકેએક નાનીમોટી વાત ઉપર ગંભીરતાથી વિચાર કરી, ગંભીરતાથી નિર્ણય આપવો પડે છે. પણ પછી તો ગંભીરતા છોડી શકાય કે નહિ?"

"ના. ગંભીરતા કેળવવા યોગ્ય તમારી ઉમર થઈ છે. હવે તો તમારે ચોવીસે કલાક ગંભીર રહેવુ જોઈએ."

"ભલે, પણ પછી તને જ એ નહિ ગમે."

"તમને તે કયાંથી ખબર પડી?"

"હું તને ઓળખું છુ. આજની સદા જન્મી, ત્યાર પહેલાંની સદાનેય હું કયાં ઓળખતો નથી? પણ જવા દે એ વાત."

"કેમ?"

"એ સ્વપ્નની સુંદર સ્મૃતિ ઢંકાયેલી જ ભલે પડી. એ સ્મૃતિના અંગારા એમ જ ભલે રહ્યા." સદા ચૂપ રહી. એને લાગ્યું કે તેણે જ એને આવી રીતે કહી ગંભીર બનાવ્યો છે. એનું પરિણામ તેને જ ભોગવવાનું રહેશે. "એ સ્મૃતિ, મેં હમણાં કહ્યું તેમ હમેશાં મધુર અને સુંદર સ્વપ્ન નથી રહી તે મારા જીવનમાં આવીને શાંત સરોવરમાં પથરો નાખ્યો. તારા ગયા પછી મારું જીવન મેં ફેરવી નાખ્યું. રમુજી પુરુરવા, ચિત્રકાર પુરુરવા અદૃશ્ય થઈ ગયો. ગંભીર, ફીલસૂફ, કાર્યકર પુરુરવા જન્મ્યો. એ વર્ષો દરમિયાન મેં રાત દિવસ નથી જોયાં, ટાઢતડકો નથી જોયાં. મારા મોઢા સામું જુએ તો હું પહેલાનો દેખાવડો હોવાનો ગર્વ લઈ શકું એવો રહ્યો નથી. મોઢા ઉપર કરચલી પડવા માંડી છે. આંખો ઊંડી ઊતરવા માંડી છે પણ એ બધું તને કહીને શું કામ?"

પુરુરવા અટકી ગયો. તે વધારે બોલી ન શક્યો. એનું હૃદય રૂંધાઈ ગયું હતું. તેણે કેટલાં વર્ષો પછી પોતાની નિર્બળતા ઉપરથી રમૂજનું પડ ખસેડ્યું હતું. એની લાગણીવશતા, એના નગ્ન સ્વરૂપમાં સદા સામે મૂકી હતી. એ મૂકતા એણે આત્માભિમાનની શેહ છોડી દીધી હતી. એ શેહ છોડતા તેનું હૃદય ભરાઈ આવ્યું.

સદાએ આવી આશા રાખી નહોતી પુરુરવા તેને માટે આટલું સહેતો હતો તે તે ક્યાંથી માની શકે ! તેને પથ્થર સમો જડ માનતું આવેલું તેનું મગજ આ નવી વાત જ્યારે ઘણે વખતે ગ્રહી શક્યું, ત્યારે એને પુરુરવાની ઢંકાયેલી પ્રેમળમૂર્તિના દર્શન થયા. તેણે પુરુરવાનો હાથ પોતાના હાથમાં લીધો.

તેઓ બંને ક્યાંય સુધી આમ ને આમ બેસી રહ્યાં. તેમનાં મૌનમાં તેમણે વર્ષોની વાતો કરી નાંખી.

## ૪૧

આખા દેશમાં અભૂતપૂર્વ પડનાર હડતાળની તૈયારી થઈ રહી હતી. બધે એ જ વાત ચર્ચાઈ રહી હતી.

શનિવારે બપોરે મિલમાલિકોની સમિતિએ એ હડતાળ સમિતિના સભ્યોને બોલાવ્યા.

એમની મસલત પેલા શેઠ અને મેનેજર અને નાનીશી હડતાલની સમિતિ વચ્ચે થઇ હતી તેવી નહોતી. બન્ને બાજુએ કસાયેલાં સેજાં હતાં.

પણ એક બાજુએ હતું સંગઠિત બળ, બીજી બાજુએ હતો સ્વાર્થ. એક બાજુએ હતી સ્વાતંત્ર્ય માટે કુરબાનીની ભાવના, બીજી બાજુએ હતો બને તેટલો વધુ નફો લેવાનો લોભ. પહેલી બાજુ જીતે અને બીજી બાજુ હારે તેમાં કૈં નવાઇ નહોતી.

એ મસલત અડધાએક કલાકમાં પૂરી થઇ.

હડતાળ સમિતિના સભ્યો બહાર આવ્યા ત્યારે તેમનાં મુખ પ્રસન્ન હતાં. તેમને સંપૂર્ણ વિજય મળ્યો હતો. તેમની એકેએક માગણીનો સ્વીકાર થયો હતો. તેમની શરતો પાળવાનો કોલ અપાયો હતો.

તે સમિતિને પ્રથમ અભિનંદન આપનાર પુરુરવા અને સદા હતાં. સમિતિએ સદાને પણ ઘટતું અભિનંદન આપ્યું. સમાજવાદી સંસ્થાનો આ પહેલો વિજય હતો. રાષ્ટ્રીય મહાસભાનુ એક અંગ હોવા છતાં, જહાલ પક્ષોને પોતાના સાથમાં લઇ, તેણે દેશભરના ઇતિહાસમાં લાલ અક્ષરે લખાઈ રહે તેવી ફતેહ મેળવી હતી. તેમા સદાનો ફાળો નાનો સુનો નહોતો

"સદાબેન, મેં સાંભળ્યુ છે કે તમે હવે મુબાઇમાં કામ કરવા જાઓ છો." વેદીએ કહ્યું. તે આજે સવારે જ હોસ્પીટલમાથી છૂટયો હતો.

"ના મુબઈ જેવા મોટા શહેરમાં ઘણા કાર્યકરો છે. હું ને પુરુરવા એકાદ ગામડામાં જઇ રહેવાનાં છીએ."

"હું ય તમારી સાથે આવીશ." વેદીએ કહ્યુ.

"તો અમને તેટલું વધારે નુકસાન થશે" સુબોધે કહ્યું.

"હવે તમે આટલો વિજય મેળવ્યો છે, એટલે તમને ઘણા નવા સભ્યો મળી રહેશે." વેદીએ કહ્યું. "આપણી સમાજવાદી સભાની ઓફીસ માટે મોટું સ્થળ લેવું પડશે."

"અને હવે દીનેશ પણ પહેલા માફક ગપ્પા મારનારો નથી રહ્યા એવા કાર્યકરોનો તમને લાભ મળશે."

'એનુ ઠેકાણું નહિ" સુબોધે કહ્યુ "એનુ ભેજુ ઠેકાણે હોય ત્યા સુધી જ તે સારો"

"કેમ, હજી તમારો એને માટે અભિપ્રાય સુધર્યો નથી?" સદાએ હસતા કહ્યુ "હું તો માનુ છુ કે તેનુ ભેજુ ઠેકાણે આવી ગયુ છે"

"ઉહું. કાલે સવારે હું એને મળવા ગયો ત્યારે તે ગામડામા જઇ કામ કરવાની વાત કરતો હતો બધાંને જ ગામડામા જવાનુ મન થશે, તો શહેરો ખાલી થઈ જશે" સુબોધે બખાળતા કહ્યુ

"કૈ વાંધો નહિ અમે ગામડામાથી થોડાક માણસો શહેરમા મોકલી આપીશુ" પુરુરવાએ કહ્યુ

"તમે ક્યારે અહીંથી જવાના છો?"

"સોમવારે પ્રાણલાલ અને દીનેશ છૂટે ત્યાર પછી"

\+ + +

તે જ દિવસે સુબોધે દીનેશને સદા અને પુરુરવાની વાત કહી ત્યારે તેને પળવાર તો પૃથ્વી ચકર ચકર ફરવા લાગી

પણ બીજી જ પળે તે બોલી ઊઠ્યો, "જો હું જેલ બહાર હોત તો આ સૈકાના અવનન અને લગ્નની વાત મારા છાપામા પહેલી આવત"

# તેજસ્વી ● ગ્રંથમાળાઓ

**સ**રળ, સોસરી અને વેગવંત શૈલીમા જગતની આજલગીની સમસ્યાઓ, તેના ઉકેલના પ્રયત્નો, આજના વર્તમાન જગતની વેદનાઓ, તેના ધમપછાડાઓ અને તેને આપણા જીવન સાથે શો ને કેવોક સંબંધ છે તે બરાબર સમજાવે તેવા પુસ્તકોની ભૂખ સૌને છે.

એકલું મૂંઝાવુ બસ નથી, એકલુ અકળાવું પૂરતુ નથી.
અનિષ્ટનું ખડન અને ઇષ્ટનું નવસર્જન આવશ્યક છે.



**આ** દૃષ્ટિ બરાબર ધ્યાનમાં રાખી આ ગ્રંથમાળાઓ ચલાવવામાં આવે છે. બાળકો, સ્ત્રીઓ, થોડુક ભણેલાઓ, શ્રમજીવીઓ, બુદ્ધિજીવીઓ અને જ્ઞાનના તમામ પિપાસુઓ તથા અભ્યાસીઓને વધારેમાં વધારે રસ અને લાભ મળે તેવાં તેજદાર પ્રકાશનો આ દ્વારા થાય છે.



**આ** ગ્રંથમાળાઓ તેજસ્વી છે કેમકે તેમની પાછળ ચોક્કસ દૃષ્ટિ છે, પલટવાની તમન્ના છે, ધગશ છે અને નવસર્જનની શ્રદ્ધા તથા યોજના છે

સંપાદકો -

**ચંદ્રભાઇ ભટ્ટ**
**ભોગીલાલ ગાંધી**

**નવી દુનિયા કાર્યાલય : ગાંધીરોડ : અમદાવાદ**

[૧]

# ચાલો વિચારીએ ગ્રંથમાળા

બાળકો તથા ઓછું ભણેલાંઓને ખાસ ઉપયોગી
વાર્ષિક ૪૦૦ પાનાં : લવાજમ માત્ર ૧ રૂપિયો

પહેલે વરસે સાત પુસ્તકો આપ્યાં છે. જેમાંથી એક મુંબઈ સરકારે જપ્ત થયેલું જાહેર કર્યું છે. નંબર ૧ તથા ૪ પુસ્તકો ખલાસ થયાં છે. બાકીનાનો સેટ મળશે.

૧
**કૉમરેડ લેનિન**
(વિશ્વક્રાન્તિકારની જીવની)
છૂટક કિં. ૦–૩–૦

૨
**ચિંતનની વેદી પર**
(ખૂનોની શહીદીની કથા)
છૂટક કિં. ૦–૪–૦

૩
**નરવીર**
(ગેરીબાલ્ડીની વીર કથા)
છૂટક કિં. ૦–૩–૦

૪
**ચાલો વિચારીએ**
(મજૂર કુટુંબની વાર્તા)
છૂટક કિં. ૦–૨–૦

૫
**દરિયે દવ લાગ્યો**
(જેને સરકારે જપ્ત કર્યું છે.)
છૂટક કિં. ૦–૬–૦

૬
**બિરાદર બબ્રુ**
(રશિયન જુવાનની જીવની)
છૂટક કિં. ૦–૨–૬

૭
**કકળતું કોંગો**
(સુધરેલી ગોરી પ્રજાએ શ્યામ લોકો ઉપર ગુજારેલા સીતમોની ભીષણ કથા)
છૂટક કિં. ૦–૫–૬

# [૨]
# ચાલો પલટીએ ગ્રંથમાળા

વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ તથા જ્ઞાન પિપાસુઓને ખાસ ઉપયોગી
વાર્ષિક ૮૦૦ પાના • લવાજમ માત્ર ૨ રૂપિયા

આ ગ્રંથમાળાનું વર્ષ પૂરું થયું છે. બીજે વરસે આ ગ્રંથમાળા બંધ કરી છે. નીચેના ચાર પુસ્તકોમાથી ફક્ત ૧ લુંજ પુસ્તક મળી શકશે.

૧

## માનસ વિજ્ઞાનનો દષ્ટિકોણ

લે ચંદ્રભાઈ ભટ્ટ

[શ્રી હરભાઇ ત્રિવેદીની પ્રસ્તાવના સહિત]

આ પુસ્તક તદ્દન નવી ઢબે માનસવિજ્ઞાનના દષ્ટિકોણમા ધર્મ, નીતિ અને સમાજરચનાને રજૂ કરે છે છૂટક કિં ૧-૪-૦

૨

## રશિયન નારી

લે ચંદ્રભાઈ ભટ્ટ

[શ્રી કમલાદેવી ચટ્ટોપાધ્યાયની પ્રસ્તાવના સહિત]

રશિયન નારી ક્રાંતિ પહેલા કેવી દીન હીન દશાએ હતી, તેમાથી તે આજે કેવી વર્ચસ્વવન્તી સ્વતંત્ર, અને અદ્ભુત શક્તિશાળી બની છે તેની આલેખના આ પુસ્તકમા છે નારીની મુક્તિ અર્થે મથતા દરેકે વાચવુ જ જોઈએ. છૂટક કિ. ૦—૧૦—૦

3

## ડોકિયું

### લે. ચંદ્રભાઇ ભટ્ટ

ચાર ભયંકર વાર્તાઓનો આ સંગ્રહ છે. આ વાર્તાઓ ભયંકર છે કેમકે કાલ્પનિક નથી, સાચી છે. એટલું જ નહિ પણ એમની દ્વારા પ્રચલિત સમાજે નિષેધ કરેલા એવા કેટલાય ભયંકર પોપડાઓ ઊંચા કરી તેમાં ડોકિયું કરવાનો પ્રયત્ન છે. છૂટક કિં. ૦–૧૦–૦

૪

## ૧૯૧૮ પછી

### લે. રામભાઇ પટેલ

૧૯૧૪ થી ૧૯૧૮ના અંત સુધી જે ભયંકર ખૂનખાર વિશ્વયુદ્ધ થયું તેના ઝેરમાથી જગત હજીય છૂટયું નથી. એ યુદ્ધને અંતે થયેલા સુલેહના કરારો તદ્દન દંભી અને પોકળ જ નીવડયા છે. દિનપ્રતિદિન દુનિયા હજી વધારે ભીષણ ભાવિ સંગ્રામ ભણી ઘસડાઇ રહી છે. શાથી? કેવી રીતે? કોણ કોને ઘસડી રહ્યું છે?— આ બધું સમજવા માટે, ૧૯૧૮ પછીનુ આખી દુનિયાનું રાજકારણ સરળ રીતે સમજવા માટે આ પુસ્તક વાંચો જ વાંચો.

છૂટક કિં. ૧–૪–૦

[ દ્વિરંગી પૂંઠું ]

# નવી દુનિયા ગ્રંથમાળા

અભ્યાસકો તથા કોલેજિયનો તથા સમાજવાદ, ગાંધીવાદ, નાઝિવાદ, ફાસીઝમ, કમ્યુનિઝમ જેવા રાષ્ટ્રીય તેમજ આંતરરાષ્ટ્રીય રાજકરણમાં રસ લેતાં તમામ માટે ખાસ.

વાર્ષિક ૧૧૫૦ પાના લવાજમ કાચુ પૂઠું ૩ રૂપિયા
પાકુ પૂઠું ૪॥ રૂપિયા

પહેલુ વરસ પુરુ થયુ છે—ન ૩ તથા હિન્દ કયે રસ્તે સિવાયના પુસ્તકો પ્રગટ થઇ ગયેલ છે

૧
મોરિસ હિન્દસ કૃત
**પલટાતું રશિયા**
છુટક કિં ૦—૧૪—૦

૨
ફ્રેડરિક એન્જલ્સ કૃત
**સમાજવાદ તરંગમાંથી વિજ્ઞાન**
છુટક કિં ૦—૬—૦

૩
કાર્લ માર્કસ કૃત
**કમ્યુનિસ્ટ જાહેરનામુ**
છુટક કિં ૦—૬—૦

૪
એક ઉદ્દામ નવલકથા
**લાલ મોરચા**
છુટક કિં ૧—૦—૦

૫
એક અપૂર્વ જીવનકથા
**લેનિન**
છુટક કિં. ૧—૮—૦

૬
નવ નવલિકાઓ
**નિશ્વાસ**
છુટક કિં ૧—૦—૦

ઉપરાંત
જવાહરકૃત
**હિન્દ કયે રસ્તે ?**
૦—૨—૦

# બીજા વરસનાં પ્રકાશનો

## ૧
## સમાજવાદ શા માટે ?

**અ. હિં. મહાસભા સમાજવાદી પક્ષના મંત્રી**

**શ્રી જયપ્રકાશ નારાયણ કૃત અમૂલ્ય ગ્રંથ**

સમાજવાદ વિષે સમજવા ઇચ્છનાર, ગાંધીવાદ અને સમાજવાદ વચ્ચેનો સચોટ ભેદ જાણવા ઇચ્છનાર તથા સમાજવાદનો અભ્યાસ કરવાની શરૂઆત કરવા ઇચ્છનાર માટે આ એક જ પુસ્તક ગુજરાતીમાં છે.

પાકું પૂંઠું ૧-૦-૦ કાચું પૂંઠું ૦-૧૨-૦

## ૨
## લાલ પડછાયા

**લેઃ સુદામો**

ચીનની સ્ત્રીશક્તિ, જુવાનો, લશ્કરી સિપાહીઓની લોહી ઉકાળે તેવી સાચી કથાઓ તથા જાપાનની ક્રાંતિકારી કળામય વાર્તાઓનો આ સંગ્રહ વાંચી ગયા પછી કદી નહિ અનુભવેલો રોમાંચ જરૂર અનુભવશો.

પાકું પૂંઠું ૧-૦-૦ કાચું પૂંઠું ૦-૧૨-૦

## ૩
## ખેડૂતોની સમસ્યા

'હિન્દુસ્તાન ગામડાંઓમાં વસે છે. ખેડૂતો એ એનું સાચું હીર છે.' આવી બધી વાતો કર્યા છતાં, આપણા ખેડૂતોની દુર્દશાનો સાચો ખ્યાલ ભાગ્યે જ આપણને હોય છે. તેમની દુર્દશાના મૂળમાં રહેલાં ભયંકર અનિષ્ટોની ભાગ્યેજ આપણને જાણ છે. અને એના ઉપાયો વિષે તો આપણા નેતાઓ પણ ભાગ્યેજ ખેધડક માર્ગદર્શન કરાવે છે. આ ગ્રંથ આ

સમસ્યાના અભ્યાસીઓ અને તે ક્ષેત્રમા ગુજરાત, મહારાષ્ટ્ર તથા બંગાળામા જાતે કાર્ય કરી રહેલા શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, શ્રી. લાલજી પેન્ડસે તથા શ્રી સૌમ્યેન્દ્ર ટાગોર જેવા પ્રસિદ્ધ રાજકીય કાર્યકર્તાઓને હાથે તૈયાર થયો છે.

છૂટક કિં કાચુ પૂઠું ૧-૦-૦ પાકુ પૂઠુ ૧-૪-૦

૪

## ક્રાન્તિને કિનારે

### લે સનતકુમાર વીણ

ક્રાન્તિને કિનારે ઊભેલા જુવાનોની આ નવલકથા છે માનવી જીવનની અંતરની લાગણીઓ જ્યારે તેના રાજકીય આદર્શોની સાથે અથડામણમા આવે છે ત્યારે તેમાંથી કેવો પ્રચંડ આઘાત જન્મે છે અને એમાંથી તેઓ શી રીતે પસાર થાય છે તેનું આલેખન કરતી આ નવલકથા તદ્દન મૌલિક છે, પ્રવાહી છે, પ્રાસાદિક છે

છૂટક કિં રૂા. ૨-૦-૦ પાકુ પૂઠુ

૫

## સોવિયેટ સમાજ

### [ નૂતન સસ્કૃતિનો ઊગમ ]

### લે નીરુ દેસાઈ

આજના નવીન રશિયા વિષે અનેક વાતો થાય છે, ગપ્પા હંકાય છે, અનુમાનો બંધાય છે આ પુસ્તક વાચી ગયા પછી ત્યાના ચમત્કારી પરિવર્તન વિષે તાજુબી થવા છતા કશો સશય, કશી શકા નહિ રહે છેક છેલ્લી હકીકતો તથા માહિતીથી પૂર્ણ છે

છૂટક કિં રૂા. ૨-૦-૦ પાકુ પૂઠું

# ત્રીજે વરસે

[ ૧ ]

## ચાલો વિચારીએ ગ્રંથમાળા

વાર્ષિક : ૪૦૦ પાના  લવાજમ ૧ રૂા.
રંગુન માટે ૧| રૂા  પરદેશ ૨ શિ

[ ૨ ]

## નવી દુનિયા ગ્રંથમાળા

વાર્ષિક ૧૧૦૦ પાના : લવાજમ કાચુ પૂઠું ૩ રૂા
પાકુ પૂઠું રૂા ૪

રંગુન માટે રૂા ૪ (કાચુ પૂંઠું) રૂા ૫ (પાકુ પૂઠું)
પરદેશ માટે શિલિંગ ૬ ( ,, ) શિ ૮ ( ,, )

મુખ્ય લેખકો :

શ્રી. ચંદ્રભાઈ ભટ્ટ, શ્રી. દિનકર મહેતા,
શ્રી. નીરુ દેસાઇ, શ્રી સુદામો તથા શ્રી. અનામી

# ચાલો વિચરીએ ગ્રંથમાળા

## [ વર્ષ ત્રીજું ]

[ અકટોબર ૧૯૩૭ થી શરૂ થયું છે. ]

વાર્ષિક ૪૦૦ પાનાં : ફક્ત એક રૂપિયો લવાજમ

[ ૧ ]

### રાતું રુસ ભાગ ૨

રશિયન ક્રાંતિનો આ બીજો ભાગ એટલે રાતા રુસનો રણરંગ — જેમાં વિપ્લવનો વંટોળ વાચકોને મુગ્ધ કર્યા વિના નહિ રહે. સુંદર ફોટા સહિત.

લેખક : ચંદ્રભાઇ ભટ્ટ

[ ૨ )

### રાતું રુસ ભાગ ૩

રશિયન ક્રાંતિનો આ આખરી હપ્તો ખૂબ જ રોમાંચક બન્યો છે. ભરપૂર ચિત્રો સહિત.

લેખક : ચંદ્રભાઈ ભટ્ટ

[ ૩ ]

### આવતી કાલે

'હું ગરીબ કેમ છું ? હું દુ:ખી કેમ છું ? મને ખાવા પીવા પહેરવા અને મોજ કરવા કેમ કશું નથી ? અને પેલા... એોનાં છોકરાંઓ તો રોજ લહેર ઉડાવે છે ! શાથી ?' વિહુના આ પ્રશ્નો રજૂ કરતી એક નવીન ઢબની પરીક્ષા.

લેખક : સુદામો.

# નવી દુનિયા ગ્રંથમાળા

[ વર્ષ ૩ જું ]

[ઓક્ટોબર ૧૯૩૭ થી શરૂ]

વાર્ષિક ૧૧૦૦ પાનાં : કાચું પૂંઠું ૩ રૂ : પાકું પૂંઠું રૂ. ૪

## શહીદી

દુનિયાની ક્રાંતિના વિરલ પ્રસંગોને કસાયેલી કલમે પહેલી-જ વાર આલેખાયેલાં જોશો — અત્યંત આકર્ષક

લેખક : ચંદ્રભાઇ ભટ્ટ

## ગાંધી અને લેનિન

આ બન્ને મહાપુરુષોનો સંવાદ, બંનેના સિદ્ધાંતોનો રહસ્યપૂર્ણ નીચોડ — તદ્દન નવીન શૈલી — બિલકુલ માલિક દૃષ્ટિ

લેખક : દિનકર મહેતા

## પોપડા નીચે

આપણા રૂપાળા દેખાતા સમાજના પોપડા નીચે કેવું ભયંકર યાતનાપૂર્ણ જીવન જીવાય રહ્યું છે તેનું સચોટ ભાન કરાવની સામાજિક વાર્તાઓ. 'ડોકિયું' વાચી ગયેલાઓને આ વાચ્યા વના નહિજ ચાલે.

લેખક : ચંદ્રભાઈ ભટ્ટ

## ધૂંધવાતી ધરતી

ખેડૂતોની ક્રાંતિની એક અપૂર્વ, ઓજસભરી, રસપ્રદ નવલકથા અજબ ખેંચાણ . . અણધારી કુશળતા

લેખક : અનામી

## ચીની ઇન્કિલાબ

ચીનની ક્રાતિનુ સિનેમા ચિત્રોની શૈલીમા વેગપૂર્ણ બયાન નવીન કલ્પના . . . . . . . . . નવીન શૈલી

લેખક : નીરુ દેસાઇ

# નવી દુનિયાનાં પ્રકાશનો

**નવી દુનિયા ગ્રંથમાળા**

**વર્ષ ૧**

૧ પલટાતું રશિયા ૦-૧૪-૦
૨ સમાજવાદ તરંગમાંથી વિજ્ઞાન ૦-૬-૦
૩ કમ્યુનિસ્ટ જાહેરનામું ૦-૬-૦
૪ લાલ મોરચો (નવલકથા) ૧-૦-૦
૫ લેનિન ૧-૮-૦
૬ નિશ્વાસ (નવલિકાઓ) ૧-૦-૦

*

**વર્ષ ૨**

૭ સમાજવાદ શા માટે? ૧-૦-૦
૮ લાલ પડછાયા (વાર્તાઓ) ૧-૦-૦
૯ ખેડૂતોની સમસ્યા ૧-૪-૦
૧૦ સોવિયેટ સમાજ ૨-૦-૦
૧૧ ક્રાંતિને કિનારે (નવલકથા) ૨-૦-૦

**ચાલો પલટીએ ગ્રંથમાળા**

૧૨ માનસવિજ્ઞાનનો દૃષ્ટિકોણ ૧-૪-૦
૧૩ રશિયન નારી ૦-૧૦-૦
૧૪ ઊંડિયું (વાર્તાઓ) ૦-૧૦-૦
૧૫ ૧૯૧૮ પછી ૧-૪-૦

*

**ચાલો વિચારીએ ગ્રંથમાળા**

**વર્ષ ૧**

૧૬ કૉમરેડ લેનિન ૦-૩-૦
૧૭ ચિંતનની વેદી પર ૦-૩-૦
૧૮ નરવીર ૦-૩-૦
૧૯ ચાલો વિચારીએ ૦-૩-૦
૨૦ દરિદ્ર દેવ લાવ્યા (જાપ) ૦-૬-૦
૨૧ બિરાદર બણુ ૦-૨-૬
૨૨ કમળનું ઢોંગો ૦-૫-૬

**વર્ષ ૨**

૨૩ એક હતો છોકરો ૦-૬-૦
૨૪ ટ્રોટ્સ્કી ૦-૬-૦
૨૫ ગયું રુસ ભા. ૧ ઉપરાંત ૧-૦-૦
૨૬ હિન્દ કયે રસ્તે? (પં. જવાહર કૃત) ૦-૨-૦
૨૭ ક્રાંતિની દીકરીઓ ૦-૧-૦
૨૮ કિસાન ઊઠો ૦-૦-૬
૨૯ મલબારના કિસાન ઊઠો ૦-૦-૬
૩૦ મજૂર ૦-૦-૩

# લોક નાદ

[ અભય નિવાસ દ્વારા પ્રકાશિત ]

લોક માનસને તેના અનેક વહેમોમાંથી જગાડી લોકસમાજના સતત ચાલતા એક ધારા શોષણની સમજ આપવાનો અમારો હેતુ છે.



ખેડૂતો તથા મજૂરો—તમામ શ્રમજીવી વર્ગોના ખાસ પ્રશ્નો અને સામાન્ય શોષણની વાતો અમે રજૂ કરીશું.



તદ્દન સહેલી લોકભાષામાં નાનકડી પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરીશું.



"જવાબ આપો" (ત્રણ પૈસા) એ પુસ્તિકા લોકનાદનો પહેલો અવાજ છે.



આમપ્રજામાં ક્રાંતિશીલ સાહિત્ય ફેલાવવા ઇચ્છનારોઓની આર્થિક મદદથી આ ચાલે છે.

સહાય કરશો?

# નવી દુનિયાનાં પ્રકાશનો

## નવી દુનિયા ગ્રંથમાળા

**વર્ષ ૧**

૧ પલટાતું એશિયા — ૦-૧૪-૦
૨ સમાજવાદ તરંગ-માંથી વિજ્ઞાન — ૦-૬-૦
૩ કમ્યુનિસ્ટ જાહેરનામું — ૦-૬-૦
૪ લાલ મોરચો (નવલકથા) — ૧-૦-૦
૫ લેનિન — ૧-૮-૦
૬ નિશ્વાસ (નવલિકાઓ) — ૧-૦-૦

*

**વર્ષ ૨**

૭ સમાજવાદ શા માટે? — ૧-૦-૦
૮ લાલ પડછાયા (વાર્તાઓ) — ૧-૦-૦
૯ ખેડૂતોની સમસ્યા — ૧-૪-૦
૧૦ સોવિયેટ સમાજ — ૨-૦-૦
૧૧ ક્રાંતિને કિનારે (નવલકથા) — ૨-૦-૦

## ચાલો પલટીએ ગ્રંથમાળા

૧૨ માનસવિજ્ઞાનનો દૃષ્ટિકોણ — ૧-૪-૦
૧૩ રશિયન નારી — ૦-૧૦-૦
૧૪ ગોર્કિયુ (વાર્તાઓ) — ૦-૧૦-૦
૧૫ ૧૯૧૮ પછી — ૧-૪-૦

*

## ચાલો વિચારીએ ગ્રંથમાળા

**વર્ષ ૧**

૧૬ કૉમરેડ લેનિન — ૦-૩-૦
૧૭ ચિંતનની વેદી પર — ૦-૩-૦
૧૮ નરવીર — ૦-૩-૦
૧૯ ચાલો વિચારીએ — ૦-૩-૦
૨૦ દરિયે દવ લાગ્યા (જપ્ત) — ૦-૬-૦
૨૧ બિરાદર બબુ — ૦-૨-૬
૨૨ કકળતું કોંગો — ૦-૫-૬

**વર્ષ ૨**

૨૩ એક હતો છોકરો — ૦-૬-૦
૨૪ ટ્રોટ્સ્કી — ૦-૬-૦
૨૫ ગતું રુસ ભા. ૧ ઉપરાંત — ૧-૦-૦
૨૬ હિન્દ કયે રસ્તે? (પં. જવાહર કૃત) — ૦-૨-૦
૨૭ ક્રાંતિની દીકરીઓ — ૦-૧-૦
૨૮ કિસાન બંડો — ૦-૦-૬
૨૯ મલબારનાં કિસાન બંડો — ૦-૦-૬
૩૦ મજૂર — ૦-૦-૩

---

# લોક નાદ

## [ અભય નિવાસ દ્વારા પ્રકાશિત ]

લોક માનસને તેના અનેક વહેમોમાથી જગાડી લોકસમાજના સતત ચાલતા એક ધારા શોષણની સમજ આપવાનો અમારો હેતુ છે



ખેડૂતો તથા મજૂરો—તમામ શ્રમજીવી વર્ગોના ખાસ પ્રશ્નો અને સામાન્ય શોષણની વાતો અમે રજૂ કરીશું



તદ્દન સહેલી લોકભાષામા નાનકડી પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરીશુ



"જવાબ આપો" (ત્રણ પૈસા) એ પુસ્તિકા લોકનાદનો પહેલો અવાજ છે



આમપ્રજામા ક્રાતિશીલ સાહિત્ય ફેલાવવા ઇચ્છનારાઓની આર્થિક મદદથી આ ચાલે છે

સહાય કરશો?